# ગુલામીની

પ્રાંતિક સ્વરાજ
અને
સમવાયતંત્ર




હિંદના
રાજબંધારણનો
ઇતિહાસ

ચિંતન ગ્રંથાવલિ
૧



# અમારાં પ્રકાશનો

## અંજલિ ગ્રંથમાળા

| નામ | મૂળ કિંમત |
|---|---|
| સંજીવની | ૨—૦—૦ |
| પચાસ વર્ષ પછી- | ૧—૪—૦ |
| પ્રાયશ્ચિત્ત ભા. ૧ | ૨—૦—૦ |
| ,, ભા. ૨ | ૨—૦—૦ |
| એ પત્ની કોની? | ૨—૦—૦ |
| અંતરની વ્યથા | ૧—૪—૦ |
| આવતી કાલ | ૨—૮—૦ |
| અખંડ જ્યોત | ૧—૮—૦ |
| મંગલમૂર્તિ | ૨—૦—૦ |
| મહાન મુસાફરો | ૧—૮—૦ |
| દોન ધ્રુવ | ૨—૦—૦ |
| ધરતી | ૧—૮—૦ |
| બંધન અને મુક્તિ | ૨—૦—૦ |
| જાગતા રે'જો (પૂર્વાર્ધ) | ૨—૦—૦ |

## આરોગ્ય ગ્રંથાવલિ

| | |
|---|---|
| દર્દો, દવાઓ અને ડાક્તરો | ૧—૪—૦ |
| અપચાના સહેલા ઉપાયો | ૦—૪—૦ |
| શરદી અને સળેખમ | ૦—૬—૦ |
| વજન શી રીતે વધારવું? | ૦—૪—૦ |
| કબજિયાત | ૦—૪—૦ |
| આંખોનું આરોગ્ય | ૦—૪—૦ |
| નિસર્ગોપચારઃ વિચાર અને વ્યવહાર ભા. ૧ | ૧—૦—૦ |
| આદર્શ ખોરાક કોને કહેવો? | ૦—૪—૦ |
| જલોપચાર ભા. ૧ | ૦—૪—૦ |
| પહેલું સુખ | ૦—૪—૦ |
| ખોરાકની પસંદગી | ૦—૪—૦ |
| કસરત, મહેનત અને રમત | ૦—૪—૦ |
| જલોપચાર ભા. ૨ | ૦—૮—૦ |
| કલેજાના રોગો | ૦—૫—૦ |

## ચિંતન ગ્રંથાવલિ

| | |
|---|---|
| ગુલામીની શૃંખલા | ૨—૮—૦ |

## વિશ્વસાહિત્યમાળા

| | |
|---|---|
| પતન અને પ્રાયશ્ચિત્ત | ૨—૮—૦ |

મુંબઇ શાખા

૭, દેવકરણ મેન્શન : પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ

## સાહિત્ય પ્રવૃત્તિઓ

અંજલિ ગ્રંથમાળા
આરોગ્ય ગ્રંથાવલિ
ઊર્મિ (માસિક)
નવરચના ( ,, )
બાલજગત (પાક્ષિક)
ચિંતન ગ્રંથાવલિ

વિશ્વ સાહિત્યમાળા
અરુણ પુસ્તકમાળા
નૂતન ગ્રંથાવલિ
લોકશિક્ષણ ગ્રંથમાળા
શિષ્ટ સાહિત્યમાળા
નવસર્જન ગ્રંથાવલી

મુખ્ય કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ

પો. બો. નં. ૭૩ : અમદાવાદ

# ગુલામીની શૃંખલા

લેખક

ધનવંત ઓઝા



ભારતી સાહિત્ય સંઘ
પાનકોરનાકા : પો. બો. નં. ૭૩
અમદાવાદ

આવૃત્તિ પહેલી : જુલાઈ ૧૯૩૯

પ્રત ૧૧૦૦



મૂળ કિંમત

**અઢી રૂપિયા**

| | |
|---|---|
| સાદી કિંમત મુંબઈ ગુજરાતમાં રૂબરૂ | ટપાલ ખર્ચ સાથે તથા રૂબરૂ બૃહદ ગુજરાતમાં |
| ૧—૧૪—૦ | ૨—૨—૦ |

પરદેશમાં ખર્ચ સાથે

**ચાર શિલિંગ**

પ્રકાશક
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
પાનકોરનાકા
અમદાવાદ

મુદ્રક
મનુભાઈ અમૃતલાલ શેઠ
સ્વાધીન મુદ્રણાલય
રાણપુર

# નિવેદન

આ પુસ્તક આટલું બધું મોડું અને તે પણ પ્રો. શાહની પ્રસ્તાવના વિના બહાર પડે છે તેની પાછળ એના લેખકનો વાંક રહ્યો છે. આ લેખકને ગુજરાત બહુ ઓળખતું નથી અને તેથી જ કદાચ એના બહુવિધ અભ્યાસનાં ફળો ગુજરાતને ચાખવા મળ્યાં નથી. અમે આ લેખકના પરિચયમાં હમણાં જ આવ્યા છીએ. આટલા પરિચયથી અમને જણાયું છે કે રાજકારણ, અર્થશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન ઈત્યાદિ વિષયોમાં એ બહુ ઊંડું જ્ઞાન ધરાવે છે. એમનું વાંચન બહુ વિશાળ અને બહુ ઊંડું છે. જો આ પુસ્તકથી ગુજરાતના વિદ્વદ્ વર્ગને અને પ્રકાશન-સંસ્થાઓને ખાત્રી થાય કે આપણા ઘરમાં જ એક ન ઓળખાય એવો અભ્યાસી પડયો છે તો અવશ્ય એનો ઉપયોગ લ્યે.

શ્રી. ઓઝા અઠ્ઠાવીશ વર્ષના જુવાન છે, પણ એમનું પ્રમાણમાં નિરોગી છતાં ઘણું જ પાતળું ને નાનકડું શરીર તથા આંખ ઉપરના ઓગણીશ નંબરના ચશ્મા આપણને નિરાશ કરી દે એમ છે, પણ આ શરીરે ને આ આંખે તેઓ રાત દિવસ અભ્યાસમાં જ લીન હોય છે. ૧૯૩૦ની લડત વખતે તેઓ સાયન્સના વિદ્યાર્થી હતા. છેલ્લું જ વર્ષ હતું અને પરીક્ષામાં બેસવાને બે ચાર દિવસની જ વાર હતી. આ સ્થિતિમાં એમણે રાષ્ટ્રની હાકલને માન આપી કૅાલેજ છોડી દીધી. તે દિવસથી આજ

સુધી તેઓ પોતાની મતિ અનુસાર રાષ્ટ્રસેવાના કામમાં જ લાગેલા છે. અમદાવાદના પ્રસિદ્ધ મજૂર મહાજનમાં એમણે વર્ષો સુધી કામ કર્યું છે ને શ્રી. નંદાની એમણે ઘણી જ ચાહના મેળવી છે. આજે તો એમના વિચારો ને પ્રવૃત્તિ મજૂર મહાજન કરતાં લગભગ ઊલટી દિશામાં કામ કરે છે. તેઓ માન્યાતાએ ચુસ્ત સામ્યવાદી છે અને મહાસભા સમાજવાદી પક્ષના સભ્ય છે. તેઓ આચાર–વિચારમાં ઉદ્દામ હોવા છતાં એમનું માનસિક બંધારણ એક અભ્યાસીનું જ છે એટલે રાજકારણના તખ્તા ઉપર તેઓ ભાગ્યે જ દેખાઈ શકે એમ છે. એમનો વધારેમાં વધારે ઉપયોગ તો લેખનથી જ લઈ શકાય. એ ઉપયોગ અમે, એમનાથી ભિન્ન વિચારસરણી ધરાવતા હોવા છતાં લઈ શકયા છીએ તે અમારા ને એમના માટે આનંદનો વિષય બન્યો છે.

આ પુસ્તકમાં પ્રો. શાહનો પ્રવેશક મેળવી શકાયો હોત તો જરૂર આની કિંમતમાં વધારો થાત, પરંતુ પુસ્તકને અતિશય મોડું થઈ જવાના ભયે પ્રવેશક વિના જ પ્રગટ કરવાની અમને ફરજ પડી છે. પુસ્તકના 'શાસનતંત્રની સમાલોચના' નામનો જે લેખ મૂકયો છે તે 'Fedrel Structure'માંથી ડૉ. શાહની સંમતિથી લેખકે મેળવ્યો છે. એ બદલ ડૉ. શાહનો, નેશનલ પબ્લીકેશન સોસાયટીના સંપાદક-મંડળનો તથા પ્રકાશક મેસર્સ વોરા એન્ડ કું. પબ્લીશર્સ લી. નો આભાર માનીએ છીએ.

**અમદાવાદ**
૧૧ : ૭ : '૩૯

મુખ્ય સંચાલક
**ભારતી સાહિત્ય સંઘ**

# અનુક્રમ

# ભૂમિકા

બ્રિટિશ રાજસત્તાએ હિંદની જૂની સંસ્કૃતિનું ખંડન કર્યું છે, પણ એને સ્થાને નવી સંસ્કૃતિનો ઉગમ નથી થવા દીધો. વર્ણસંકર એવી દીનદશામાં બ્રિટિશ અમલને પરિણામે ભારતવર્ષ આવી પડ્યું છે. કહેવામાં આવે છે કે ભારતમાં 'રાષ્ટ્રીયતા' જેવું કશું જ નહિ હતું. સાચી વાત છે કે આજે આપણે 'રાષ્ટ્રીયતા' શબ્દનો જે સંકુચિત અર્થ કરીએ છીએ એ અર્થમાં હિંદમાં રાષ્ટ્રીયતાનો ઉદ્ભવ નહિ થયેલો. પણ એ અર્થની રાષ્ટ્રીયતાનો વિકાસ તો ઐતિહાસિક પરિબળોનું પરિણામ હોય છે. એવાં ઐતિહાસિક પરિબળો જન્મ પામે એ પહેલાં તો હિંદ ઉપર વિદેશી બેડી પડી છે. અને 'શ્વેત માનવીનો ભાર' (white man's Burden) વહતા આ બ્રિટિશ શોષકોએ હિંદની રસાળ ભૂમિમાંથી નીપજતાં ધન–ધાન્યની નીક સદાયે બ્રિટનાભિમુખ વહેતી રહે એવી ચોકીદારી કર્યા સિવાય બીજું કશું જ કાર્ય નથી કર્યું. બ્રિટિશ–આગમન પછીની તવારીખનું વિહંગાવલોકન આપણને સાફ સાફ બતાવે છે કે ઇગ્લાંડની જરૂરતોને અનુસરીને જ સદાયે બ્રિટિશ તંત્ર રચાયું છે–એને અનુસરીને જ એમાં પલટા થયા છે.

પણ ભારતીય બુદ્ધિનું–ભારતની માનવતાનું–ભયંકર અને અસહ્ય અપમાન તો એમ કહેવામાં આવે છે ત્યારે થાય છે કે બ્રિટિશ–આગમન પહેલાં ભારતવર્ષમાં રાજકારણના મૂળાક્ષર પણ મંડાયા ન હતા. વેદકાળથી માંડીને બ્રિટિશ આગમનના કાળ સુધીની હિંદી રાજતંત્રની આછી રૂપરેખા રજૂ કરીને આ વિધાનનું અસત્ય અહીં પૂરવાર કરવામાં આવે છે. વેદ ને ઉપનિષદો, બૌદ્ધજાતકો ને સ્મૃતિઓ, અર્થશાસ્રો

અને એવા રાજનીતિના વિશદ ગ્રંથો જૂના ભારતીય સાહિત્યમાં જેટલા છે એટલા જગતભરના બીજા કોઈ રાષ્ટ્રની પ્રાચીન તવારીખમાં નથી. આ બધાંનો એવો અર્થ કોઈ ન કરે કે ભારત એ જગતભરનું શ્રેષ્ઠ રાષ્ટ્ર છે એવો દાવો અહીં રજૂ થાય છે. એ રીતે સૌ રાષ્ટ્ર સમાન છે. ન કોઈ ચડિયાતું, ન કોઈ ઊતરતું. માનવી માત્રમાં તર્કશક્તિ છે અને તેથી સંજોગો અનુસાર એ સમાજ રચે છે. સમયે સમયે સંસ્કૃતિ–પલટા થાય છે ત્યારે સંસ્કૃતિનાં કેંદ્ર બદલે છે: અતિ પ્રાચીન કાળમાં સંસ્કૃતિનું કેંદ્ર મધ્ય એશિયામાં હતું. એ સમયની પરિસ્થિતિને સૌથી વધારે અનુકૂળ એ પ્રદેશ હતો એ કારણે. પછી એ સંસ્કૃતિ ઇજિપ્તમાં, હિંદમાં ને ચીનમાં વિકાસ પામી. ખેતી એ કાળનું સૌથી મહત્ત્વનું માનવજરૂરતોને પોષતું સાધન હતું એ કારણે, અને પછી ઔદ્યોગિક ક્રાંતિ થઈ એટલે એને અનુકૂળ પરિસ્થિતિ હતી એવાં પશ્ચિમનાં રાષ્ટ્રોમાં સંસ્કૃતિવિકાસ વેગવંત બન્યો છે. પણ જો આપણને જંગલી મનાવવાનો અંગ્રેજો પ્રયત્ન કરે તો આપણે એને એટલું જ કહેવાનું રહે કે 'ભાઈઓ, તમારા જ પેલા પ્રસિદ્ધ તવારીખનવેશના શબ્દો જરા યાદ કરો ને ! એણે જ કહ્યું હતું કે 'જ્યારે આપણા પૂર્વજો લાકડાં ફાડીને અને પાણી ખેંચીને પેટગુજારો કરવાની પ્રાથમિક સ્થિતિમાં હતા ત્યારે હિંદમાં એક અતિ વિકસિત સંસ્કૃતિનો સૂર્ય રાજતો હતો !'

આ હેતુથી અને તુલનાત્મક દૃષ્ટિના અભ્યાસની ગુજરાતી સાહિત્યની જરૂરતને અંશતઃ પૂરી પાડવા, હિંદી રાજ્યતંત્રના આ ગ્રંથની પૂર્વ–ભૂમિકારૂપે પ્રાચીન સમયથી બ્રિટિશ-આગમનકાળ સુધીની રાજકીય વિકાસની તવારીખ જોડવી જરૂરી છે. અલબત્ત, બ્રિટિશ–આગમન પછીની તવારીખને વધારે મહત્ત્વ તો અહીં આપવાનું જ રહેશે–પુસ્તકનો હેતુ એ રાજતંત્રનું શોષક સ્વરૂપ ખુલ્લું પાડવાનો છે એટલે.

# પ્રકરણ પહેલું

## પ્રાચીન ભારતીય રાજનીતિ

ઓક્સફર્ડના વિદ્યાપીઠે ભારતવર્ષની તવારીખના એક વિસ્તૃત ગ્રંથનું પ્રકાશન કર્યું છે. એના પ્રથમ પૃષ્ઠ ઉપર જ અતિ પ્રાચીન કાળના ભારતવર્ષની રૂપરેખા આ શબ્દોમાં દોરવામાં આવી છે :–

'શોક, દારિદ્ર કે મૃત્યુના ભય વિનાના, પૃથ્વી ઉપર સ્વર્ગનું સુખ પામનારા માનવીની કવિઓને કલ્પનામાં સત્યનો અંશ પણ નથી એવા પુરાવાઓ પ્રાચીન તવારીખનવેશ આજે તો થોકબંધ રજૂ કરે છે. હિંદ હો કે યુરોપ–સૌ સ્થળના પથ્થરયુગના માનવીઓ કુદરતનાં બળોથી ત્રાસતા, તૂટીફૂટી ઝૂંપડી કે ગુફાનો આશ્રય શોધતા, ભયાકુળ ને ચિંતાતુર વદને જગતના પટ ઉપર ઘૂમતા એમ પ્રાચીનકાળના અવશેષો સિદ્ધ કરે છે.'

ભારતવર્ષના અનેક પ્રદેશોમાંથી, મુખ્યત્વે પૂર્વ તરફના કિનારા ઉપરના પ્રદેશોમાંથી, પ્રાચીન પથ્થરયુગના સંસ્કૃતિહીન માનવીના અને એની કંગાળ હાલત બતાવનારા અવશેષો મળી આવે છે.

વ્યવસ્થિત સમાજતંત્ર આવા જંગાલિયતના કાળમાં ન સંભવે. વિકરાળ પશુઓથી બચવા માનવીઓ એ સમયે ટોળાં કરી ઘૂમતા, પણ એમને ભયભીત કરનારાં પશુઓનાં અને એમનાં જીવનમાં બહુ ભેદ નહિ હતો.

પછી આવ્યો નૂતન પથ્થર-યુગ. એમાં સમાજતંત્રનો એકડો ઘૂંટાયો. નાની નાની વ્યવસ્થિત ટોળીઓ એ કાળમાં રચાઈ. પણ એ ટોળીઓમાં પુખ્તવયના સૌનો અવાજ સંભળાતો. બાળકો, વૃદ્ધો અને અશક્તોના રક્ષણની જવાબદારી એ કાળે સશક્ત સમુદાય સ્વીકારતો. સૌ કોઈએ શ્રમ કરવો જ પડે એવા આ કાળમાં સમાજ ઉપરનું આધિપત્ય એક અથવા થોડી વ્યક્તિઓના હાથમાં આવ્યું ન હતું.

એ પછીનો સંસ્કૃતિકાળ એ ભારતવર્ષની સંસ્કૃતિનો પહેલો સુવર્ણકાળ હતો.

પૂર્વ-વેદકાળના નામે એ તવારીખમાં નોંધાયો છે. ભારતીય રાજતંત્રના વિકાસની તવારીખ આ સમયથી જ આરંભાય છે. એ તવારીખનો પહેલો તબક્કો વેદકાળથી શરૂ થઈને ઉપનિષદ્કાળમાં પૂરો થાય છે.

વેદકાળની ભારતીય રાજ્યવ્યવસ્થા વિષેની માહિતી આપણને ઋગવેદસંહિતામાંથી મળે છે. યજ્ઞ વગેરે નિત્યકર્મની રજૂઆતની સાથે સાથે જ રાજતંત્રની ચર્ચા પણ એમાં વણાઈ ગઈ છે. એમની રાજવ્યવસ્થાની રજૂઆત પહેલાં, આર્યોની સામાજિક રચનાનો આછો ખ્યાલ આવશ્યક છે.

આર્યો હિંદમાં આવ્યા એ કાળે તો સંસ્કૃતિની પહેલી કક્ષામાં હતા. પણ ઋગવેદકાળમાં સંસ્કૃતિનો પલટો થઈ રહ્યો હતો. વિભક્ત ટોળીઓનું સ્થાન વ્યવસ્થિત સમાજ લેવા લાગ્યો હતો. અનેક ટોળીઓ સંગઠિત બનીને 'જનપદ' બનતું હતું. અને આખા 'જનપદ' ઉપર એક રાજાની સત્તા સ્થપાતી હતી. એ કાળની એ રાજસંસ્થા આજના જેવી બેજવાબદાર અંધેરશાહી ન હતી. રાજાની નિમણૂક કરવાની સત્તા એ કાળે સમાજના આગેવાનોના હાથમાં રહેતી હતી.

રાજાના દૈવી હક્કની માન્યતા પણ આરંભકાળે તો ન હતી.

સમાજમાં જ્યારે પલટો થયો અને સ્થાપિત હિત ધરાવતો ક્ષત્રીય વર્ગ જ્યારે ઊભો થયો ત્યારે જ રાજ્યના દૈવી હક્કનો વહેમ પ્રચાર પામ્યો.

આ કાળનાં રાજ્યો વિસ્તારમાં નાનાં હતાં. જનરાજ્ય કે ગણરાજ્યનાં નામથી એ ઓળખાતાં. એ સમયનાં રાજ્યનાં કર્તવ્યો પણ મર્યાદિત હતાં. પ્રજારક્ષણ એ જ જાણે રાજાનું મુખ્ય કાર્ય હતું. ન્યાય, કેળવણી અને બીજી સામાજિક જરૂરતો પ્રાથમિક પરિસ્થિતિના સમાજમાં સદાયે સમાજ હસ્તક હોય છે એમ વેદકાલિન ભારતવર્ષમાંયે હતું. જનસંખ્યા બહુ વિશાળ ન હતી અને કુદરતી બળોનો સહકાર હતો એટલે જીવનકલહ પ્રમાણમાં સરળ હતો. રાજા એ જાણે ટોળીના મુખી જેવો જ હતો. સભા કે સમિતિની સલાહને અનુસરવાની એની ફરજ હતી. શ્રીમંત અને વિદ્વાનવર્ગની સભા બનતી અને આમજનતાની સમિતિ બનતી. ન્યાયના પ્રશ્નો, સમાજના પ્રશ્નો અને એવા બીજા આંતરિક પ્રશ્નોમાં તો સર્વોપરિ સત્તા આ સભા અને સમિતિની જ રહેતી. રાજાની ચૂંટણી અને નિમણૂક પણ આ સભા અને સમિતિ કરતાં. અને કુરાજ્ય થાય તો રાજાને એ પદભ્રષ્ટ પણ કરી શકતાં.

આ પ્રકારની જૂની ભાવનાઓ ટકી રહી ત્યાં સુધી, જૂની સામાજિક રચના ટકી રહી ત્યાં ત્યાં આ પ્રકારનાં પ્રજાતંત્રો હિંદમાં રચાયાં છે. એ પ્રજાતંત્રો અને વર્તમાન પ્રજાતંત્રોનાં સ્વરૂપમાં મોટો ભેદ છે. એ પ્રાચીન પ્રજાતંત્રમાં તો આમજનતાનો પોતાનો સીધો અવાજ હતો. પ્રતિનિધિદ્વારા સભા ભોગવવાની એ પદ્ધતિ ન હતી. અને સમાજમાંના વર્ગોના સંબંધ અને એમની વચ્ચેનાં અંતર પણ અર્વાચીન કાળ જેવા નહિ હતાં એટલે એ પ્રજાતંત્ર સાચાં પ્રજાતંત્ર બની શકતાં.

પણ સાથે સાથે જ હિંદમાં એક ભિન્ન પ્રકારની રાજ્યવ્યવસ્થાનો આરંભ થયો હતો. આર્યો પરદેશીઓ હતા. જૂના હિંદી અનાર્યોના વસવાટમાં જ્યારે એ પેશકદમી કરે ત્યારે એમને ત્યાં તો સખત નિયમન સ્થાપવું જરૂરી બનતું. અનાર્યોને તો

આર્યો પોતાનાથી ઊતરતા ગણતા અને તેથી એમનો રાજ્યતંત્રમાં સાથ મેળવવાનો પ્રશ્ન જ ઊભો થતો નહિ. એ વાત સાચી છે કે રાજાએ એ કાળમાં રાજધર્મને અનુસરવાનું રહેતું જ. જૂનાં કાનૂન, સંસ્થાઓ કે રૂઢિઓનો એ ભંગ ન કરી શકતા. પણ આ બધું છતાંયે વહીવટી અને ન્યાય-નિર્ણયની સત્તા તો રાજાના હાથમાં જ રહેતી. અને 'ચક્રવર્તિ' બનવાના કોડ બધા રાજાઓને હતા એટલે રાજ્યનો વિસ્તાર કરવાનો પ્રયત્ન સૌ કરતા. ધર્મ આ મહત્ત્વાકાંક્ષાને ઉત્તેજન આપતો. અશ્વમેધ જેવા યજ્ઞો આ પ્રયત્નોને પોષતા.

વેદકાળ પછીનો કાળ અર્થશાસ્ત્રોનો અને બૌદ્ધરચનાનો હતો. હિંદી સમાજતંત્ર એ સમયે વિકસિત થયું હતું. ખેતીમાં ખૂબ ખૂબ પ્રગતિ થઈ હતી અને વેપારનો વિકાસ પણ આરંભાયો હતો. હિંદી વેપારીઓનાં જહાજો પૂર્વમાં જાવા ને સુમાત્રા સુધી અને પશ્ચિમમાં આફ્રિકા, મિસર અને અરબસ્તાન સુધી જતાં હતાં. આ સામાજિક વિકાસનાં પ્રતિબિંબ રાજકીય ચોકઠાંમાં પણ પડ્યાં. નાનાં નાનાં રાજ્યોને સ્થાને હવે મહારાજ્યો રચાવા લાગ્યાં.

વેદકાળમાં અને આ કાળમાં એક મોટો ભેદ છે. વેદકાળનું રાજ-કારણ સ્વતંત્ર રાજકારણ નહિ હતું. એ કાળે માનવી હજી સંસ્કૃતિના પહેલા પાઠ શીખતો હતો. આકાશ સામે કે પૃથ્વી સામે, સમુદ્ર સામે કે નદી સામે એ નીરખતો ત્યારે એની દૃષ્ટિ ભય અને આશ્ચર્યથી મિશ્રિત હતી. આ બીજા તબક્કામાં ભારતીય સમાજમાં ઐહિક અને પારલૌકિક વચ્ચેનો ભેદ દોરાવાનો આરંભ થયો. રાજતંત્રનું નિયમન સૂચવતાં ધર્મસૂત્રો અને અર્થશાસ્ત્રો રચાયાં, અને બૌદ્ધતત્ત્વજ્ઞાને તો જૂની દૈવી હક્કની ફિલસૂફીના મૂળમાં જ ઘા કર્યો. બૌદ્ધ અને જૈન-સંપ્રદાયો એ ભારતવર્ષનાં એ કાળનાં નવાં સમાજતંત્રમાં પ્રતિબિંબ-શાં હતાં. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રના જૂના ભેદ જૂના સ્વરૂપે ટકી રહે એ નવા ઊભા થતા વેપારીવર્ગને પાલવે એમ ન હતું. સમાજ-તંત્રમાં એ વર્ગનો અવાજ પણ ન સંભળાય એ કેમ ચાલે? આવાં

કારણે જ બૌદ્ધ અને જૈનતત્ત્વજ્ઞાનો ઉદ્ભવ્યાં હતાં. અને આવાં કારણે જ ચાર્વાક જેવા છૂટાછવાયા નિરીશ્વરવાદી તત્ત્વજ્ઞો પણ ઊભા થયા હતા. બૌદ્ધ અને જૈનસંપ્રદાયોનું ભારતવર્ષ ઉપરનું વર્ચસ્વ એ પછીના કાળમાં ચાલ્યું ગયું એ વાત સાચી છે. પણ એમણે સમાજતંત્રમાં જે પલટો કર્યો, જૂની શાસનપ્રણાલિકામાં જે ફેરફાર કર્યા એ તો ટકી જ રહ્યા.

વેદકાળ પછીના આ કાળના ત્રણ સ્પષ્ટ વિભાગ પડે છે. પહેલો તબક્કો છે ધર્મસૂત્રોનો. એમાં વેદ અને રાજકારણને છૂટાં પાડવાનો પ્રયત્ન શરૂ થાય છે. રાજધર્મનાં સૂત્રો એમાં રચાય છે. નવો સમાજ રચાવાનો એ આરંભકાળ છે. બીજો તબક્કો છે અર્થશાસ્ત્રોની રચનાનો. બૃહસ્પતિ જેવા તીક્ષ્ણ દૃષ્ટિ ધરાવતા તત્ત્વજ્ઞોની આગેવાની નીચે આ કાળમાં ક્રાંતિની ચિનગારીઓ સળગે છે. મર્યાદિત રાજસત્તાના સિદ્ધાંત આમાં ઉદ્ભવે છે. 'રાજા એટલે રાજ્ય' એવી જૂની માન્યતા આ કાળમાં ભાંગીને ભુક્કો થઈ જાય છે. સપ્તાંગ રાષ્ટ્રનો ખ્યાલ આ કાળે ઊભો થાય છે. રાષ્ટ્રનાં સાત અંગમાંના એક અંગ તરીકે રાજા છે એવું પ્રતિપાદન અર્થશાસ્ત્રોમાં થયું છે. અમાત્યો, પુરવાસીઓ અને ગ્રામવાસીઓ, સેના, કોશ, દુર્ગ અને મિત્રો આ બધાં પણ એટલાં જ મહત્ત્વનાં અંગો ગણાયાં છે. રાજધર્મની અવગણના ન કરવાની પ્રતિજ્ઞા રાજ્યારોહણને દિવસે રાજાએ કરવાની હોય છે. પ્રતિજ્ઞાભંગ કરનાર નૃપતિને પદભ્રષ્ટ કરવાની સત્તા પ્રજાને છે એમ પણ અર્થશાસ્ત્રો કહે છે. અને પ્રાચીન ભારતીય તવારીખમાં આવાં કારણોએ રાજાઓ પદભ્રષ્ટ થયાનાં દૃષ્ટાંતો પણ અનેક મળે છે. અને અર્થશાસ્ત્રો પછીનો આ કાળનો ત્રીજો તબક્કો આવે છે. એ તબક્કો ક્રાંતિનો છે. વેદકાળમાં અને એ પછીના કાળમાં પણ રાજાની દૈવી ઉત્પત્તિનો સિદ્ધાંત પ્રચલિત હતો. બૌદ્ધસંપ્રદાયે એ સિદ્ધાંતના મૂળમાં ઘા કર્યો. સમાજ માનવીની જરૂરતોમાંથી ઊભી થયેલી સંસ્થા છે એમ એણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું. યુરોપમાં રૂસોએ જે પ્રકારની સામાજિક કરાર (Social

Contract)ની ફિલસૂફી રચી એ જ પ્રકારની ફિલસૂફી ભારતવર્ષમાં ઈ. સ. પૂર્વે ૩૦૦માં રચાઈ ગઈ હતી. 'દીઘનીકાય' નામના એક પ્રાચીન ગ્રંથમાં એક વાર્તા છે. એમાં વશિષ્ઠ નામનો એક બ્રાહ્મણ બુદ્ધને પ્રશ્ન કરે છે કે બ્રાહ્મણની શ્રેષ્ઠતા પુરવાર કરી શકાય એમ છે કે નહિ. આ પ્રશ્નનો ઉત્તર આપતાં, બુદ્ધ જગતના ઇતિહાસનું આરંભકાળથી વર્ણન કરે છે. એ કહે છે કે અતિ પ્રાચીનકાળમાં માનવી સંપૂર્ણ હતો—અને અશરીરી હતો. પણ પછી જેમ જેમ માનવી અવનત થતો ગયો તેમ તેમ જાતિભેદ અને લિંગભેદ દાખલ થતા ગયા. કુટુંબ અને મિલકત, દંડ, નીતિ અને ચાતુર્વર્ણ્ય તો પછીથી માનવીએ સમાજની જરૂરતોને અનુલક્ષીને જ દાખલ કર્યાં. સમાજમાં જ્યારે અવ્યવસ્થા થવા લાગી, નિયમનની જરૂર જ્યારે એમને જણાઈ ત્યારે એમણે પરિષદ ભરી. એ પરિષદમાં શાસનપ્રબંધ કરવા એક રાજા નીમ્યો, એ ક્ષત્રિય કહેવાયો કારણ કે એ ક્ષેત્રનો પતિ હતો.

આ જ કાળમાં ભારતવર્ષમાં પ્રજાતંત્રો પણ ઊભાં થયાં હતાં. લિચ્છવીનું ઇતિહાસપ્રસિદ્ધ પ્રજાતંત્ર આ કાળમાં અસ્તિત્વમાં આવ્યું હતું.

આ સમય પછીનો કાળ એ ભારતીય રાજકારણની તવારીખનો—અને જગતના રાજકારણની તવારીખનો પણ—એક મહત્ત્વનો કાળ છે. એ કાળ કૌટિલ્યનો કાળ છે. રાજકારણની અને રાજતંત્રવિશદ ચર્ચા એના અર્થશાસ્ત્રમાં છે. એરિસ્ટોટલના 'પોલિટિક્સ' જેવા પ્રાચીન તવારીખના પહેલી કક્ષાના ગ્રંથોમાં સ્થાન પામે એવો આ મહાગ્રંથ છે. વિદેશી તવારીખનવેશોનું પણ એ ગ્રંથે ખૂબ ખૂબ ધ્યાન ખેંચ્યું છે. રાજ્યતંત્ર વિષેના કૌટિલ્યના સમય પહેલાં જે ગ્રંથો લખાયા હતા એ બધાનું એણે મંથન કર્યું—પૃથક્કરણ કર્યું. એણે રાજ્યતંત્રના પ્રશ્નને સ્પષ્ટ સ્વરૂપે રજૂ કર્યો, અને ભાવિ પ્રજાને માટે એક આધારગ્રંથ તૈયાર કર્યો. આ ગ્રંથ રચીને એ રાજનીતિના એક સિદ્ધાંતનો પ્રણેતા થયો. એનાં વિધાનો જોડે આપણે સંમત

હોઈએ કે અસંમત, એક વાત તો આપણે સ્વીકારવી જ રહે છે કે કૌટિલ્ય એ પ્રથમ કોટીનો રાજનીતિજ્ઞ હતો. 'હિંદી મેકીઆવેલી'નું બિરુદ એને અપાયું છે. પણ એને કડક અમલથી ભારતવર્ષમાં રાષ્ટ્ર-ભાવનાનો સંચાર થયો હતો એ વાત તો એનો મોટામાં મોટો વિરોધી પણ નકારી શકે નહિ.

કૌટિલ્ય પછીનો સમય એ મહાભારત, મનુસંહિતા અને આર્યદેવનો સમય છે. મહાભારત અને મનુસંહિતા એ બૌદ્ધસંપ્રદાયના રાજકારણ સામેના પ્રત્યાઘાતરૂપ છે. પણ એ પ્રત્યાઘાત થયો તોયે પ્રગતિનું જે પગલું બૌદ્ધ રાજનીતિએ માંડ્યું હતું એ તો મંડાયેલું જ રહ્યું. ભલે રાજકારણ ને ધર્મને સાંકળવાનો પ્રયત્ન થયો હોય પણ રાજકારણના વિજ્ઞાનની એક સ્પષ્ટ વિજ્ઞાન તરીકેની ચર્ચા તો મહાભારત અને મનુસંહિતાને કરવી જ પડી છે. અને ધર્મનું સ્થાન પ્રધાન અને રાજનીતિનું સ્થાન ગૌણ એવી વેદકાલીન સમયની પરિસ્થિતિ હતી એ તો ન જ આવી શકી. રાજકારણનું મહત્ત્વ ધર્મ જેટલું જ સ્વીકારાયું.

અને આર્યદેવ તો આ સમયમાં ક્રાંતિની ધજા ફરકાવે જ જતો હતો. મનુસંહિતા અને મહાભારત રાજાના દૈવી હક્કનું તત્ત્વજ્ઞાન રજૂ કરતાં હતાં એની સામે આર્યદેવે તો છાપરે ચઢીને પોકાર કર્યો હતો કે પ્રજા ઉપર જુલમ કરનાર રાજા સાચો રાજા જ નથી એ તો બદમાશ લૂટારો છે. એને પદભ્રષ્ટ કરવાનો પ્રજાનો ધર્મ છે.

આ સમય પછીનો કાળ એ ભારતીય અવનતિનો કાળ છે. સમાજ–ક્રાંતિનો એ નિયમ છે કે સામાજિક પ્રથામાં જ્યારે પલટો થાય છે ત્યારે નવાં બળો કેટલાક સમય સુધી પ્રગતિકારક રહે છે. પણ સમય જાય છે એની સાથે સાથે એ સામાજિક બળો નવી ઊભી થતી પરિસ્થિતિ જોડે કદમ નથી મેળવી શકતાં. એ ક્રમે ક્રમે પાછળ પડતાં જાય છે અને તેથી પ્રગતિ રૂંધાય છે. આવું જ પ્રગતિરૂંધન ઈ. સ. ૨૦૦ થી ૬૦૦ સુધી ભારતવર્ષમાં ચાલ્યા કર્યું હતું. રૂઢિને પોષવા

મથતા વર્ગોએ આ કાળમાં પુરાણો રચ્યાં–કેટલીક નવી નવી સ્મૃતિઓ રચી. રાજનીતિનાં સૂત્રોને આ કાળમાં વ્યવસ્થિત રૂપે રજૂ કરવાનો પ્રયત્ન કરનાર હતો એક માત્ર ક્ષમન્દક નામનો રાજનીતિજ્ઞ. કૌટિલ્યના અર્થશાસ્ત્રને અનુસરીને એણે એના સિદ્ધાંતો રચ્યા હતા અને પોતાની પરિસ્થિતિમાં એનો અમલ કરવાના માર્ગ સૂચવ્યા હતા. પણ એની અસર એ કાળે ઊંડી ન થઇ.

આ પછી સમ્રાટ હર્ષનો સુવર્ણકાળ આવ્યો. હિંદી રાજ્યતંત્રે ફરીને વ્યવસ્થિત સ્વરૂપ ધારણ કર્યું. સમ્રાટ હર્ષના કાળ પહેલાં ભારતવર્ષ ગુપ્ત વંશના શાસન નીચે હતો. પણ મધ્ય એશિયામાં નવી જાગતી મુસ્લિમ સત્તાએ એ શાસનને તોડી પાડ્યું હતું. હર્ષે એવા તૂટેલા રાષ્ટ્રનું ફરીને ઘડતર કર્યું.

આ પછી ભારતીય સ્વાતંત્ર્યનો અગિયારમા શતકથી અંત આવ્યો. એ કાળથી ભારત ઉપર ઇસ્લામી–સત્તાનું શાસન સ્થપાયું. એ શાસનનું સ્વરૂપ અને એનાં પરિણામ આપણે આ પછીના પ્રકરણમાં ચર્ચીશું.

પ્રાચીન હિંદી રાજતંત્રમાં ગ્રામપંચાયતોનું સ્થાન અતિમહત્ત્વનું હતું. રાજા ફરે, રાજવંશ ફરે કે સત્તાધીશ ફરે તોયે ગ્રામ્યપંચાયતની રચના તો કાયમ જ રહેતી. વિગ્રહ, કરવેરા અંગેના અને મહત્ત્વના વહીવટી પ્રશ્નોમાં જ રાજ્યની સત્તાની ડખલ હતી. કેટલાક ઉદ્યોગોનો વિકાસ અને આંતરરાષ્ટ્રીય વેપાર જેવા મહત્ત્વના પ્રશ્નો રાજ્યસત્તા હાથ ધરતી, પણ સામાન્ય બાબતો ગ્રામપંચાયતોને હસ્તક જ રહેતી હતી.

પ્રાચીન હિંદના હિંદુ–સમયના રાજનીતિના વિકાસની આ તવારીખ. એ તવારીખનો પાઠ શો છે? એ તવારીખ સાફ સાફ બતાવે છે કે માનવસમાજનો વિકાસ જગતભરના એક સામાન્ય નિયમને તો અનુસરે જ છે. ઉપર ઉપરના પરિસ્થિતિજન્ય ભેદો સિવાય, નીચે તો

એક જ ક્રમના વિકાસ દેખાય છે. યુરોપમાં જેમ મેકીઆવેલી થયો હતો તેમ ભારતવર્ષમાં કાટિલ્ય થયો. રૂસોના સામાજિક કરારના સિદ્ધાંતની જેવો જ સિદ્ધાંત બૌદ્ધ રાજનીતિજ્ઞોએ રચ્યો હતો. ગ્રોટીઅસ અને હોબ્સ જેવા સિદ્ધાંતો મહાભારતમાં અને રાજનીતિના બીજા ગ્રંથોમાં આપણને મળી આવે છે. અરાજકતાવાદ (Anarchism) જેવી ફિલસૂફી પણ આપણને ચાર્વાક અને બૃહસ્પતિ શા તત્ત્વજ્ઞો બતાવે છે. યુરોપમાં વર્તમાન સમયમાં જે નવા વિકાસ થયા છે એવા સ્પષ્ટ વિકાસ ભારતવર્ષમાં નથી જણાતા. પણ એનું કારણ દીવા જેવું ઊજળું છે. આજે તો ભારતવર્ષ બ્રિટન ઉપર અવલંબિત પરતંત્ર રાષ્ટ્ર છે.

# પ્રકરણ બીજું

## ભારતમાં વિદેશીઓ

[ બ્રિટિશ–આક્રમણ પહેલાં ]

તવારીખ–લેખનનો આરંભ ગ્રીક તવારીખનવેશ હિરોડોટસના 'પેલોપોનેશીઅન યુદ્ધ' (ગ્રીસનાં રાજ્યો વચ્ચેનો એક મહાન આંતર–વિગ્રહ) વિષેના ગ્રંથથી થયો. બે હજાર વર્ષ સુધી તો તવારીખ એ પ્રસંગનોંધ માત્ર બની રહી. ઓગણીસમા શતકમાં વ્યવસ્થિત વૈજ્ઞાનિક તવારીખ–લેખનનો આરંભ થયો. ગીબન્સનો 'રોમન સામ્રાજ્યની અવનતિ અને અંત' એ ગ્રંથ આદર્શ મનાવા લાગ્યો. સાત સાત વિભાગનો એ મહા–ગ્રંથ તવારીખ–લેખનનો એક કળાત્મક નમૂનો છે એ નિઃશંક છે. પણ એના ઉપર પણ જૂના વિષયલક્ષી ઇતિહાસગ્રંથની છાયા છે જ. વ્યક્તિઓ તવારીખ રચે છે એવી અવળી માન્યતાનું એ પરિણામ છે. વ્યક્તિઓની તવારીખ ઉપરની અસર કોઈ સમજદાર માનવી ન નકારી શકે. પણ સામાજિક, રાજકીય કે આર્થિક પલટાઓ ઉપર વ્યક્તિની જેટલી અસર છે એના કરતાં પણ અનેકગણી વધારે અસર પરિસ્થિતિની છે. ભારતીય તવારીખનું વૈજ્ઞાનિક દર્શન પણ એ વિધાનનું જ સમર્થન કરે છે.

તવારીખ માત્ર પ્રચારકામી હોય છે અને તેથી પક્ષપાતી હોય. નિષ્પક્ષપાતી રજૂઆતનો દાવો ધરાવનાર કાં તો પોતાની જાતને અને કાં તો–ઘણુંખરા પ્રસંગોમાં બને છે તેમ–જગતને છેતરે છે.

આ કારણે શાહીવાદી અંગ્રેજોએ લખેલી હિંદની તવારીખ અસત્ય, અર્ધસત્ય અને વિકૃતિથી ભરેલ હોય છે. આપણને જે તવારીખનાં પાઠ પુસ્તકો શાળાઓમાં ગોખાવવામાં આવે છે એમાં હોલવેલ જેવા કોઈના તરંગમાંથી જન્મેલી 'કલકત્તાના કારાગૃહ'ની વાતો હોય છે, મોગલ–સમ્રાટોનાં હિંદુઓ તરફના ખરાબ વર્તનની જુઠ્ઠી ઉપજાવી કાઢેલી વાર્તાઓ હોય છે અને 'એ ઉપકાર ગણી ઈશ્વરનો હરખ હવે તું હિંદુસ્થાન'વાળી મનોદશા હોય છે. જેમનાં હિત એક અથવા બીજી દૃષ્ટિએ બ્રિટિશ સામ્રાજ્ય જોડે સંકળાયેલાં હોય છે એવા ધૂર્ત લોકો અથવા સરળતાથી ભોળવાઈ જનારા બિચારા મૂર્ખ લોકોએ લખેલાં આ ઇતિહાસ–પુસ્તકો હોય છે.

* * *

એવો દાવો રજૂ કરવામાં આવે છે કે હિંદમાં 'શ્વેત માનવીની જવાબદારી' (White man's burden) અદા કરવા અંગ્રેજો આવ્યા છે, અસંસ્કૃત પ્રજાને સંસ્કૃતિની ભેટ ધરવાની એમની ખ્વાહીશ છે ને સ્વરક્ષણ કરવાને અશક્ત એવી પ્રજાનું રક્ષણ કરવાનો ધર્મ એ બજાવે છે. આ ત્રણે દાવા સ્થાપિત ન થાય એવા, સત્યથી ખૂબ ખૂબ વેગળા છે.

હિંદમાં અંગ્રેજો આવ્યા ત્યારે હિંદ અસંસ્કૃત હતો શું ? અંગ્રેજો એના કરતાં વધારે સંસ્કૃત હતા ? ઇંગ્લાંડની એ સમયની સંસ્કૃતિની રજૂઆત કરતું એક અંગ્રેજ ઇતિહાસજ્ઞનું અહીં અવતરણ ટાંકીએ :—

'ખેડૂતોની ઝૂંપડીઓ બરુની કે લાકડીઓની બનેલી હતી, અને તેના ઉપર ગારો લીપવામાં આવતો...સડકો ઉપર ડાકુઓ ફરતા, નદીઓ ઉપર ચાંચિયાઓ હતા અને લોકોનાં કપડાંમાં તથા પથારીઓમાં જૂઆ હતા...સફાઈનો તો કોઈ પ્રકારનો પ્રબંધ ન હતો. * * * સમસ્ત અંગ્રેજજાતિ એટલી અશિક્ષિત હતી કે પાર્લામેન્ટના ઘણા લોર્ડ મેમ્બરો ન લખી શકતા હતા કે ન વાંચી શકતા હતા...સત્તરમી

સદીમાં લંડન શહેર ગંદું હતું, મકાનમાં કંઈ ઠેકાણું ન હતું અને સ્વચ્છતાનો કશો પ્રબંધ ન હતો...રાર્ઇન નદીના મુખ ઉપર જે લોકો રહેતા હતા તેઓ અમેરિકાના મૂળ વતનીઓ કરતાં ઓછા જંગલી ન હતા. તેમની સ્ત્રીઓ અર્ધનગ્નાવસ્થામાં જંગલી ગીતો ગાતી ગાતી ફરતી...જ્યારે પુરુષોમાં પણ બહુ થોડા લખી વાંચી જાણતા હતા ત્યારે સ્ત્રીઓ કેટલી અશિક્ષિત હશે તેની કલ્પના થઈ શકે એમ છે... ...પતિ પોતાની પત્નીને કોરડાથી મારતો હતો...લંડનની ગલીઓમાં બત્તીઓનું નામનિશાન ન હતું. (જ્હોન વિલિયમ ડ્રેપર કૃત 'The Intellectual Development of Europe vol. ii, Pp. 230–244'માંથી 'ભારતમાં અંગ્રેજી રાજ્ય'ની પ્રસ્તાવનામાં અપાયેલાં અવતરણમાંથી).

સોળમા અને સત્તરમા શતકનાં ઇંગ્લાંડની આ સંસ્કૃતિ.

એ સમય ભારતીય સંસ્કૃતિ કઈ કક્ષાએ હતી ? કબીર–દાદુ જેવા ધાર્મિક વિચારો, અકબરનું વ્યવસ્થિત શાસન, જહાંગીરનો અદલ ઇન્સાફ, આશ્ચર્ય ઉપજાવે એવાં કળા–કૌશલ્યથી ભરપૂર શાહજહાંનનો સુવર્ણયુગ –આ એ સમયનું ભારત હતું. ધર્મને નામે ઇંગ્લાંડમાં જે અત્યાચાર થયા હતા, જેવા અત્યાચાર કરવા માટે ઇંગ્લાંડની રાણી મેરીને 'Bloody Mary' (લોહીતરસી મેરી)નું બિરૂદ મળ્યું હતું, એની તુલનામાં તો ઔરંગઝેબના કહેવાતા અત્યાચારો પણ ઝાંખા લાગે છે. અને હિંદમાં કેળવણીએ પણ એ સમયે પ્રગતિ કરી હતી. નિરક્ષરતાનું પ્રમાણ એ સમયે આજના કરતાં ખુબ થોડું હતું.

આવા ભારતને 'જંગલ–બિલાડાં'શું જીવન જીવતા એ સમયના અંગ્રેજો સંસ્કૃતિની ભેટ કેવી રીતે આપવાના હતા ?

એટલે ઉચ્ચ પ્રકારની સંસ્કૃતિ એ બ્રિટિશ–સફળતાનું કારણ નથી જ નથી. ઊંચા પ્રકારનાં સાધન (Superior Technique), ઊંચા અને નવા પ્રકારનાં ઉત્પાદક બળો એ જ બ્રિટિશ–વિજયની ચાવી છે.

* * *

અંગ્રેજ–હકૂમતના સમયની તવારીખ યથાયોગ્ય સ્વરૂપમાં સમજવા માટે એ સમય પહેલાંની હકૂમતની–એટલે મોગલ–સમયની–તવારીખ વિષેનો આછો ખ્યાલ અનિવાર્ય આવશ્યક છે. એ સમયની તવારીખનું વિહંગાવલોકન કરીએ એ પહેલાં હિંદ ઉપર જુદા જુદા સમયે આવેલાં આક્રમણોની તવારીખના સીમાસ્તંભોનો સંક્ષિપ્ત નિર્દેશ પણ એટલા માટે જરૂરી છે કે એ રજૂઆત એમ સ્પષ્ટ બતાવશે કે મુગલ–સમય-પર્યંતનાં બધાં જ આક્રમણો, બ્રિટિશ–આક્રમણથી સંપૂર્ણ રીતે ભિન્ન પ્રકારનાં છે.

આજથી લગભગ ૪૫૦૦ વર્ષ પહેલાં આર્યોનું પહેલું ટોળું હિંદમાં આવ્યું. એક ટોળું જેમ યુરોપમાં ગયું, બીજું જેમ ઈરાનમાં ગયું, ત્રીજું, તેમ જ, હિંદમાં આવ્યું. ઈસુ પહેલાં એક હજાર વર્ષે આ આર્યોએ હિંદમાં એક સંસ્કૃતિ ઊભી કરી. પણ એમના આગમન-કાળે પણ ભારત અસંસ્કૃત તો ન જ હતો. મોહન–જો–ડેરો વગેરેનાં સંશોધનથી એ માન્યતા સાચી ઠરતી જાય છે કે આર્ય–આગમન પૂર્વે ભારતમાં દ્રાવિડી સંસ્કૃતિનું અસ્તિત્વ હતું.

આર્યોના આગમનને આક્રમણ ન ગણી શકાય. પરક્રમમાં વિજય મેળવવાની આકાંક્ષાએ પ્રેરાયા આર્યો ભારતમાં નહોતા આવ્યા. ફળદ્રુપ અને વસતીહીન પ્રદેશ ખોળી વસવાટ સ્થાપવાનો એમનો આશય હતો.

મહાન સિકંદરના આક્રમણ પહેલાં હિંદ ઉપર બે આક્રમણો થયાંની તવારીખમાં નોંધ છે. આસીરિયાની મહારાણી સેમીરામીસ (સમીર મિશ્રા)નું એક આક્રમણ અને બીજો પ્રસિદ્ધ ઈરાની વિજેતા સાઈરસનો હુમલો. એ બંને આક્રમણ પરાજિત થયાં હતાં.

ઈસુ પહેલાં ૩૨૬ વર્ષે અપરાજિત મનાતા સિકંદરની સેના ભારતવર્ષ ઉપર ચડી આવી. યુરોપના પશ્ચિમ કિનારાથી માંડીને પંજાબ સુધીમાં એનો સામનો કોઈ કરી શક્યું ન હતું. એ સમયે

ભારતવર્ષનાં રાજ્યોમાં કુસંપ હતો. જેલમ નદીની પેલે પારના તક્ષશીલાના રાજ્ય અને આ તરફના પંજાબના રાજ્ય વચ્ચે વૈમનસ્ય હતું. તક્ષશીલાનો રાજા સિકંદર જોડે મળી ગયો અને પંજાબનો પરાજય થયો. પણ એ પરાજયમાં પણ એનો વિજય હતો. પુરૂરવા (પોરસ)ના સૈન્યે જે સામનો કર્યો એનાથી વિજયી ગ્રીક સેના ભયગ્રસ્ત બની. આગળ વધવાની એ સેનાએ, સિકંદરના અત્યાગ્રહ છતાંયે, ના પાડી અને પરાજિત પુરૂરવાને વિજયી સિકંદર એનું રાજ્ય પાછું સોંપી પાછો ફર્યો.

સિકંદર પછી વીસ વરસે એના સેનાપતિ અને ઉત્તરાધિકારી સેલ્યુકસે ચડાઈ કરી. મૌર્યકુળનો સ્થાપક ચંદ્રગુપ્ત એ વર્ષે ભારતવર્ષનો શાસક હતો. સેલ્યુકસ હાર્યો, અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન એણે ચંદ્રગુપ્તને સોંપ્યાં, પોતાની પુત્રીનાં લગ્ન ચંદ્રગુપ્ત જોડે કર્યાં અને પછી એણે વતનનો રસ્તો પકડ્યો.

એ પછી એન્ટીઓકસ નામનો યુનાની (ગ્રીક) સેનાપતિ અશોકના મૃત્યુ પછી હિંદ ઉપર ચડી આવ્યો. પણ એ તો સિંધુ નદીની આ બાજુ પર આવવાની હિંમત જ ન કરી શક્યો.

એન્ટીઓકસ પછીનાં આક્રમણો બે ભાગમાં વહેંચાઈ જાય છે. (૧) બખ્તિયારી યુનાનીઓનાં આક્રમણો અને (૨) શક–સિથિયન, હૂણ વગેરે મધ્ય એશિયાની અર્ધસભ્ય જાતિઓનાં આક્રમણો.

બંને પ્રકારનાં આક્રમકો હિંદમાં આવી વસ્યા અને હિંદી બન્યા. બૌદ્ધ તવારીખમાં ઉચ્ચ સ્થાન પામનાર નાગસેનનો એટલો જ વિખ્યાત શિષ્ય રાજા મિલિંદ આવો વિદેશી હતો અને દેશી બન્યો હતો.

આ યુનાનીઓ–એટલે ગ્રીકો–હિંદ આવ્યા ત્યારે પોતાની જોડે ચિત્રકળા, તબીબી–વિજ્ઞાન, ખગોળવિદ્યા અને સંસ્કૃતિનાં વિધવિધ અંગો લાવ્યા હતા.

પ્રસિદ્ધ બૌદ્ધસમ્રાટ કનિષ્ક પણ વિદેશી શક હતો. પણ એ

ભારતીય બની ગયો હતો. ભારતના ગૌરવમાં એ પોતાનું ગૌરવ માનતો. એના વિજયોને આજે પણ હિંદી તવારીખ સંઘરે છે. એના નામ જોડે શક સંવત જોડાઈ રહ્યો છે. આવાં આવાં વિદેશી આક્રમણો હિંદ ઉપર આવ્યાં છે, પણ એનો ઇતિહાસ રજૂ કરીને એમ બતાવવાનો પ્રયાસ થાય કે હિંદ નિર્બળ હતો એટલે સૌ એને લૂંટવા અને હજમ કરવા કોશિશ કરતું તો એ વિધાન પુરવાર ન થઈ શકે. જગતભરનાં રાષ્ટ્રો ઉપર આવાં આક્રમણો થયાં જ કર્યાં છે. અને યુરોપનાં રાષ્ટ્રોની તુલનામાં તો આક્રમણોનું પ્રમાણ અતિ અલ્પ છે, અને હિંદી સંસ્કૃતિ તો આ બધાં જ આક્રમણો સામે ટકી રહી છે; એટલું જ નહિ, હિંદી સંસ્કૃતિએ તો વિદેશીઓને પણ પોતાનામાં જ ભેળવી લીધા છે, અને યુરોપની તો આ આક્રમણોએ અવદશા જ કરી નાખી હતી. હજાર હજાર વર્ષ સુધી તો યુરોપખંડ ઉપર એને પરિણામે તિમિરયુગ વ્યાપી રહ્યો હતો.

* * *

મુસલમાન આક્રમણોએ આપણા દેશના ભાગલા કરી નાખ્યા. એમનાં આક્રમણે દેશના સામાજિક, ધાર્મિક, નૈતિક, આર્થિક તથા રાજકીય જીવનનો ધ્વંસ કર્યો એમ મનાવવાની કોશિશ થાય છે.

હકીકતથી વેગળી આ વાત છે. એકાદ ઇસ્લામી શાસકના સમયમાં કદાચ હિંદી સંસ્કૃતિનો વિનાશ કરવાના યત્ન થયા હોય, કદાચ હિંદની અવનતિ થઈ હોય તેથી સારાયે ઇસ્લામી સમય વિષે આવું પ્રતિપાદન ન થઈ શકે.

ઇસ્લામની હિંદ ઉપરની અસરનું સિંહાવલોકન કરશું તો એક વાત દીવા જેવી સાફ જણાશે. ઇસ્લામ હિંદ ઉપર અસર કરી શક્યો એનું કારણ હિંદની એ સમયની સામાજિક પરિસ્થિતિ હતી. ઇસ્લામની ફિલસૂફી હિંદમાં એ સમયે પ્રચલિત અનેકેશ્વરવાદની ફિલસૂફી કરતાં વધારે આકર્ષક હતી. માનવસમાનતાની ઇસ્લામની ભાવના હિંદુધર્મની અન્યાયી બની ગયેલી વર્ણવ્યવસ્થાના ભોગ બનેલા નીચલા થરના લોકોને, સ્વાભાવિક રીતે જ, આકર્ષતી હતી.

ઈ. સ. ૫૬૯માં ઇસ્લામ ધર્મપ્રવર્તક મહમ્મદ અરબસ્તાનના એક વેપારી કુટુંબમાં જન્મ્યો. ઈ. સ. ૬૦૯માં એણે નવા ધર્મનો પ્રચાર આરંભ્યો. ઐક્ય–વિહીન બની ગયેલી આરબ પ્રજામાં ભ્રાતૃભાવ, સમાનતા, નીતિ અને રૂઢિભંજનની ભાવના એ ધર્મે ઊભી કરી. અરબી પ્રજા વ્યવસ્થિત બની. ઈ. સ. ૬૨૯માં મહંમદના ધર્મનો મક્કામાં સ્વીકાર થયો. એ પછીની ત્રણ સાલમાં સારુંયે અરબી રાષ્ટ્ર મહંમદના અનુયાયીઓનું બની ગયું. ૬૩૨માં મહંમદનું અવસાન થયું. અને પછી તો ૭૧૩ સુધીમાં–એટલે ઇસ્લામની પહેલી શતાબ્દિ પહેલાં–ઇસ્લામની હકૂમત યુરોપ, એશિયા અને આફ્રિકાના કેટલાયે વિસ્તારમાં વ્યાપી ગઈ.

ખલીફા ઉમરના સમયમાં ઈ. સ. ૬૩૬માં ઇસ્લામની તરી સેનાએ ભારતમાં સૌથી પ્રથમ દેખાવ દીધો. પણ ખલીફાએ હિંદ ઉપર આક્રમણ કરવાની મના ફરમાવી. હિંદી રાજાઓ અને પ્રજા એ સમયે અરબ વેપારીઓ તરફ ખૂબ માયાભર્યો વર્તાવ દાખવતાં. આ મનાનું એ કારણ હતું.

આઠમી સદીમાં સિંહલદ્વીપમાં કેટલાક અરબ વેપારીઓનું મૃત્યુ થયું. એની પુત્રીઓને સિંહલદ્વીપના રાજાએ ઇરાકના મુસલમાન શાસક હજ્જાજ પાસે મોકલી. પણ રસ્તામાં કચ્છી ચાંચિયાએ એ જહાજને પકડી આ યુવતીઓને કેદ કરી. હજ્જાજે સિંધના રાજા પાસે આ યુવતીઓને સોંપવાની માગણી કરી. કચ્છ સિંધની હકૂમત નીચેનું રાષ્ટ્ર હતું એટલે એના પાસે આ માગણી રજૂ કરવામાં આવી હતી. એ માગણી સિંધી રાજા પૂરી ન કરી શક્યો અને પરિણામે સિંધ ઉપર મોહંમદ બિન કાસમ હુમલો લાવ્યો. એણે સિંધનો કબજો લીધો. પણ એનો અમલ પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા ડૉ. બેનીપ્રસાદના શબ્દોમાં “મૃદુતા અને ધાર્મિક ઉદારતાનું એક જ્વલંત ઉદાહરણ હતું.”

આ સમયમાં આરબો અને ભારતવાસીઓ વચ્ચે ખૂબ નિકટનો અને મીઠો સંબંધ હતો. દક્ષિણ ભારતમાં અને લંકામાં તો આરબો

ઇસ્લામની સ્થાપના પહેલાં કંઇક સમયથી રહેતા હતા. હિંદમાંના આરબો સમૃદ્ધ, ઉદારચિત્ત અને સરળ સ્વભાવના હતા. ઇસ્લામની સ્થાપના પછી મુસલમાન આરબો હિંદમાં આવવા લાગ્યા. એ સમયે ભારતની રાજનૈતિક હાલત અવ્યવસ્થિત હતી. રાષ્ટ્રીય એકતાનું એ સમયે નામ–નિશાન પણ નહિ હતું.

ધાર્મિક ક્ષેત્રમાં પણ એ સમયે ભારતમાં પરિવર્તન ચાલી રહ્યું હતું. બ્રાહ્મણોની અનિયંત્રિત સત્તા સામે વિદ્રોહની ભાવના સળગ્યા કરતી હતી. બૌદ્ધ ધર્મની અવનતિ થઈ રહી હતી. એનું સ્થાન કાપલિક જેવા સંપ્રદાયો લઈ રહ્યા હતા.

અસંખ્ય નાની મોટી રિયાસતો, સેંકડો મતમતાંતરો, સદાચારથી વિરુદ્ધ અગણિત કુરીતિઓ તથા અંધવિશ્વાસ ચારે તરફ ફેલાયેલાં હતાં.

આવા સમયે આરબ સોદાગરો જોડે ઇસ્લામે ભારતમાં પ્રવેશ કર્યો અને સંપ્રદાયોમાં એ પણ એક સંપ્રદાય મનાવા લાગ્યો.

અનેક હિંદુ સંપ્રદાયો–જેમનું જોર વધતું જતું હતું એની તુલનામાં ઇસ્લામના સરળ તથા સ્પષ્ટ સિદ્ધાંતો તથા તેમાં રહેલી માનવ–માત્રની સમાનતાના વિચારો તરફ લોકોનું આકર્ષણ વધારે થયું હોય એ સ્વાભાવિક છે. ઇસ્લામ વિરુદ્ધ ઘૃણા તો એ સમયે ઉત્પન્ન થઈ જ ન હોય. જેમનાં હિત કોમી કલહ જોડે સંકળાયેલાં છે એવા વર્ગોનું એ સમયે હજી અસ્તિત્વ ન હતું. આ સંયોગોમાં મલબારના હિંદુ રાજાએ ઇસ્લામનો સ્વીકાર કર્યો. આજ પર્યંત કાલિકટ અને ત્રાવણકોરના રાજાઓના રાજ્યારોહણના પ્રસંગે આ ધર્મપલટાની સ્મૃતિ જાળવનારી રૂઢિઓનું અસ્તિત્વ જળવાઈ રહ્યું છે.

એ સમયમાં જ મલબારના મોપલાનાં મૂળ છે. કાલિકટના ઝામોરીને ખલાસીઓને એવો હુકમ કરેલો કે એમણે પોતાના મોટા પુત્રને મુસલમાન બનાવવો. એ રીતે એ મોટા પુત્રો–મહાપિલ્લા–મુસલમાન બન્યા એ આજના મોપલા છે.

વળી, આ સમયે અરબસ્તાન અને ઇરાનમાંથી અસંખ્ય ફકીરો અને પ્રચારકો તો હિંદમાં આવતા જ હતા. હિંદુ રાજાઓએ એમને પ્રચારની સગવડ પણ આપી હતી. ગુજરાતના રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહે ખંભાતમાં મુસલમાનોની મસીદ બંધાવી આપ્યાની વાત ઇતિહાસપ્રસિદ્ધ છે.

આમ ઇસ્લામ-ધર્મીઓ જોડે ભારતનો સંબંધ એખલાસભર્યો હતો અને તેથી તો યુરોપ ઉપર ઇસ્લામી આક્રમણો થયાં એ પછી ઘણા લાંબા સમય સુધી હિંદ ઉપર એવાં આક્રમણ ન આવ્યાં.

તવારીખ સાફ સાફ બતાવે છે કે ભારતીય મુસલમાનોમાંના ૯૯ ટકાના મુસલમાનોએ એ ધર્મ સ્વીકાર્યો એના મૂળમાં એ સમયના અસંખ્ય ઇસ્લામી ફકીરો, પીરો અને દરવેશોનું ઉચ્ચ ચારિત્ર્ય, ઇસ્લામમાં રહેલી સામાજિક અને બીજી વિશિષ્ટતાઓ અને સમાજની અવ્યવસ્થા હતાં

* * *

ઇસ્લામી તત્ત્વજ્ઞો સ્થિતિચુસ્ત ન હતા. એના આરંભકાળના વિદ્વાનો ધર્મનો, તત્ત્વજ્ઞાનનો અને વિજ્ઞાનનો તુલનાત્મક અભ્યાસ કરતા. ખ્રિસ્તી અને બૌદ્ધ ગ્રંથોના અરબી ભાષામાં અનુવાદ થયાનાં દૃષ્ટાંત તો અસંખ્ય છે. યુરોપી તત્ત્વજ્ઞાનની તવારીખનો અભ્યાસ કરીએ તો એના ઉપર થયેલી આરબી અસર પારખી શકાય. પ્લેટો, એરિસ્ટોટલ, વગેરે ગ્રીક તત્ત્વજ્ઞોની ફિલસૂફી મધ્યયુગી યુરોપને અરબી ગ્રંથો મારફતે જ મળી હતી.

ઇસ્લામી તત્ત્વજ્ઞાનની આ પ્રગતિશીલતા આપણે એના અનેક સંપ્રદાયમાં જોઈ શકીએ છીએ. સૂફી સંપ્રદાય ઉપર ઉપનિષદ્‌ની અદ્વૈતની ફિલસૂફીની ચોખ્ખી છાપ છે. હિંદુ ધર્મના પુનર્જન્મ વગેરે સિદ્ધાંતો પણ ઇસ્લામની કોઈ કોઈ શાળામાં પ્રવેશ્યા છે. પ્રસિદ્ધ સૂફી સંત મનસૂરની 'અનલ હક'ની ફિલસૂફી પણ '**અહમ્‌બ્રહ્મ**'ની જ ફિલસૂફી છે.

ઈ. સ.ની આઠમી સદી સુધી ભારતમાં જે ફિલસૂફીઓ ઊભી થઈ એ મહદ્ અંશે ઉત્તર ભારતમાં જ થઈ હતી. પણ એ પછી સાત શતક સુધી હિંદી તત્ત્વજ્ઞાનની આગેવાની દક્ષિણ ભારતમાં ગઈ. શંકરાચાર્ય, રામાનુજ, વાસવ, માધવ વગેરે પ્રસિદ્ધ આચાર્યો દક્ષિણ ભારતનાં સંતાન હતાં. અને આ બધાની ફિલસૂફી ઉપર ઇસ્લામની સીધી કે આડકતરી અસર અવશ્ય હતી. દક્ષિણ ભારતમાં જ ઇસ્લામનો આરંભ થયાની હકીકત તો આગળ રજૂ થઈ ગઈ છે. શંકરાચાર્ય જે પ્રદેશમાં જન્મ્યા હતા એ પ્રદેશના રાજાએ ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો હતો. શંકરાચાર્યની અદ્વૈતની ફિલસૂફીને ઇસ્લામના કઠોર એકેશ્વરવાદ વચ્ચે સામ્ય છે જ છે. સાચું છે કે શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનનો પાયો ઉપનિષદ્‌માં છે. પણ એ પણ સાચું છે કે ઉપનિષદ્‌ની ફિલસૂફીની અસરને પરિણામે સૂફીવાદ જન્મ્યો અને એ સૂફીવાદની અસર શંકરાચાર્યની ફિલસૂફી ઉપર થઈ. હિંદી તત્ત્વજ્ઞાન વિદેશ ગયું. શંકરાચાર્ય મારફતે નવા સ્વરૂપે ફરીને હિંદમાં અવતર્યું.

* * *

મોગલ–આક્રમણના સમયે અને મોગલ–હકૂમતના કાળમાં હિંદ એક વિશાળ વિચારક્રાંતિમાંથી પસાર થતો હતો. સામાજિક કોકડું પલટતું અને સાથે સાથે એ ધાર્મિક કોકડાને પલટાવતું. એ સમય વેપારવિકાસનો સમય હતો. એવા સમયે અતિ સંકુચિત એવા વિચારો ટકે તેમ ન હતા. ધાર્મિક સહિષ્ણુતા એ સમયની જરૂરત હતી. પોલાદી ચોકઠા જેવી સમાજરચના પરવડે એમ ન હતી.

જરૂરત જેવી હતી એવા જ વિચારો આ સમયે જન્મતા હતા. કબીર, નાનક, દાદુ, તુકારામ વગેરે અનેક સંપ્રદાયસ્થાપકોનો આ સમય હતો. એમની નવી ફિલસૂફી ઉપર ઇસ્લામની છાપ અવશ્ય હતી. વેપારી–સમાજની આવશ્યકતા સંતોષવા અરબસ્તાનમાં ઇસ્લામ જન્મ્યો, હિંદમાં, બરાબર તેમ જ આ બધા નૂતન પંથો ઊગ્યા.

* * *

ન તો ઇસ્લામની અસર માત્ર ધાર્મિક વિચાર પર પડી. એ અસર સંસ્કૃતિના તત્ત્વમાત્ર ઉપર પડી છે. સાહિત્ય શું કે સ્થાપત્ય શું, કળા શું કે રાજકારણ શું–બધે જ એ અસર દેખા દે છે.

આગ્રાનો તાજમહાલ કે દિલ્હીનાં શાહી મહાલયો ઉપર ઇસ્લામી અને હિંદી સ્થાપત્યકળાના સમન્વયની છાપ છે અને આજે આપણે જેને હિંદી સ્થાપત્ય તરીકે ઓળખીએ છીએ એ સ્થાપત્ય ન તો નિર્ભેળ હિંદી છે, ન તો નિર્ભેળ ઇસ્લામી.

આવી જ અસર ચિત્રકળા અને બીજી કળાઓ ઉપર થઈ છે.

* * *

અંગ્રેજ શાસન પૂર્વે નિકટના ભૂતકાળમાં હિંદમાં મોગલ સલ્તનતની હકૂમત હતી. નામની તો એ હકૂમત ૧૮૫૭ સુધી હતી. અંગ્રેજ શાસનની તવારીખ સમજવા માટે ભારતની એ સમયની પરિસ્થિતિનો તુલનાત્મક ખ્યાલ આવશ્યક ગણાય. પણ એ નિરૂપણ પહેલાં મોગલ-વંશની પૂર્વતવારીખનો ટૂંકો નિર્દેશ અપ્રસ્તુત તો નથી જ.

ચંગીઝખાન એ સૌથી પ્રથમ વિખ્યાત મોગલ સરદાર છે. ઈ સ. ૧૨૨૭માં એનું અવસાન થયું. પૂર્વ એશિયામાંથી નીકળીને ઉત્તર ચીન, તાતાર અને મોટા ભાગના એશિયાખંડને એણે જીતી લીધો હતો. એના ઉત્તરાધિકારીઓએ એ પછીનાં ૬૮ વર્ષમાં ભારત સિવાયનો સારોયે એશિયાખંડ અને યુરોપના પણ એ વિશાળ ભાગને મોગલ સામ્રાજ્યમાં જોડી દીધો હતો. ૧૨૩૮માં પ્રથમ મોગલ–આક્રમણ યુરોપ ઉપર થયું. રશિયા ઉપર તો બે શતક સુધી મોગલ–શાસન ચાલ્યું. મોગલો આરંભકાળે બૌદ્ધ ધર્માનુયાયીઓ હતા. ચંગીઝખાનના પુત્ર હુલાકુખાંએ ઇસ્લામનો સ્વીકાર કર્યો.

ભારત ઉપરનો પહેલો મોગલ–આક્રમક તૈમુર હતો. ૧૩૯૮માં એની ચડાઈ ભારતવર્ષ ઉપર આવી. દિલ્હીના તખ્ત ઉપર એ સમયે મહમદ તઘલખ હતો. લૂટફાટ અને સંહાર કરી થોડા જ સમયમાં

તૈમુરે હિંદની સીમા છોડી અને એની પાછળ હિંદ ઉપર એની જરાયે અસર ન રહી.

૧૫૨૬માં બાબર હિંદ ઉપર ચડાઈ લાવ્યો. આ સમયના મોગલો ચંગીઝખાન અને તૈમુર કરતાં વધારે સભ્ય, સભ્યતાપ્રેમી અને સંસ્કૃત હતા.

પાણીપતના યુદ્ધમાં બાબરે ઇબ્રાહીમ લોધીને હરાવ્યો.

વિજય મેળવીને બાબરે ભારતને પોતાનું વતન બનાવ્યું અને હુમાયુના અપવાદ સિવાય એ પછીના બધા જ મોગલ સમ્રાટોનો જન્મ પણ હિંદમાં જ થયો હતો.

સમસ્ત ભારતને કેંદ્રિત કરનારી રાજનૈતિક શક્તિ સમ્રાટ હર્ષ-વર્ધનના કાળ પછી ભારતમાં ન હતી. ૯૦૦ વર્ષ પર્યંત હિંદ વિભાજિત હતો. એવા સશકત શાસનની જરૂરત હતી કે જે હિંદમાંની અવ્યવસ્થાને દૂર કરી વ્યવસ્થા આણી શકે, અશાંતિને દૂર કરી શાંતિને સ્થાપી શકે. મોગલ સામ્રાજ્યે આ ખોટ પૂરી પાડી અને તેથી જ એ સફળતા મેળવી શકયું. સામાજિક વ્યવસ્થા, ઉદ્યોગ–વિકાસ, કળા-કૌશલ્ય, સમૃદ્ધિ, કેળવણી અને સુશાસનની દૃષ્ટિએ મોગલ–સમયભારતના આબાદીના યુગોમાં સ્થાન પામે છે.

અશોક ને સમુદ્રગુપ્તે વિશાળ સામ્રાજ્યો સ્થાપ્યાં ખરાં; પણ રાષ્ટ્રીય ઐકય–રાષ્ટ્રનું સાંસ્કૃતિક ઐકય–તો મોગલ સામ્રાજ્યે જ સ્થાપ્યું.

મોગલ સામ્રાજ્યના કાળમાં હિંદની જે પ્રગતિ થઈ એની ટૂંકી નોંધ અહીં આપીએ.

તવારીખનું વૈજ્ઞાનિક સાહિત્ય રચવાનો આરંભ આ કાળના ઇસ્લામી ઇતિહાસકારોએ કર્યો.

આંતરરાષ્ટ્રીય વેપારનો પણ આ સમયમાં ખૂબ વિકાસ થયો હતો. ચીન, જાવા, સુમાત્રા સુધી; તુર્ક, મીસર ને આફ્રિકા સુધી હિંદી જહાજો ઘૂમતાં.

ધાર્મિક અને સામાજિક આંદોલનોયે આ કાળમાં અનેક થયાં. શિલ્પ અને ચિત્રકળાનો વિકાસ તો ભારતની તવારીખમાં બીજા કોઈ કાળે નથી થયો એવો આ કાળે થયો છે.

સમાજ ઉપર પણ મોગલ–સંસ્કારોની અસર થઈ હતી. પોશાક ઉપર, રૂઢિઓ, ખોરાક ઉપર–બધે જ મોગલ–અસર એટલી ઊંડી પડી કે આજ સુધી એનાં તત્ત્વો ટકી રહ્યાં છે. ગુલાબજાંબુ, બરફી, કલાકંદ ને હલવો–આ બધાં નામ અને આ બધાં પકવાન મોગલ–અસરનાં જ પરિણામ છે.

ગ્રામશાસનનું જૂનું અંગ ગ્રામપંચાયત હતી. એમાં મોગલોએ ફેરફારો ન કર્યા. સ્વાયત્ત–ગ્રામશાસન રાષ્ટ્રીય ઉન્નતિને ઉત્તેજક છે એવી માન્યતા મોગલ રાજપુરુષો ધરાવતા હતા.

કિસાનો અને આમજનસમૂહ તરફ મોગલ સમ્રાટો ખૂબ લક્ષ આપતા. નવા નિમાતા સૂબેદાર માત્રને એની નિમણૂકના રુક્કામાં સૂચના અપાતી કે રૈયતનું હિત એ જ રાજ્યનું હિત છે એ હકીકત કદાપિ અવગણવી નહિ

ધર્માંધ અને ક્રૂર શાસક તરીકે જે શહેનશાહ ઔરંગઝેબની આપણા સમક્ષ રજૂઆત થઈ છે એ એની પ્રજા તરફ જે લક્ષ આપતો એ જોઈએ તો આપણને પ્રચારાત્મક અસત્ય તવારીખનાં જૂઠાણાં સાફ સાફ દેખાય. ન્યાયશાસન પણ એ કાળે સુવ્યવસ્થિત હતું. એકેએક શહેનશાહ સપ્તાહનો એક આખો દિવસ આ વિભાગ તરફ લક્ષ આપવામાં ગાળતો.

ધાર્મિક ઉદારતા એ મોગલ–સમયની એક મહત્ત્વની વિશિષ્ટતા છે. કોમી વિષના પ્રચારના હેતુથી મોગલ સમ્રાટોને આપણા સમક્ષ કોમી-વાદી તરીકે ચીતરવામાં આવે છે. સાચી હકીકત તો એમ છે કે રાજકારણ અને ધર્મને સદા સર્વદા મોગલ–શાસકોએ અલગ જ રાખ્યાં છે. મોગલ સામ્રાજ્યનાં મહત્ત્વનાં અધિકારસ્થાનો હિંદુઓને અપાયાનાં અસંખ્ય દૃષ્ટાંત તવારીખ પૂરાં પાડે છે.

ઔરંગઝેબ અસહિષ્ણુ હતો એમ તવારીખ આપણને શીખવવા મથે છે. પણ ઔરંગઝેબની અસહિષ્ણુતા રાજકીય કારણોનું જ પરિણામ હતી એ વાત એ તવારીખ–કિતાબો અવગણે છે. રાજકીય હેતુ રાજસત્તા કબજે કરવાનો હતો. એ પરિસ્થિતિમાં દારાશિકોહનો વિરોધ કરનારો પક્ષ પોતાને સાથ આપે એવી આકાંક્ષા ઔરંગઝેબની હતી. દારા સહિષ્ણુ હતો–તત્ત્વજ્ઞ હતો. હિંદી તત્ત્વજ્ઞાનનો એણે અભ્યાસ કર્યો હતો. વેદાન્તના તત્ત્વજ્ઞાનને ફારસી ભાષામાં રજૂ કરતો એક ગ્રંથ પણ એણે લખ્યો છે. આવા દારાનો વિરોધ કરવાનો હોવાને કારણે જ ઔરંગઝેબમાં કોમીવાદ આવ્યો. પણ એ પરિસ્થિતિમાં સફળતા પામ્યા પછી ઔરંગઝેબ જુલમી નથી રહ્યો. પછી તો એણે પણ હિંદુ અધિકારીઓ પોતાના રાજ્યમાં નીમ્યા છે. હિંદુ મંદિરોને ઔરંગઝેબે જાગીરો આપ્યાના દૃષ્ટાંત પણ અનેક છે.

પણ આ બધું છતાંયે ઔરંગઝેબે હિંદી ઐક્યનું ખંડન તો કર્યું જ. અકબરે, જહાંગીરે, શાહજહાંએ જે ઐક્ય સ્થાપ્યું અને વિકસાવ્યું એનું ઔરંગઝેબે ખંડન કર્યું. અને એ પછીના કાળમાં ભારતમાં એક નવી પરિસ્થિતિ ઊભી થઈ. વધારે વિકસિત સાધનો ધરાવતી યુરોપી પ્રજાઓ હિંદમાં આવી એમાં એક પ્રજા એવી હતી કે જેને એના રાષ્ટ્રની સરકારનો સાથ હતો. એ રાષ્ટ્રના સત્તાધિશ–વર્ગની જરૂર પૂરી પાડવા તો એમને હિંદમાં સભા સ્થાપવાની જરૂર ઊભી થઈ હતી. હિંદના સ્થાપિત હિતોનો એણે સાથ મેળવ્યો. અને હિંદમાં પરિણામે એની હકૂમત સ્થપાઈ.

* * *

ઔરંગઝેબના સમય સુધી અંગ્રેજોની હિંદમાં કેવી હાલત હતી એ તપાસીએ. આજે ભારતમાં હિંગ વેચવાવાળા કાબૂલીની કે પંખા વેચનારા ચીનાની જે સ્થિતિ છે એને જ મળતી સ્થિતિ અંગ્રેજોની ઔરંગઝેબના સમય સુધી હતી. તફાવત માત્ર એટલો હતો કે આજે અંગ્રેજ સરકાર ઇંગ્લાંડ સિવાયના વિદેશના વેપારીને સહકાર નથી

આપતી ને ત્યારની મોગલ સરકાર વિદેશી વેપારીને સહકાર આપતી ને સગવડ પણ આપતી.

ઔરંગઝેબના મૃત્યુ પછી ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ ખટપટ અને કાવાદાવા મારફતે મદ્રાસ અને બંગાળામાં વગવિસ્તારનો આરંભ કર્યો. ઔરંગઝેબના મૃત્યુ પછી ૫૦ વર્ષે પ્લાસીના મેદાનમાં એ ખટપટે મૂર્ત સ્વરૂપ લીધું.

અંગ્રેજ–ખટપટ સફળ નીવડી એનું કારણ એ હતું કે ભારતમાં એ સમયે રાષ્ટ્રીયતાનો અભાવ ઊભો થતો હતો. ભારત એક અને અવિભાજ્ય રહે એવી મનોવૃત્તિ એ સમયે રહી ન હતી. હિંદી સમાજની આગેવાની જે સરંજામી (Sended) વર્ગના હાથમાં હતી એ અવ્યવસ્થિત થઈ ગયો હતો અને આમ જનસમૂહનો સાથ એ ગુમાવવા માંડ્યો હતો. અને એનું સ્થાન લઈ સામાજિક ઉત્ક્રાંતિનું નવું પગલું માંડી ભારતીય સ્વાતંત્ર્યનું રક્ષણ કરી શકે એવો મૂડીદાર વર્ગ દેશમાં ઊભો થયો ન હતો. અંગ્રેજ–સાફલ્યનાં આ કારણો.

માનવસંસ્કૃતિના આદર્શ તરીકે રાષ્ટ્રીયતાનો ખ્યાલ ઇષ્ટ નથી. પણ દેશ માત્રની તવારીખમાં એક એવો કાળ આવે જ છે, જ્યારે રાષ્ટ્રીયતા આવશ્યક બને. આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિની રચના માટેનું એ એક પગલું છે. એવી રાષ્ટ્રીયતા ખીલવવા માટે મૂડીવાદી અસરની જરૂર રહે છે. એ જરૂર હિંદમાં આરંભમાં બ્રિટિશ શાહીવાદે પૂરી પાડી છે.

# પ્રકરણ ત્રીજું

## યુરોપીય આગમનથી પ્લાસી સુધી

હિંદની આબાદીની જાણ તો યુરોપની પ્રજાને પ્રાચીન કાળથી હતી. પણ પંદરમા શતક સુધી યુરોપી પ્રજાઓની આંખ હિંદ ઉપર મંડાઈ નં હતી. એ શતકમાં યુરોપમાં વેપાર–વિકાસ થવા લાગ્યો અને યુરોપની જનસંખ્યા પણ વધતી જતી હતી. એટલે હિંદ જોડે વેપાર કરવાની આકાંક્ષા યુરોપમાં જાગી. પણ હિંદ આવવાના દરિયાઈ માર્ગની માહિતી એ કાળે કોઈને ન હતી. અને ખુશ્કી માર્ગ તો જોખમોથી ભરેલો હતો. એટલે યુરોપ અને હિંદને જોડતા તરી–માર્ગની શોધ સાહસિક યુરોપીય ખલાસીઓ દ્વારા મંડાઈ. ૧૪૯૮ના મેની ૨૨મી તારીખે આ શોધ સફળ થઈ અને વાસ્કો દ ગામા કાલિકટને બંદરે ઊતર્યો.

એની પાછળ પાછળ ફિરંગી લોકો આવ્યા. એમની પાસે વધારે અસરકારક શસ્ત્રસરંજામ હતો એટલે એ હિંદમાં સફળ થવા લાગ્યા. પણ એમનું પ્રભુત્વ લાંબા કાળ સુધી ન ચાલ્યું. આલ્ફોન્ઝો ડી' સોઝા નામનો એક ફિરંગી તવારીખનવેશ જ એમની અવનતિનું કારણ આપે છે. એ કહે છે કે ફિરંગીઓ એક હાથમાં તલવાર અને બીજા હાથમાં બાઈબલ લઈને આવ્યા. અહીં એમણે અઢળક સંપત્તિ જોઈ એટલે બાઈબલને ફેંકી દઈ એ હાથ વતી એ ખિસ્સાં ભરવા લાગ્યા. પણ એટલેથી એમની ભૂખ ન સંતોષાઈ. એટલે એમણે તલવાર પણ ફેંકી

દીધી અને બંને હાથથી ગજવાં ભરવાનો આરંભ કર્યો અને પરિણામે એમણે બધું જ ગુમાવ્યું.

ત્યારપછી આવ્યા વલંદા. પણ એમને પણ સફળતા ન મળી. ત્રીજા આવ્યા અંગ્રેજ. ૧૫૨૭માં એક સાહસિક અંગ્રેજે હિંદ આવવા માટેનો નવો માર્ગ શોધવાના વ્યર્થ પ્રયત્નો કર્યા હતા. ઈ. સ. ૧૬૦૦માં ઈંગ્લાંડની રાણી એલિઝાબેથે કંબરલેંડના અર્લ અને બીજા ૨૧૭ અંગ્રેજ વેપારીઓની બનેલી લંડનના વેપારીઓની એક કંપનીને હિંદ જોડે વેપાર કરવાનો પટ્ટો આપ્યો.

આ કંપની સ્થપાઈ એ કાળે હિંદમાં સામ્રાજ્યની સ્થાપનાનો વિચાર સરખો પણ ન હતો. ખ્યાલ હતો માત્ર વેપારનો, અને ઈંગ્લાંડના વિપથગામીઓને બહાર મોકલવાનું સ્થાન મેળવવાનો. આ કંપનીએ એક ઠરાવ કરીને એમ નક્કી કર્યું હતું કે કોઈ સદ્‌ગ્રહસ્થને અધિકારનાં સ્થાન ઉપર નીમવામાં નહિ આવે એમ બ્રુસ નામક એક અંગ્રેજ તવારીખનવેશ કહે છે.

સર ટોમસ રોએ અંગ્રેજોને આમ સલાહ આપી હતી: 'સંપત્તિને જો તમે ચાહતા હો તો એ સમુદ્રયાન અને શાંત વેપાર મારફતે મેળવજો.'

પણ ૧૬૬૧ના એપ્રિલની ત્રીજી તારીખથી આ નીતિમાં પલટો થયો. ઈંગ્લાંડના વધતા જતા વેપારને વ્યવસ્થિત બજારની જરૂર ઊભી થવા લાગી હતી. વિદેશીઓ જોડે હરિફાઈમાં બ્રિટિશ પ્રજાએ જો ટકવું હોય તો રાજકીય સત્તાની જરૂર રહેતી હતી. એ જરૂરને પહોંચી વળવા કંપનીને આ તારીખથી વિગ્રહ અને સુલેહ કરવાની સત્તા આપવામાં આવી.

ફ્રેંચ ઇસ્ટ ઇન્ડિયા કંપની ૧૬૬૪માં સ્થાઈ. એ કંપનીના કાયકરો કુશળ હતા. પણ ફ્રાન્સમાં એ કાળે રાજસત્તા એક હથ્થુ હતી. એ રાજસત્તાને વેપારીઓનાં હિતમાં રસ ન હતો—જેમ બ્રિટનની સરકારને હતો તેમ. એટલે એ સરકારના ટેકાના અભાવે ફ્રાન્સની કંપની હરી-

ફ્રાઇમાં હારી ગઈ. પણ એણે બ્રિટિશ કંપનીને બે મહત્ત્વના પાઠ આપ્યા. બે બિલાડીની લડાઈમાં વાંદરો ફાવી જાય એ નીતિ એમણે અંગ્રેજોને શીખવી. હિંદી રાજાઓને અંદર અંદર લડાવીને લાભ મેળવવાની આ પદ્ધતિ હતી. અને બીજી અને વધારે મહત્ત્વની શીખ તો એમની લશ્કરી પદ્ધતિ અંગેની હતી. હિંદી સિપાહીઓને યુરોપી તાલીમ આપીને શિસ્તબદ્ધ કરવાનો આરંભ ફ્રેંચોએ કર્યો હતો.

ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ સૌથી પહેલી જમીનની માલિકી ઈ. સ. ૧૬૩૯માં મદ્રાસમાં મેળવી હતી. ત્યાં એમણે ફોર્ટ સેન્ટ જયોર્જ બાંધ્યો હતો. ૧૬૫૮માં ચાર્લ્સ બીજાએ પોર્ટુગીઝો તરફથી દાયજામાં મળેલો મુંબઈનો ટાપુ કંપનીને વાર્ષિક ૧૦ પાઉંડના ભાડાથી આપ્યો. આમ મુલક ઉપરના આધિપત્યનો આરંભ મદ્રાસ અને મુંબઈથી થયો તોયે કંપનીનો રાજ્યવિસ્તાર વધારે ઝડપથી બંગાળમાં થયો એ ઉપર ઉપરની દૃષ્ટિએ એક કોયડો લાગે છે. પણ એમાં કોયડા જેવું કશું નથી. હિંદના પશ્ચિમ કિનારા ઉપરના લોકો તો સાહસિક હતા. એ વેપાર કરતા. એ પ્રદેશમાં બિનહરીફ વેપાર કરવાની તક અંગ્રેજોને ન હતી. મદ્રાસમાં પણ પ્રજા બ્રિટિશ તરફ શંકાની દૃષ્ટિએ નીરખતી. પણ ફળદ્રુપ બંગાળની આબાદ પ્રજાને આ વિદેશી વેપારીઓ તરફ તિરસ્કાર ન થયો. બંગાળની આબાદીને એ વધારશે એમ એમને લાગ્યું. દેશી વેપારી-વર્ગ તો આ પ્રદેશમાં નહિ જેવો જ હતો. એટલે અંગ્રેજ વેપાર બિનહરીફ ચાલી શકતો હતો.

અઢારમી સદીના આરંભથી જ બ્રિટનને સામ્રાજ્યવિસ્તારની જરૂર લાગવા માંડી હતી. અને તેથી હિંદમાં એવું સામ્રાજ્ય સ્થાપવાની કોશિશો આરંભાઈ હતી. સામ્રાજ્યરચનાનો પાયો બંગાળમાં નંખાયો. બંગાળના સૂબેદાર સિરાજુદ્દૌલાનો વિશ્વાસઘાત એ એનું પહેલું પગલું હતું. વિના વાંકે કંપનીએ સિરાજુદ્દૌલા જોડે ઝઘડા કર્યા અને કાવાદાવા કરીને એનો વિનાશ કર્યો.

અને પછી તો બંગાળની મસનદ ઉપર પૂતળાં સૂબેદારો જ

મૂકવામાં આવ્યા. એટલે સાચી રીતે તો પ્લાસીના વિજયથી જ બંગાળ, બિહાર અને ઓરિસ્સા ઉપર અંગ્રેજ–હકૂમત સ્થપાઈ હતી.

રાજકીય સભા એ તો સાધન માત્ર હતું. અંગ્રેજોનું સાધ્ય તો વેપાર જ હતું. ચાના અને ચીન જોડેના સામાન્ય વેપારનો ઇજારો કંપનીએ મેળવી લીધો હતો. અને કિનારા ઉપરનું વહાણવટું કંપનીના નોકરોના હાથમાં આવી ગયું હતું. મીઠું, અફીણ, પાન અને એવી અનેક વસ્તુઓનો ઇજારો કંપનીના હાથમાં હતો. મન ફાવે એવા ભાવ મુકરર કરીને કંપનીના નોકરો હિંદીઓને લૂંટતા. ગવર્નર–જનરલ જેવો જવાબદાર અધિકારી પણ ખાનગી વેપાર કરતો. જાદુગરો અનેક ધાતુમાંથી સોનું બનાવી શકે છે એવી વાત આપણે વાર્તાઓમાં વાંચીએ છીએ. પણ આ લોક તો એ જાદુગરોથી પણ ચડી જાય એવા હતા. શૂન્યમાંથી એ સુવર્ણ ઉપજાવતા. વોરન હેસ્ટિંગ્સની ઐતિહાસિક તપાસ દરમિયાન આ હકીકતનું સમર્થન કરનારા અનેક પુરાવા રજૂ થયા હતા. અહીં એક ટાંકીએ. સુલીવાન નામના કંપનીના એક કર્મચારીને અફીણનો ઇજારો આપવામાં આવ્યો. પણ એની બદલી થઈ એટલે બિન નામના એક માણસને ૪૦,૦૦૦ પાઉંડમાં એ ઇજારો વેચી દીધો. તે જ દિવસે બિને એ ઇજારો બીજા કોઈને ૬૦,૦૦૦ પાઉંડમાં વેચ્યો. અને એ છેવટની ખરીદી કરનાર માણસને પણ અઢળક નફો તો થયો જ. પાર્લામેન્ટ આગળ મુકાયેલા એક અહેવાલમાં જણાવ્યું છે કે ૧૫૫૭થી ૧૭૬૬ સુધીમાં કંપનીના નોકરોને હિંદીઓ તરફથી સાઠ લાખ પૌંડ ભેટ તરીકે મળ્યા હતા.

લોર્ડ ક્લાઈવ ઉપરના નિબંધમાં મૅકોલે લખે છે કેઃ 'કંપનીના નોકરોએ બંગાળના સારાયે આંતરિક વેપારનો ઇજારો પોતાના હિત માટે–કંપનીના હિત માટે નહિ–મેળવી લીધો હતો. દેશીઓને એ મોંઘું ખરીદવાની અને સસ્તું વેચવાની ફરજ પાડતા. એમણે હિંદના જ વતનીઓનો એક એવો વર્ગ ઊભો કર્યો હતો કે જે જ્યાં જાય ત્યાં ત્રાસ વર્તાવતો હતો. કંપનીના પ્રતિનિધિનો પ્રત્યેક નોકર એ પ્રતિનિધિના

જેવી જ સત્તા ભોગવતો અને પ્રતિનિધિને કંપનીનો સાથ રહેતો. આ માર્ગે ઝડપથી કલકત્તામાં સંપત્તિના ગંજ ખડકાયા અને ત્રણ કરોડની બંગાળની પ્રજા કંગાલિયતની પરિસીમાએ પહોંચી ગઈ. જુલમનો આ પ્રજાને અનુભવ હતો પણ આ પ્રકારના જુલમનો અનુભવ તો એમને નહિ જ હોય.

આ સમય દરમિયાનના કંપનીના વહીવટી તંત્રનું સંક્ષેપ નિરૂપણ કરીએ.

આરંભે તો કંપનીની રચના એક વેપારી કંપની જેવી જ હતી. એનો વહીવટ એક સમિતિ કરતી. એ સમિતિની ચૂંટણી કંપનીના શેર–હોલ્ડરો કરતા. સમિતિમાં એક પ્રમુખ અને ચોવીસ સભ્યો રહેતા. ક્રમે ક્રમે જેમ જરૂર ઊભી થતી ગઈ તેમ તેમ કંપનીને અદાલતી સત્તાઓ અપાતી ગઈ. પછી તો નિયમ અને કાનૂન ઘડવાની પણ સત્તાઓ એમને મળી. ક્રોમવેલે કંપની પાસેથી ૬૦,૦૦૦ પાઉંડ લીધા હતા. એને પરિણામે કંપનીના હક્કો વધ્યા. ૧૬૮૩ના પટ્ટાથી કંપનીને એશિયા, આફ્રિકા અને અમેરિકાની બિનખ્રિસ્તી પ્રજાઓ જોડે વિગ્રહ અને સુલેહ કરવાની સત્તા મળી.

કંપનીની કોઠીઓની વ્યવસ્થાની જરૂર ઊભી થઈ ત્યારથી એની ગોઠવણ પણ થઈ. પ્રમુખ અને સમિતિ દ્વારા એ વહીવટ થતો. એટલે તો એવા વહીવટનો જ્યાં જ્યાં આરંભ થયો તે પ્રદેશોને પ્રેસિડન્સી એવાં નામ અપાયાં છે.

૧૭૫૭ના પ્લાસીના વિજય પછી તો કંપનીને રાજકીય સભાઓ પણ મળી હતી. બંગાળ વગેરે પ્રદેશોમાં એને પરિણામે દ્વિમુખી શાસનપદ્ધતિ દાખલ થઈ હતી. એનાં પરિણામ ભયંકર આવ્યાં હતાં.

# પ્રકરણ ચોથું

## પાર્લામેન્ટનો હસ્તક્ષેપ

સત્તરમા અને અઢારમા શતક દરમિયાન અઢળક સંપત્તિ બ્રિટનના શ્રીમંત-વર્ગે મેળવી હતી. પરિણામે બ્રિટનમાં સત્તાનો અને સમાજનો પલટો થયો હતો. જૂના ઉમરાવ વર્ગનું આધિપત્ય તૂટતું હતું અને નવા ઉદ્યોગપતિઓનું આધિપત્ય સ્થપાતું હતું. ઔદ્યોગિક ક્રાંતિનો પણ આરંભ થઈ ગયો હતો. આ બધાંની અસર હિંદી રાજનીતિ ઉપર પણ થયા વિના ન રહે.

યાંત્રિક ઉત્પાદનનો ઇંગ્લાંડમાં વિકાસ થયો. એને પરિણામે હિંદના હાથ-ઉદ્યોગો તૂટવા લાગ્યા. હિંદ બ્રિટનના ઔદ્યોગિક ઉત્પાદનનું બજાર બનવા માંડ્યું અને એને કાચો માલ પૂરો પાડવાનું સાધન બન્યું. આમ બ્રિટનના મૂડીવાદનો વિકાસ હિંદી અર્થતંત્રના વિકાસના ભોગે થવા લાગ્યો. આ પલટાની સાથે જ રાજકીય તંત્રનો પલટો પણ અનિવાર્ય બની રહ્યો. હિંદના શોષણમાં સારાએ બ્રિટિશ શ્રીમંત-વર્ગનું હિત સમાયેલું હતું. એટલે બ્રિટિશ સત્તાધીશ વર્ગના પ્રતિનિધિ શી પાર્લામેન્ટે હવે હિંદી તંત્ર ઉપર કાબૂ મેળવવાની જરૂર ઊભી થઈ.

પાર્લામેન્ટે હિંદી પ્રશ્નમાં હસ્તક્ષેપ કરવાની નીતિનો આરંભ તો ૧૭૦૯થી કર્યો હતો. હિંદથી સૂતરાઉ અને રેશમી કાપડ એ કાળે ઇંગ્લાંડ જતું. ઇંગ્લાંડના ઉદ્યોગને એની જોડે હરીફાઈ કરવી પડતી. અને હિંદી કારીગરોની કાર્યકુશળતાને કારણે એમને એ હરીફાઈમાં

સફળતા ન મળતી. એટલે ઇંગ્લાંડમાં હિંદી કાપડના વેપાર સામે અને એ કાપડ પહેરવા સામે પ્રતિબંધ મુકાયા હતા. આખીયે અઢારમી સદીમાં હિંદી કાપડ–ઉદ્યોગને તોડવાના માર્ગો યોજાયા કર્યા હતા. અને ઓગણીસમું શતક આવ્યું ત્યાં તો હિંદની બજારોમાં ઇંગ્લાંડનું જ કાપડ વેચાવા લાગ્યું હતું.

આ નીતિની અસર ભારતીય અર્થકારણ ઉપર ખૂબ ઊંડી અને ભયાનક થઈ હતી. અતિ પ્રાચીન કાળથી ભારતીય અર્થતંત્ર સ્વાયત્ત રહ્યું હતું. રાજકીય ઝંઝાવાત આવતા અને જતા. પણ ભારતીય ગ્રામરચના જેવી ને તેવી જ રહેતી. ઓગણીસમા શતકના પ્રથમ દશક સુધી આમ ચાલ્યા કર્યું. પણ પછી ભારતીય અર્થતંત્ર બ્રિટિશ નીતિનો ભોગ બન્યું. એની જૂની રચના તોડી પાડવામાં આવી પણ એને સ્થાને નવી પ્રગતિકારક રચના રચાઈ શકી નહિ. રેંટિયો અને હાથશાળ એ જૂની રચનાના પાયા હતા. પ્રાચીન સમયથી યુરોપમાં હિંદી કાપડની આયાત થતી અને હિંદમાં યુરોપીય ધાતુની આયાત બદલામાં થતી.

બ્રિટિશ પેશકદમીકારે જ એ રેંટિયાનો વિનાશ કર્યો અને એ હાથ–શાળને ભાંગી નાખી. ઇંગ્લાંડે આરંભ કર્યો હિંદી કાપડને યુરોપી બજારમાંથી હાંકી કાઢીને. પછી એણે હિંદમાં સૂતરની નિકાસ કરી. અને છેવટે કાપડના જનક એવા હિંદમાં જ એણે વિદેશી કાપડના ગંજ મોકલવા શરૂ કર્યા. પરિણામે હિંદમાં કંગાલિયત આવવા લાગી. ઢાકા જેવાં વિશ્વવિખ્યાત નગરો તૂટવા માંડ્યાં. ઢાકાની વસ્તી દોઢ લાખમાંથી ઘટીને વીસ હજારની થઈ ગઈ. પણ આ નગરોની અવનતિ એ તો પાશેરામાં પહેલી પૂણી હતી. બ્રિટનનાં વરાળયંત્ર અને વિજ્ઞાને ભારતવર્ષના એક છેડાથી બીજા છેડા સુધી ઉદ્યોગ અને ખેતી વચ્ચેનો સંબંધ તોડી પાડ્યો.

આ રીતે એક રાષ્ટ્રનાં અર્થતંત્રનો વિનાશ કરવાનું કાર્ય અવ્ય-વસ્થિત રીતે તો ન જ ચાલી શકે. ૧૭૦૯માં જે નીતિનો આરંભ

થયો હતો એ નીતિને સ્પષ્ટ કાનૂનદ્વારા મૂર્ત સ્વરૂપ તો ૧૭૭૩માં મળ્યું. આ સમય સુધી એમ કહેવામાં આવતું કે ઇસ્ટ ઇન્ડિયા કંપની ઇગ્લાંડનો વેપાર વિસ્તારનારી એક વેપારી સંસ્થા છે. પણ હવે એમ જાહેર કરવામાં આવ્યું કે ઇસ્ટ ઇન્ડિયા કંપની બ્રિટનના રાજ્ય તરફથી પૂર્વમાં મોકલવામાં આવેલું એક પ્રતિનિધિમંડળ છે અને એ બ્રિટનની સત્તા અને હકૂમતનું પ્રતીક છે. ૧૭૦૩ના માર્ચમાં કંપનીએ એક લોનની માગણી કરી. બ્રિટનના સત્તાધીશ વર્ગે પોતાની તક જોઈ. એમાં પાર્લામેન્ટે એક ઠરાવ કર્યો. હિંદમાં લશ્કરી બળ મારફતે અથવા કોઈ દેશીરાજ્ય જોડેના કરારદ્વારા કંપનીને જે મુલક મળ્યો હોય એના ઉપર સાચો હક્ક બ્રિટનના રાજ્યનો છે આમ એ ઠરાવનો સાર હતો. પછી કંપનીને મોટી લોન આપવામાં આવી, પણ ૬ ટકાથી વધારે વ્યાજ કંપની પોતાના શેરહોલ્ડરોને ન આપી શકે એવી મતલબનો એના ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. પણ આના કરતાં પણ વધારે મહત્ત્વનો તો એ પછી તરત જ પસાર થયેલો રેગ્યુલેટીંગ એક્ટ હતો. આ કાયદાને પરિણામે કંપનીનું ઇગ્લાંડમાંનું વ્યવસ્થાતંત્ર પલટાયું, હિંદમાંનું વહીવટી તંત્ર બદલાયું, હિદમાંના બધા પ્રદેશ ઉપર એક ગવર્નર—જનરલની કેંદ્રવર્તિ સત્તા સ્થપાઈ અને કંપનીના વહીવટ ઉપર પ્રધાનમંડળના કાબૂનો આરંભ થયો.

આ રેગ્યુલેટીંગ એક્ટને પરિણામે ગવર્નર-જનરલ હિંદમાં સર્વ—સત્તાધીશ થયો. પણ એના ઉપર એની કાઉન્સીલનો કાબૂ હતો. બહુમતીના નિર્ણયોને અનુસરવાની એની ફરજ હતી.

ઇગ્લાંડમાં કંપનીની વ્યવસ્થા કરવા એક બોર્ડ ઓફ ડીરેક્ટર્સ રચવામાં આવી. એમાં ચોવીસ સભ્યો હતા. આ ડીરેક્ટર્સની ચૂંટણીમાં મતાધિકાર સંકુચિત બનાવવામાં આવ્યો. પરિણામે કંપનીની બધી સત્તા શ્રીમંત વર્ગના હાથમાં જ ગઈ. આ જ કાયદાને અનુસરીને કલકત્તામાં એક હાઈકોર્ટ સ્થાપવામાં આવી.

પણ આટલા સુધારાથી બ્રિટિશ હિતોનું યથાયોગ્ય રક્ષણ થતું હોય એમ ન લાગ્યું. એટલે હિંદી શાસનતંત્ર ઉપર બ્રિટનની સરકારનો વધારે કાબૂ સ્થપાય એવા હેતુથી પિટનો નવો કાયદો ઈ. સ. ૧૭૮૪માં પસાર કરવામાં આવ્યો. આ કાયદાને પરિણામે કંપનીના શેરહોલ્ડરોની બધી જ સત્તા દૂર કરવામાં આવી. સર્વસત્તા ડીરેકટરોના મંડળને સોંપવામાં આવી. અને એ ડીરેકટરોના મંડળ ઉપર કાબૂ રાખવા એક 'બોર્ડ ઑફ કન્ટ્રોલ' નીમવામાં આવી. આ 'બોર્ડ'માં ૬ સભ્યો હતા. પણ એ બધા સભ્યો હિંદી પ્રશ્નોમાં રસ ભાગ્યે જ લેતા. એ બોર્ડનો પ્રમુખ જ સાચી દૃષ્ટિએ સર્વસત્તાધીશ બની રહેતો. આજના ભારતમંત્રી (Secretary of State for India)નો એ પૂર્વગામી ગણી શકાય. આ બોર્ડ ઑફ કંટ્રોલની નિમણૂક સમ્રાટ હસ્તક રહેતી. આ પ્રકારના સુધારા દ્વારા અતિશ્રીમંત વર્ગના જ આધિકારની સ્થાપના થઈ અને હિંદી શાસનતંત્ર ઉપર બ્રિટનની સરકારનું આધિપત્ય સ્થપાયું.

પિટના હિંદી કાયદા પછી પણ કંપનીની શાસનપ્રણાલીમાં પલટા થતા રહ્યા. કંપનીને પ્રતિ વીસ વર્ષે 'પટ્ટો' મેળવવો પડતો. જ્યારે જ્યારે નવો પટ્ટો આપવામાં આવતો ત્યારે ત્યારે નવા નવા સુધારા દાખલ થતા જ.

પિટના કાયદા પછીનો મહત્ત્વનો કાયદો ૧૮૩૩નો ચાર્ટર ઍક્ટ છે. બંગાળનો ગવર્નર–જનરલ એ સમયથી હિંદનો ગવર્નર–જનરલ કહેવાયો અને મુંબઈ અને મદ્રાસના ગવર્નરોનું જે રહ્યું સહ્યું સ્વાતંત્ર્ય હતું એ પણ ગયું. એ સમય સુધી પ્રાંતોને પોતાના વિસ્તાર પૂરતા કાયદા ઘડવાની સત્તા હતી. એ સત્તા આ સમયથી એમણે ગુમાવી. કંપનીનું વેપારી કંપની તરીકેનું અસ્તિત્વ પણ આ કાળે પૂરું થયું.

ગવર્નર–જનરલની કાર્યવાહક કાઉન્સીલ અંગે પણ થોડો સુધારો આ કાયદાથી થયો. જ્યારે જ્યારે એ કાઉન્સીલ ધારાવિષયક વિચાર કરવા બેસે ત્યારે ત્યારે એ સમિતિએ ધારાશાસ્ત્રનિષ્ણાત એવા એક સભ્યને દાખલ કરવો.

૧૮૩૩માં આ કાયદો થયો અને એને પરિણામે અનેક મૂળભૂ ફેરફારો થયા એનાં સ્પષ્ટ કારણો છે. ઇંગ્લાંડના રાજબંધારણમાં આ મહત્ત્વના પલટા આગલે જ વર્ષે થઈ ગયા હતા. જૂના ઉમરાવવર્ગ સત્તા ઉપર મોટો કાપ પડ્યો હતો. ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે ન ઊભાં થયેલાં માંચેસ્ટર, લીવરપુલ, લીડ્ઝ વગેરે નગરોના શ્રીમંતવર્ગ હાથમાં વધારે સત્તા આવી હતી. પ્રજાતંત્રના સિદ્ધાંતોના રચયિ બેન્થામનો પ્રખ્યાત અનુયાયી જેમ્સ મિલ એ કાળે ઇંન્ડિયા હાઉસ મહત્ત્વના અધિકારસ્થાન ઉપર હતો. બ્રિટનની આ રાજકીય પરિસ્થિતિ અસર હિંદી રાજતંત્ર ઉપર પડી અને પરિણામે જ ૧૮૩૩નો ચાર્ટ ઍક્ટ ઘડાયો.

હિંદી ધારાસભાઓના ધારાવિષયક હક્કો ઉપર જે અનેક મર્ય દાઓ આજે છે એના શ્રીગણેશ પણ એ કાળે જ મંડાયા હત હિંદને માટે કાયદા ઘડવાની સત્તા ગવર્નર–જનરલ અને તેની કાઉન્સીલ આપવામાં આવ્યા. પણ એ સત્તાનો ઉપયોગ પાર્લામેન્ટના કાયદાઓથ વિરુદ્ધ જઈને ન થઈ શકે એમ ઠરાવવામાં આવ્યું.

આ કાયદા અનુસાર ભારતીય સરકારને સારાયે હિંદમાંના બ્રિટિ મુલકની વ્યવસ્થા તો કરવાની હતી જ, પણ એ ઉપરાંત બંગાળ વહીવટ પણ એણે જ સંભાળવાનો હતો. અને ઉત્તર ભારતમ જે નવા નવા પ્રદેશો બ્રિટિશ–હકૂમત નીચે આવતા જત હતા એનો વહીવટ પણ એના ઉપર પડતો. એટલે ક્રમે ક્રમે નવ પ્રાંતો બનાવવામાં આવ્યા અને ૧૮૫૪માં બંગાળ પણ એક લેફ્ટનં ગવર્નરના વહીવટ નીચે મૂકવામાં આવ્યો અને એ રીતે ભારતીય સ કાર સીધા વહીવટના કાર્યમાંથી મુક્ત થઈ.

આ પછીનો રાજતંત્રની દૃષ્ટિએ મહત્ત્વનો સુધારો ૧૮૫૩ના ચાર્ટ ઍક્ટથી થયો. એ કાયદાદ્વારા હિંદમાં ધારામંડળનો આરંભ થયે આ ધારામંડળ ગવર્નર–જનરલની કારોબારી સભામાં ૬ સભ્યે ઉમેરીને રચાયું. એની બેઠકો ખુલ્લી મળવા લાગી. પણ આ મંડળ

નામ ધારાસભા રાખવામાં આવ્યું ન હતું. આ મંડળમાં જે ૭ સભ્યો નિમાતા એ સરકારી સભ્યો જ હતા.

આ પછી ચાર વર્ષે ૧૮૫૭માં કંપનીની રાજકીય સત્તાનો અંત આવ્યો. ૧૭૦૭થી જે નીતિ આરંભાઈ હતી, ૧૭૭૩ના રેગ્યુલેટીંગ એકટ દ્વારા જે નીતિને મૂર્ત સ્વરૂપ મળ્યું હતું એ નીતિ સંપૂર્ણતાએ ૧૮૫૭માં પહોંચી. જે ખાસ કારણોને લીધે આ સમયે હિંદી શાસન-પદ્ધતિમાં આ પલટો થયો એનો આ પછીના પ્રકરણના ક્ષેત્રમાં સમાવેશ થાય છે.

## પ્રકરણ પાંચમું

### પાર્લામેન્ટ સર્વોપરી બની

કાપડ ઉત્પન્ન કરનાર એક અગત્યની ભૂમિને બદલે હવે ભારતવર્ષ બ્રિટનના કાપડનું બજાર બની ગયું હતું. એને પરિણામે હિંદમાં પણ ક્રમશઃ મૂડીનું રોકાણ કરવાની જરૂરત બ્રિટનના ધનકુબેરોને દેખાઈ હતી. કાપડનો ઉદ્યોગ જેમ જેમ બ્રિટનના અર્થતંત્રમાં મહત્ત્વનું સ્થાન મેળવતો ગયો તેમ તેમ હિંદ ઉપરના આધિપત્યની આવશ્યકતા પણ વધતી ચાલી. પહેલાં તો બ્રિટનના શરાફો, બ્રિટનના ઉમરાવો અને બ્રિટનના ઉદ્યોગપતિઓ—એ ત્રણેનાં હિત એક દિશામાં જ હતાં, પણ ઉદ્યોગપતિઓની હિંદનાં બજારો માટેની જરૂર જેમ વધી તેમ એમને ચિંતા પણ વધી. હિંદની ઉત્પાદનશક્તિ ન વધે તો પરિણામે એ પ્રદેશ શોષાઈને કોચલું બની જાય અને પછી સતત શોષણ શકય ન બને એટલે ઉત્પાદનશક્તિ વધારી હિંદની ખરીદશક્તિને પણ વધારવાની કોશિશ બ્રિટનના ઉદ્યોગપતિઓએ કર્યા વિના ચાલે એમ જ નહિ હતું. જે માલ હિંદ ઇંગ્લાંડ પાસેથી ખરીદે એના બદલામાં એ કંઈક આપી શકે એવી સ્થિતિ તો હોવી જ જોઈએ.

ગૃહ-ઉદ્યોગોનો વિનાશ, હિંદી વેપારી-વર્ગની અવનતિ, જમીનદારી પ્રદેશની પાયમાલી અને રાષ્ટ્રની આવકના મોટા ભાગનું બ્રિટનનું શોષણ—આ બધાં કારણોને પરિણામે હિંદની હાલત કંગાલતર બન્યે જતી હતી.

હિંદના વિકાસ માટેના માર્ગો ન યોજાય તે હિંદી બજાર ભાંગી જાય એ ખ્યાલ બ્રિટનના ઉદ્યોગપતિઓને આવી ચૂકયો હતો. હિંદમાં રેલવે અને નહેરોનો વિકાસ સાધીને કપાસનું ઉત્પન્ન વધારવામાં બ્રિટનના કાપડના કારખાનાંદારોનો સ્વાર્થ હતો. એ રીતે એમને સસ્તા દરે રૂ મળી શકે, અને રેલવે અને માર્ગોના વિકાસમાં પોલાદના ઉદ્યોગોને પણ દેખીતો સીધો લાભ હતો, પણ ઉદ્યોગપતિઓ આ રીતે હિંદમાં મૂડી રોકવાનો પ્રયત્ન કરતા હતા ત્યારે એમને હિંદમાં સત્તાધીશ બનેલા ઉમરાવોનો અને શરાફોનો વિરોધ સહન કરવો પડતો હતો. પણ ઇંગ્લાંડમાં ઉદ્યોગપતિઓનું પ્રભુત્વ હતું. એટલે આ ઝઘડામાં છેવટે તો વિજય એમનો જ થયો અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના શાસનનો અંત આવ્યો અને બ્રિટનના તાજનું–એટલે સાચી રીતે તો બ્રિટનની પાર્લામેન્ટનું–શાસન સ્થપાયું.

૧૮૪૯માં હિંદમાં 'ઇસ્ટ ઇન્ડિયા' અને 'ગ્રેટ ઇન્ડિયન પેનીનસ્યુલર' રેલવેની રચના થઈ હતી. એને માટેની મૂડી લંડનમાંના ઉદ્યોગપતિઓએ જ પૂરી પાડી હતી. અને એમને કેટલાક ખાસ હકકો અને બાંહેધરીઓ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ આપવા પડયાં હતાં. ૧૮૫૪માં મદ્રાસ રેલવે કંપની સ્થપાઈ અને ૧૮૫૫માં એ જ રીતે બોમ્બે, બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિયા રેલવે કંપની સ્થપાઈ. આ પછી ૧૮૫૭ના 'બળવા'ને કારણે રેલવે–વિકાસ થોડા સમયને માટે અટકયો પણ એ 'બળવા'એ ઇંગ્લાંડના ઉદ્યોગપતિઓને તો લાભ જ કરી દીધો કારણ કે એ બહાને એમણે 'ઇસ્ટ ઇન્ડિયા કંપની'ની સત્તા તોડી પાડી અને પાર્લામેન્ટની સીધી સત્તા સ્થાપી.

'બળવા'માં હિંદનાં પ્રત્યાઘાતી બળોએ, દેશીરાજાઓ અને જમી-નદારોએ બ્રિટનને સાથ આપ્યો અને એ જ કારણે એ સ્વાતંત્ર્ય-યુદ્ધ નિષ્ફળ નીવડયું.

૧૮૫૭ના આ 'બળવા'ને કારણે બ્રિટનને કેટલીયે વસ્તુઓ એક સામટી સમજાઈ ગઈ. અવિકસિત વહેવારનાં સાધનો દ્વારા એક ખંડ

આ મોટા રાષ્ટ્રને કબજામાં રાખવાની અશક્યતાનો એને અનુભવ થયો. "ઇસ્ટ ઇન્ડિયા કંપની" જેવી વેપારી સંસ્થાને બદલે બ્રિટનની વ્યવસ્થિત સરકારના અંકુશ નીચે ભારતીય શાસનને મૂકવાની જરૂરત એણે જોઈ. અને ખર્ચાળ સેના સ્થળે સ્થળે રાખવાને બદલે રેલવેની રચના કરી સેનાનું ખર્ચ ઘટાડવાના લાભ એને સમજાયા. એ રેલવેને અંગે થતું ખર્ચ તો હિંદી કર ભરનારને માથે જ નાખી શકાય એ પણ બ્રિટન જોઈ શક્યું.

એટલે બ્રિટને હવે હિંદમાં નૂતન સ્વરૂપનું શાસન–ચોકઠું રચ્યું. એમાં એણે હિંદનાં સ્થાપિત હિતો–જમીનદારો અને મહારાજાઓનો સાથ–લીધો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો અંત આવ્યો અને બોર્ડ ઑફ કંટ્રોલનું સ્થાન હવે ભારતમંત્રીએ લીધું. એ ભારતમંત્રી બ્રિટિશ પ્રધાનમંડળનો એક સભ્ય હતો અને હિંદનો વાયસરોય અને હિંદી અમલદારશાહી એના આધિપત્ય નીચે મુકાયાં.

આમ ૧૮૫૭ એ શાહીવાદી જળોના વિકાસનું ત્રીજું અને અતિ મહત્ત્વનું પગલું હતું. બ્રિટિશ મૂડીનું ઝડપી રોકાણ એ કાળથી હિંદમાં થવા લાગ્યું. બ્રિટન પહેલાં માત્ર માલની નિકાસ કરતું. હવે એ મૂડીની નિકાસ કરવા લાગ્યું.

આ સમયથી ૧૯૦૯ સુધી ક્રમિક પલટાઓ થતા રહ્યા પણ એ પલટાઓથી મૂળભૂત નીતિમાં તો કશો જ પલટો થયો નથી.

૧૮૫૮ના હિંદી કાઉન્સીલ ઍકટદ્વારા ગવર્નર–જનરલની કાઉન્સીલની સભ્યસંખ્યા વધી. ૬ થી વધારીને એ સંખ્યા ૧૨ની કરવામાં આવી. પણ આ બધા જ સભ્યોની નિયુક્તિ ગવર્નર–જનરલ જ કરતો. ૧૮૬૧માં મુંબઈ અને મદ્રાસના ગવર્નરોની કાઉન્સીલોને પણ કાનૂન બનાવવાની સત્તા મળી. પણ આ કાઉન્સીલો ગવર્નર–જનરલની કાઉન્સીલે ઘડેલા કોઈ કાનૂનવિરોધી કાનૂન ન ઘડી શકે. કેટલાક પ્રશ્નો વિષે તો કાનૂન ઘડવાની જ સત્તા એ કાઉન્સીલોને ન હતી. અને આ કાઉન્સીલોએ મંજૂર કરેલા બધા જ કાયદા માટે ગવર્નર–જનરલની સંમતિ આવશ્યક

ગણાતી. ૧૮૬૧માં એક નવો કાયદો થયો અને એને અનુસરીને ૧૮૬૨માં બંગાળમાં પણ આવી જ કાઉન્સીલ સ્થપાઈ.

૧૮૭૦માં બ્રિટનની પાર્લામેન્ટે એક ખાસ કાયદો કરીને ગવર્નર અને એમની કાઉન્સીલોને પછાત પ્રાંતો માટે કાયદા ઘડવાની સત્તા આપી. ૧૮૩૩ સુધી તો આખાયે હિંદ માટે આ રીતે જ કાયદા ઘડાતા અને એ કાયદા નહિ પણ રેગ્યુલેશન કહેવાતા. ૧૮૨૭ના એવા એક રેગ્યુલેશનને અનુસરીને જ ગાંધીજીને ૧૯૩૦ અને ૧૯૩૨માં અટકાયતમાં રાખવામાં આવ્યા હતા.

આ પછીનો મહત્ત્વનો બંધારણીય પલટો ૧૮૯૨માં થયો. એ વર્ષમાં જે કાયદો થયો એને આધારે મતાધિકારના સિદ્ધાંતોનો પણ આરંભ થયો. પણ આ મતાધિકાર અતિ મર્યાદિત હતો અને ચૂંટાયેલા સભ્યોની લઘુમતિ હતી.

પણ આ સમયે આ પ્રકારનું પગલું લીધા વિના ચાલે એમ ન હતું. ૧૮૫૭ના સ્વાતંત્ર્યયુદ્ધમાં હાર મળ્યા પછી પણ શાહીવાદ-વિરોધી તત્ત્વો છૂટાંછવાયાં પડ્યાં જ હતાં. સીધા–સામાનાના માર્ગની નિષ્ફળતા એમણે જોઈ અને વ્યવસ્થિત રીતની લડત ચલાવનારો વર્ગ તો એ કાલે અસ્તિત્વમાં જ ન હતો એટલે એમનો અસંતોષ બોંબની ફિલસૂફીમાં પરિણમ્યો. જનસમૂહ આ માર્ગે દોરાય, કદાચ એ ક્રાંતિકારી સંગ્રામનું સ્વરૂપ લે એની સામે પાળ બાંધવા બંધારણીય માર્ગે હિંદી પ્રજાને વાળવા ઓગણીસમા શતકના નવમા દશકથી વ્યવસ્થિત આરંભ થયો હતો અને એ રીતે હિંદી રાષ્ટ્રીય મહાસભાનો જન્મ પણ થયો હતો. જે નીતિને અનુસરીને રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનાને ઉત્તેજવામાં આવી હતી એ જ નીતિ ૧૮૯૨ના બંધારણીય સુધારાની જનક હતી.

આ સુધારાથી ચૂંટણીનો સિદ્ધાંત ભારતવર્ષીય રાજતંત્રમાં દાખલ થયો. ગવર્નર–જનરલની લેજિસ્લેટીવ કાઉન્સીલ એનાથી વિસ્તૃત બની. અંદાજપત્રની ચર્ચા કરવાનો અને પ્રશ્નો પૂછવાનો અધિકાર બિનસર-

કારી સભ્યોને મળ્યો. પણ આ કાયદામાં એક કાળજી રાખવામાં આવી હતી. પ્રજાકીય સભ્યોની કોઈ પણ સંજોગોમાં બહુમતી ન થઈ જાય એવી એ સુધારાની યોજના હતી.

પણ આટલા ઉપરછલ્લા સુધારાથી ન તો મધ્યમવર્ગ સંતોષાયો કે ન તો ઉપરના થરના લોકો સંતોષાયા. અસંતોષ તીવ્ર સ્વરૂપ પકડતો જતો હતો. બોંબની ફિલસૂફી વધારે ને વધારે વિસ્તાર પામતી હતી. એમાં બંગાળાના ભાગલા કરવાનું પગલું બ્રિટિશ સરકારે લીધું. દબાયેલો અસંતોષ બહાર નીકળી આવ્યો. રાષ્ટ્રવ્યાપી રાજકીય આંદોલન ઊભું થયું. આવી રાષ્ટ્રીય પરિસ્થિતિમાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની અસર પણ ભળી. યુરોપમાં યુદ્ધનાં નગારાં ગડગડી રહ્યાં હતાં. યુદ્ધને સમયે હિંદમાં અસંતોષ હોય એ બ્રિટનને પાલવે એમ ન હતું એટલે ૧૯૦૯ માં નવા સુધારા દાખલ થયા એ સુધારા અનુસાર, બિનસરકારી સભ્યોની બહુમતીવાળી ધારાસભાઓ રચાઈ. બંગાળ માત્ર એમાં અપવાદ હતું. પણ આ બહુમતી એકલા ચૂંટાયેલા સભાસદોની નહિ હતી. ચૂંટાયેલા અને સરકાર તરફથી નિમાયેલા—એમ બંને પ્રકારના સભાસદો સાથે મળીને જ થોડી બહુમતી થતી હતી.

આ સુધારા મોર્લી-મિન્ટો-સુધારા કહેવાય છે. મોર્લી એ સમયે ભારતમંત્રી હતો, અને લોર્ડ મિન્ટો હિંદનો વાઈસરોય હતો.

આ બંધારણપલટાએ હિંદના રાજકારણમાં એક અતિ અનિષ્ટ પ્રથા દાખલ કરી. એ પ્રથા હતી ભિન્ન ભિન્ન મતદારમંડળો રચવાની. મુસલમાન સભ્યોની ચૂંટણી મુસલમાનો કરે અને બિનમુસ્લિમ સભ્યોની ચૂંટણી બિનમુસ્લિમ કરે એવી આ યોજના હતી. ભારતીય રાજતંત્રના પ્રશ્નમાં આ વ્યવસ્થાએ એક મહાન આડખીલી ઊભી કરી છે.

પ્રશ્ન પૂછવાની સત્તા વિસ્તૃત બનાવવામાં આવી અને ઠરાવો કરવાની સત્તા પણ આપવામાં આવી. પણ ગવર્નરની અનુમતિ વિના કોઈ પ્રશ્ન પૂછી ન શકાય એવી ગોઠવણ આ સુધારાના કાયદામાં હતી.

આ કાયદાથી હિંદનું પાટનગર કલકત્તાથી બદલીને દિલ્હી લાવવામાં આવ્યું. બંગાળના ભાગલા રદ થયા અને એ પ્રાંત ગવનરનો પ્રાંત બન્યો. બિહાર અને ઓરિસ્સાનો નવો પ્રાંત રચાયો અને એના ઉપર એક લેફ્ટનંટ ગવર્નરની હકૂમત સ્થપાઈ.

૧૯૧૪-૧૮નું મહાયુદ્ધ, ભારતીય ઉદ્યોગોનો વિકાસ, આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની હિંદુસ્તાન ઉપરની અસર વગેરે અનેક કારણોને પરિણામે ભારતીય રાજનૈતિક જાગૃતિમાં ખૂબ વિકાસ થયો હતો અને પરિણામે ૧૯૧૯નો સુધારાનો કાયદો થયો હતો. ભારતના વર્તમાન રાજકારણ જોડે એ સમયની તવારીખને ઊંડો સંબંધ છે એટલે એ વિસ્તૃત ચર્ચા માગે છે.

# પ્રકરણ છઠ્ઠું

## સત્તા વિનાની જવાબદારી

હિંદી ઉદ્યોગોના વિકાસનું રૂંધન ઠેઠ ૧૯૧૪ સુધી તો ચાલ્યા કર્યું. પણ એ વર્ષમાં વિશ્વવિગ્રહનો આરંભ થયો અને એને પરિણામે નવી નીતિ અનિવાર્ય બની રહી. લેંકેશાયરનું કાપડ આ સંજોગોમાં હિંદમાં આવી શકે એમ ન હતું. જાપાન અને યુનાઇટેડ સ્ટેટ્સ હિંદની બજારનો કબજો લેવા ખડે પગે તૈયાર થઈ ગયાં હતાં. બ્રિટનના હિતમાં જ એ હતું કે આવા સંજોગોમાં હિંદી ઉદ્યોગોને રક્ષણ આપવામાં આવે, એના વિકાસને રૂંધતી અડચણો દૂર કરવામાં આવે. એમ કરવામાં આવે તો જ હિંદી ઉદ્યોગનો વિકાસ થાય અને એ ઉદ્યોગમાં બ્રિટિશ મૂડીનું રોકાણ થઈ શકે. હિંદના લોખંડના ઉદ્યોગને પણ ઉત્તેજન આપવાનું આ જ કારણોને લીધે આવશ્યક બન્યું હતું. બ્રિટનનાં લોખંડનાં કારખાનાં તો શસ્ત્રસામગ્રીનાં ઉત્પાદનમાં રોકાઈ ગયાં હતાં. અને હિંદની અને સામ્રાજ્યના વિભાગોની રેલવે વગેરે અંગેની જરૂર પૂરી પાડવાની હતી. આ આર્થિક કારણો ઉપરાંત રાજનૈતિક એવાં પણ કેટલાંક કારણો હતાં. હિંદ ઉપરની બ્રિટનની પકડ ઢીલી બનતી જતી હતી. બ્રિટિશ લશ્કર હિંદમાંથી બહાર ગયું અને હિંદના દબાયેલા અસંતોષની જ્વાળાઓ ભભૂકી નીકળી. હિંદી લશ્કરમાં અને કિસાનોમાં બળવા થવા લાગ્યાં. હિંદના મૂડીદાર વર્ગે પણ બ્રિટનનો વિરોધ કરવાની

આ તક પારખી. હિંદુ–મુસલમાન ઐક્ય પણ ઝડપથી રચાવા લાગ્યું. બ્રિટનને લાગ્યું કે સુધારાનો કંઈક દંભ જો નહિ કરવામાં આવે તો હિંદ અવશ્ય હાથથી જશે. ૧૯૧૬માં પરદેશથી આયાત થતાં કાપડ–સૂતર ઉપર સાડા ત્રણ ટકાની જકાત નાખીને હિંદી કાપડ–ઉદ્યોગને રક્ષણ આપવામાં આવ્યું. એ જ વર્ષમાં હિંદને ઔદ્યોગિક વિકાસ વિષેના માર્ગો સૂચવવા એક કમિશન નીમવામાં આવ્યું. હિંદી ઉદ્યોગને સરકારી રક્ષણ આપવાની નીતિની એ કમિશને ભલામણ કરી.

આ પછી મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ–સુધારાને નામે ઓળખાતો હિંદી રાજ્યબંધારણનો કાયદો બ્રિટિશ પાર્લામેન્ટે પસાર કર્યો, એ કાયદામાં પ્રગતિની નીતિની અને ક્રમશઃ સ્વરાજ્ય આપવાની મોટી મોટી વાતો સિવાય કશું જ નહિ હતું.

૧૯૧૭ની ૨૦મી ઑગસ્ટને દિવસે તત્કાલીન ભારતમંત્રી મોન્ટેગ્યુએ નીચેની જાહેરાત પાર્લામેન્ટમાં કરી હતી :—

'હિંદ એ બ્રિટિશ સામ્રાજ્યનું એક અવિભક્ત અંગ છે. ત્યાં જવાબદાર રાજતંત્રની સ્થાપના થાય એવી બ્રિટનની તીવ્ર આકાંક્ષા છે. ક્રમે ક્રમે ભારતવાસીઓને હિંદી રાજતંત્રમાં વધારે ને વધારે ભાગ લેતા કરીને આવી પરિસ્થિતિ ઊભી કરવાનો બ્રિટનનો ઉદ્દેશ છે.'

આ જાહેરાત પછી થોડા જ સમયમાં ભારતમંત્રી મોન્ટેગ્યુ હિંદ આવ્યા અને એમણે એ સમયના હિંદના વાઇસરૉય લૉર્ડ–ચેમ્સફર્ડ જોડે મળીને એક યોજના ઘડી કાઢી. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ યોજનાના નામે એ પ્રસિદ્ધ છે. એ યોજના અનુસાર હિંદનો શાસનધારો ૧૯૧૯માં ઘડાયો અને ૧૯૨૧થી એનો અમલ શરૂ થયો. ૧૯૩૫નાં શાસનધારાની યોગ્ય સમજણ માટે એ કાયદાનું જરા વિસ્તૃત નિરૂપણ આવશ્યક બની રહે છે.

પહેલાં તો મુંબઈ, મદ્રાસ અને બંગાળા એ ત્રણ પ્રાંતમાં જ ગવર્નરો હતા. ૧૯૧૯ના સુધારાના કાયદાદ્વારા સંયુક્ત–પ્રાંત, પંજાબ,

બિહાર અને ઓરિસ્સા, મધ્ય–પ્રાંત તથા આસામમાં પણ ગવર્નરોની નિમણૂક થઈ. સરહદના પ્રાંતમાં તો ગવર્નરની નિમણૂક છેક ૧૯૩૨થી જ થઈ છે. અને આ રીતે જે જે પ્રાંતમાં ગવર્નરની હકૂમત સ્થાપવામાં આવી તે તે પ્રાંતમાં દ્વિમુખી રાજવ્યવસ્થાનો આરંભ થયો. દ્વિમુખી શાસનપ્રણાલી એ ભારતના રાજતંત્રની જ નવીનતા છે. એ પ્રથામાં સત્તાની કહેવાતી વહેંચણી કરવામાં આવે છે. પ્રાંતના ક્ષેત્રના વિષયોના બે ભાગ પાડીને એક ભાગના વિષયો પ્રજાકીય પ્રધાનોના વહીવટ નીચે અને બીજા ભાગના વિષયો સરકારી સભ્યોના હાથમાં સોંપવામાં આવે છે. આવી પદ્ધતિ ૧૯૧૯ના શાસનધારાથી આરંભાઈ. એકઝીક્યુટીવ કાઉન્સીલ નહિ હતી એવા પ્રાંતોમાં એકઝીક્યુટીવ કાઉન્સીલની સ્થાપના કરવામાં પણ આવી. એકઝીક્યુટીવ કાઉન્સીલના સભ્યોની નિમણૂક ગવર્નરની નિમણૂકની જેમ જ શહેનશાહ કરતા. પણ મિનિસ્ટરોની નિમણૂક તો ધારાસભામાં ચૂંટાયેલા સભ્યોમાંથી જ થતી. આ નવી પદ્ધતિમાં ગવર્નર અને એના એકઝીક્યુટીવ કાઉન્સીલરો પાર્લામેન્ટ અને સેક્રેટરી ઑફ સ્ટેટને જવાબદાર હતા, જ્યારે મિનિસ્ટરો ધારાસભાને જવાબદાર હતા. મિનિસ્ટરોની સલાહ અનુસાર વર્તન કરવાની સૂચનાની સાથે સાથે જ એને બીજી એવી પણ સૂચના આપવામાં આવી હતી કે જો એને જરૂરી લાગે તો એ સલાહને એ અવગણી શકે. અને વળી હિંદી સરકાર અને ભારતમંત્રી પણ યોગ્ય લાગે ત્યારે દખલ કરી શકે એવી શક્યતા પણ આ નવાં બંધારણમાં હતી જ. મહત્ત્વનાં ખાતાંઓ તો ગવર્નરને હસ્તક જ હતાં. ઓછી અગત્યનાં ખાતાંઓ જ પ્રજાકીય પ્રધાનોને સોંપાયાં હતાં. કાયદો અને વ્યવસ્થા, રેવન્યુ, વર્તમાનપત્રો કે પુસ્તકોનું નિયમન અને આવા બધા વિષયો તો ગવર્નર અને એકઝીક્યુટીવ કાઉન્સીલરોને જ સોંપાયેલા. કેળવણી, જાહેર બાંધકામ વગેરે જેવા ઓછા મહત્ત્વના પ્રશ્નો જ પ્રધાનોને સોંપાયા.

ગવર્નરોના આ પ્રાંતોમાંની ધારાસભાઓ ચાલુ જ રહી.

પણ એની રચના, નિયમન અને સત્તામાં પલટો થયો. પહેલો ફેરફાર એ થયો કે ધારાસભાઓની સભ્યસંખ્યા વધારવામાં આવી. ધારાસભાઓ વહીવટી તંત્રથી અલગ કરવામાં આવી પણ ગવર્નર અને એની એક્ઝીક્યુટીવ કાઉન્સીલના સભ્યો ઓદ્દાની રૂએ એ ધારાસભાના સભ્યો બની ગયા. બીજો અને વધારે મહત્ત્વનો ફેરફાર એ થયો કે ચૂંટાયેલા સભ્યોની સંખ્યા વધારવામાં આવી અને એમની બહુમતી થઈ. ધારાસભાનો જીવનકાળ ત્રણ વર્ષ મુકરર થયો. ધારાસભાઓને ગવર્નરની મંજૂરી મેળવીને પ્રમુખ નીમવાની સત્તા અપાઈ. અને મતાધિકાર વિસ્તૃત બનાવવામાં આવ્યો એટલે કે પહેલાં જેટલા નાગરિકોને મતાધિકાર હતો એના કરતાં ઘણા વધારે નાગરિકોને આ કાયદાદ્વારા મતાધિકાર પ્રાપ્ત થયો.

પ્રાંતિક ધારાસભાઓને કાયદાઓ બનાવવાની સત્તા આપવામાં આવી. પણ કેટલાક પ્રશ્નો તો એવા હતા કે જેના વિષે એ ધારાસભાઓ ગવર્નર અથવા ગવર્નર-જનરલની મંજૂરી મેળવ્યા વિના કાયદો દાખલ પણ ન થઈ શકે. મધ્યસ્થ સરકાર અને પ્રાંતિક સરકારોનાં બજેટ જુદાં પાડવામાં આવ્યાં અને એ પ્રાંતિક ધારાસભાઓને એમાં કાપકૂપ કરવાની સત્તા આપવામાં આવી.

મધ્યસ્થ સરકારના સ્વરૂપમાં આ સુધારાથી ખાસ મહત્ત્વનો ફેરફાર ન થયો. પ્રાંતિક અને મધ્યસ્થ કારોબાર તદ્દન જુદા પડી ગયા એ એકમાત્ર પલટો થયો. બ્રિટનના વેપારના રક્ષણ માટે જરૂરી અને સામ્રાજ્યની જડને મજબૂત કરનારાં એવાં ખાતાંઓ મધ્યસ્થ સરકાર હસ્તક રાખવામાં આવ્યાં. આવક-વેરો, નાણાંતંત્ર, લશ્કર, વિદેશી સંબંધો, દેશી રાજ્યો વગેરે મહત્ત્વનાં ખાતાંઓ મધ્યસ્થ સરકારને જ હસ્તક રહ્યાં અને જે ખાતાંઓ સ્પષ્ટ રીતે પ્રાંતોને સોંપવામાં આવ્યાં ન હતાં એ મધ્યસ્થ સરકારને હસ્તક જ મનાયાં.

મધ્યસ્થ ધારામંડળની રચનામાં ૧૯૧૯ના કાયદાથી એક મહત્ત્વનો પલટો થયો. એ સમય સુધી એક જ મધ્યસ્થ ધારાસભાનું મધ્યસ્થ

ધારામંડળ બનેલું હતું. હવેથી એ ધારામંડળ બે વિભાગમાં વહેંચાઈ ગયું. એમાં ઉપરની ધારાસભા રાજસભાના નામથી ઓળખાતી હતી અને નીચેની ધારાસભા લેજિસ્લેટીવ એસેમ્બ્લી એવા નામથી ઓળખાતી હતી. આ બંને ધારાસભાઓમાં બહુમતી ચૂંટાયેલા સભ્યોની જ હતી પણ એસેમ્બ્લીમાં ચૂંટાયેલા સભ્યોનું પ્રમાણ મોટું હતું. એસેમ્બ્લીને પોતાનો પ્રમુખ ચૂંટવાની સત્તા સોંપવામાં આવી હતી જ્યારે કાઉન્સીલ ઑફ સ્ટેટના પ્રમુખની નિમણૂંક ગવર્નર–જનરલ કરતો. બજેટ અંગેની સત્તાઓમાં પણ ભેદ હતો. કાઉન્સીલ ઑફ સ્ટેટ–રાજસભા–બજેટ વિષે ચર્ચા કરી શકે પણ એમાં કાપકૂપ ન કરી શકે. એસેમ્બ્લી કાપકૂપ પણ કરી શકે પણ એણે કરેલી કાપકૂપ સરકાર ઉપર બંધનકારક ન ગણાય. બંને ધારાસભાઓમાં ારાના ખરડાની ચર્ચાનો આરંભ થઈ શકે. પણ આ ધારાસભાઓ પરિણામમાં તો પૂતળાં ધારાસભાઓ જ હતી. ગવર્નર–જનરલ જે કાયદો દાખલ કરવાની મંજૂરી ન આપે એ આ ધારાસભાઓમાં દાખલ ન થઈ શકતા. અને 'ઑર્ડિનન્સ' નામનાં જહાંગીરશાહી ફરમાનો કાઢવાની સત્તા તો ગવર્નર–જનરલની હતી જ.

બે ધારાસભાઓ વચ્ચે મતભેદ પડે એવા સંજોગોમાં બનેની સંયુક્ત બેઠક બોલાવવાની પ્રથા દાખલ કરવામાં આવી હતી. પણ આવી પરિસ્થિતિ આજ પર્યંત ઊભી નથી થઈ.

આ બંધારણીય સુધારાથી એક નવી પ્રથા દાખલ કરવામાં આવી. ૧૯૧૯ સુધી ભારતમંત્રીનો પગાર હિંદી સરકાર આપતી. એ પછીથી બ્રિટિશ ખજાનામાંથી એ પગાર આપવો એમ ઠરાવવામાં આવ્યું. બ્રિટિશ પાર્લામેન્ટના સભ્યો હિંદના પ્રશ્નોમાં વધારે રસ લેતા થાય એ હેતુથી આ સુધારો કરવામાં આવ્યો. સુધારા પછી પણ ઇન્ડિયા ઑફિસનો ઘણોખરો ખર્ચ તો હિંદી સરકાર જ આપે છે.

આ મોન્ટફૉર્ડ–સુધારાનું મુખ્ય તત્ત્વ છે. દ્વિમુખી શાસનપ્રણાલી. પણ આ નવી પદ્ધતિથી કોઈ પણ પ્રાંતમાં સંતોષ ન સ્થાપી શકાયો.

બંગાળ અને મધ્ય પ્રાંતમાં તો ખૂબ ખૂબ મુશ્કેલીઓ પણ ઊભી થઈ અને એ પ્રાંતોનો કારભાર તો જાહેરમાં બહાર પાડીને ગવર્નરોને પોતાના હાથમાં પણ લેવો પડેલો. બંગાળમાં તો ભારે કટોકટીની સ્થિતિ ઊભી થઈ હતી. ગવર્નરે પ્રધાનોની નિમણૂક કરી ત્યારે ધારાસભાએ એમનો પગાર મંજૂર કરવાની સાફ ના સંભળાવી. અને જ્યારે પગાર મંજૂર થયા ત્યારે કોઈ પ્રધાન થવા જ તૈયાર ન હતું! દ્વિમુખી શાસન-પદ્ધતિ સામે અનેક દલીલો હતી. એક અને મુખ્ય દલીલ એ હતી કે પદ્ધતિ અનુસાર ધારાસભાઓને કે પ્રધાનોને જરા પણ સાચી સત્તા સુપ્રત થતી ન હતી. ખાતાઓની વહેંચણી એટલી બધી વિચિત્ર હતી કે કોઈ પણ ખાતામાં પ્રધાન જરૂરી સુધારા ન કરી શકે. એક દૃષ્ટાંતથી આ વસ્તુ બરાબર સમજાઈ જશે. ઉદ્યોગખાતું આ યોજના અનુસાર પ્રધાન-હસ્તક સોંપાયું હતું. પણ કારખાનાં, ખાણો, મજૂરી, વીજળી વગેરે પ્રશ્નો તો ગવર્નર-હસ્તક રાખવામાં આવ્યા હતા. આ પરિસ્થિતિમાં પ્રધાન બિચારો શું કરે? ખેતી પ્રધાન-હસ્તકનું ખાતું હતું, પણ નહેરખાતું 'સુરક્ષિત' ખાતું હતું. બીજી વાત એ હતી કે પ્રધાનની સરકારી અધિકારીઓ ઉપરની સત્તા નામશેષ હતી. એટલે પરિણામમાં તો ધારાસભાઓની ગાળો ખાનાર પૂતળા સિવાય પ્રધાન બીજું કંઈ જ ન રહેતો. અર્થવિભાગ તો કારોબારી (Executive) કાઉન્સીલના સરકાર-નિયુક્ત સભ્યોની હકૂમતમાં હતો. એટલે પ્રધાનને જ્યારે પૈસા જોઈએ ત્યારે એની ખુશામત કરવાની જ રહે. અને જાણે આટલું ઓછું હોય એમ પ્રધાન-હસ્તકના વિષયોમાં પણ હિંદી સરકાર અને ભારતમંત્રીનો હસ્તક્ષેપ તો મોટા પ્રમાણમાં હતો જ. એટલે આ સુધારા દ્વારા હિંદી જનતાને સાચો એવો અધિકાર આપવાનો લેશમાત્ર પ્રયત્ન નથી થયો એટલું સંક્ષેપમાં કહી શકાય. મધ્યસ્થ તંત્રની હાલત તો આથીયે વધારે કઢંગી હતી. મધ્યસ્થ ધારાસભા વિસ્તૃત બની. એના અધિકારોની યાદી લાંબી બની. પણ એના નિર્ણયોનો અમલ કરવાની હિંદી સરકારે કોઈ પણ કાળે દરકાર નથી કરી. ભલેને એ

ધારાસભા પ્રતિવર્ષ ઠરાવ કરે કે ટપાલના દર ઘટવા જોઈએ, ભલેને એ એમ ઠરાવે કે હૂંડિયામણનો દર હિંદની જરૂરતને અનુસરીને જ ચોક્કસ થવો જોઈએ પણ સરકાર તો 'તુમ બકતે હો, હમ સુનતે હૈં'ની જ નીતિ અખત્યાર કરી રહી છે.

મહાસભાએ તો પ્રારંભથી જ આ 'સુધારા'નો વિરોધ કર્યો. ગાંધીજીની આગેવાની નીચે અસહકાર-દ્વારા આ નવા 'સુધારા'નો બહિષ્કાર કરવામાં આવ્યો. પણ મહાસભાવાદીઓનો એક પક્ષ એવો હતો જે ધારાસભાપ્રવેશની હિમાયત કરતો હતો. એ પક્ષના નેતા હતા પંડિત મોતીલાલજી અને દેશબંધુ ચિત્તરંજન દાસ. એમણે મહાસભાથી અલગ એવો સ્વરાજપક્ષ ઊભો કર્યો. એ પક્ષદ્વારા એમણે સરકાર સામે મોરચા માંડ્યા. ૧૯૨૪માં પંડિત મોતીલાલજીએ મધ્યસ્થ ધારાસભામાં એક ઠરાવ મૂક્યો. હિંદને સંસ્થાનિક સ્વરાજ આપવામાં આવે. ભારત માટે જવાબદાર શાસનતંત્ર રચવા એક ગોળમેજી પરિષદ બોલાવવામાં આવે એવી એ ઠરાવની માગણી હતી. મોટી બહુમતીથી પસાર થયેલો એ ઠરાવ સરકારના બહેરા કાનને ક્યાંથી અસર કરે? આ પછી શાસનસુધારા માટેની તપાસ કરી અહેવાલ કરવા 'મુડીમેન કમિટી'ની નિમણૂક થઈ. પણ એ કમિટીના અહેવાલનો કંઈ અમલ ન થયો.

સરકારની આવી બેધ્યાનની નીતિથી રાષ્ટ્રવ્યાપી અસંતોષ વધવા લાગ્યો. કોઈ માર્ગ ન રહ્યો ત્યારે સરકારે ૧૯૨૭ના નવેંબરમાં સાયમન કમિશનની નિમણૂક જાહેર કરી. આ કમિશનના સૌ સભ્યો અંગ્રેજ હતા. એક પણ ભારતવાસીને એ કમિશનના સભ્ય તરીકે નીમવામાં ન આવ્યો. આ અપમાન કોઈ પણ હિંદી ન સાંખી શક્યો. હિંદના ખૂણે ખૂણામાં એનો બધા જ રાજકીય પક્ષોએ સખત બહિષ્કાર કર્યો. એ બહિષ્કારના એક ભોગ લાલા લજપતરાય થયા. જવાહરલાલજીને પણ એમાં લાઠીનો સ્વાદ મળ્યો. આપણા ગુજરાતમાં પણ એના પડઘા ઊઠ્યા હતા. અને ગુજરાત કૉલેજના ૭૦૦ વિદ્યાર્થીઓને

એના બાહિષ્કારની હડતાલને કારણે ગોરા પ્રિન્સીપાલ શિરાઝ જોડે એક માસથી પણ વધારે લાંબી હડતાળ પાડીને લડવું પડ્યું હતું.

સાયમન કમિશનનો બહિષ્કાર અસરકારક જરૂર નીવડ્યો. એને પરિણામે સરકારની નીતિમાં પલટો પણ થયો. એ કમિશનનો અહેવાલ પણ બહાર પડ્યો ન હતો ત્યાં તો વાઈસરોયને બે જાહેરાત કરવી પડી. હિંદી રાજતંત્રના સુધારાનું અંતિમ ધ્યેય હિંદને સંસ્થાનિક સ્વરાજ આપવાનું છે એવી મતલબની એક જાહેરાત હતી, અને સાયમન કમિશનના અહેવાલના પ્રકાશન પછી બ્રિટિશ સરકાર બ્રિટિશ હિંદી અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓ જોડે ગોળમેજી પરિષદ દ્વારા મસલત કરીને પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરવાનો બંધારણનો કાયદો તૈયાર કરશે એવી બીજી જાહેરાત હતી.

૧૯૩૦ના મેમાં સાયમન કમિશનનો અહેવાલ પ્રસિદ્ધ થયો. પણ એ અહેવાલનો પણ હિંદમાં પ્રચંડ વિરોધ થયો. એ અહેવાલમાં કોઈ મહત્ત્વની સૂચના નહિ હતી. એક સૂચના થોડી મહત્ત્વની હતી. હિંદના રાજતંત્રનું સ્વરૂપ સમવાયતંત્રનું બને એવી એમાં એક સૂચના હતી.

સાયમન કમિશનના અહેવાલ પછી ૧૯૩૦ના નવેંબરથી ૧૯૩૧ના જાન્યુઆરી સુધી લંડનમાં પહેલી ગોળમેજી પરિષદ મળી. ગોળમેજી પરિષદનો આશય હિંદને સંસ્થાનિક સ્વરાજ આપવાનો છે એવી ખાતરી ન આપવામાં આવી એટલે મહાસભા આ પરિષદમાં શામિલ ન થઈ.

મધ્યસ્થ તંત્રમાં જવાબદાર શાસનપદ્ધતિ દાખલ કરવામાં આવે તો હિંદી રાજકર્તાઓ સમવાયતંત્રમાં દાખલ થાય એવી જાહેરાત એમના પ્રતિનિધિઓએ આ પહેલી પરિષદમાં કરી. બ્રિટિશ હિતોના રક્ષણ અંગેની સલામતીઓ રાખીને મધ્યસ્થ તંત્રમાં જવાબદાર તત્ત્વ દાખલ કરવામાં આવશે એવી જાહેરાત બ્રિટિશ સરકાર તરફથી થઈ.

૧૯૩૧ના એપ્રિલમાં ગાંધી-અરવીન કરાર થયા. એને પરિણામે એ પછી મહાસભા ગોળમેજી પરિષદમાં શામિલ થઈ. મહાસભાના એક

માત્ર પ્રતિનિધિ તરીકે ગાંધીજી ગોળમેજી પરિષદમાં ગયા. જે કંઈ સલામતીની યોજનાઓ નવા બંધારણમાં હશે એ હિંદના હિત માટે હશે એવી શરત કરીને મહાસભા આ પરિષદમાં શામિલ થઈ હતી. પણ ગોળમેજી પરિષદની કાર્યવાહી તદ્દન નિરાશાજનક નીવડી. ૧૯૩૨ના અંતમાં ત્રીજી ગોળમેજી પરિષદ મળી. પણ એ સમયે મહાસભાએ તો ફરીને સંગ્રામ શરૂ કર્યો હતો એટલે એનો કોઈ પ્રતિનિધિ એ પરિષદમાં ન હતો.

૧૯૩૩ના માર્ચમાં બ્રિટિશ સરકારે હિંદના નવા શાસનવિધાનની રૂપરેખા દોરતો એક વ્હાઈટ પેપર પ્રકટ કર્યો. એમાં તો સલામતીઓ અને ખાસ સભાઓ સિવાય બીજું કશું જ દેખાતું ન હતું, એટલે હિંદમાં એની સામે સખત વિરોધ જાહેર થયો.

આ પછી એ વ્હાઈટ પેપર ઉપર વિચાર કરવા પાર્લામેન્ટે લોર્ડ લિનલિથગોના અધ્યક્ષપદે એક સમિતિ નીમી. એ સમિતિ 'જોઈન્ટ સિલેક્ટ કમિટી' કહેવાઈ. અઢાર અઢાર મહિનાની પીંજણ પછી કોથળામાંથી ૧૯૩૪માં બિલાડું નીકળી પડ્યું. આ અહેવાલનો હિંદના બધા જ રાજકીય પક્ષોએ વિરોધ જાહેર કર્યો.

૧૯૩૫ના ફેબ્રુઆરીની પાંચમી તારીખે આમની સભામાં નવા શાસનવિધાનનો ખરડો દાખલ થયો. ચાર મહિના સુધી એના ઉપર વિચાર ને ચર્ચા ચાલ્યાં. એ દરમિયાન તો હિંદી નરેશોને ખુશી કરવા માટે એ ખરડામાં પાર વિનાના 'સુધારા' થયા. ૧૯૩૫ના જૂનની ૪થી તારીખે આમની સભામાં આ ખરડાને ત્રીજા વાચનમાંથી પસાર કર્યો. અને પછી ૨૪ મી જુલાઈએ ઉમરાવની સભામાં પણ એ પસાર થયો. ઑગસ્ટની ૨ જી તારીખે શહેનશાહની સંમતિ એ ખરડાને મળી અને 'ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટ' એવું નામાભિધાન ધારણ કરી એ બ્રિટનની ધારાપોથી ઉપર સ્થાન પામ્યો.

આ કાયદાના બે સ્પષ્ટ વિભાગ પડે છે. એક વિભાગ છે પ્રાંતિક

સ્વરાજનો અને બીજો છે સમવાયતંત્રનો. પહેલા વિભાગનો અમલ ૧૯૩૭ના એપ્રિલની પહેલી તારીખથી શરૂ થયો છે અને બીજા વિભાગનો અમલ તો સમવાયતંત્ર રચાય તો જ થાય એમ છે. પણ મહાસભાએ સમવાયતંત્રનો સ્વીકાર ન કરવાની સ્પષ્ટ જાહેરાત વારંવાર કરી છે એટલે એ વિભાગ તો ધારાપોથીમાં જ અવસાન પામશે એમ લાગે છે.

# પ્રકરણ સાતમું

## સમવાયતંત્ર અને હિંદ

૧૯૩૫ના શાસનધારા દ્વારા જે શાસનપદ્ધતિ હિંદમાં દાખલ કરવાની યોજના ઘડાઈ છે એને સમવાયતંત્ર–ફેડરેશન–એવું નામ અપાયું છે. સમવાયતંત્ર એ શબ્દની આજે રાજકારણની પરિભાષામાં જે અર્થશક્તિ છે એને અનુસરીએ તો હિંદી–તંત્ર એ નામ સિવાય બીજી કોઈ પણ દૃષ્ટિએ સમવાયતંત્ર નથી થવાનું એમ આપણને સમજાઈ જાય. એટલે નવા શાસનવિધાનની રજૂઆત પહેલાં સમવાય-તંત્રનાં તત્ત્વોની સંક્ષેપ રજૂઆત જરૂરી બને છે.

એક સામાન્ય હેતુની સિદ્ધિને અર્થે સ્વશાસિત અથવા સ્વતંત્ર રાજયો જ્યારે સંગઠિત બને ત્યારે સમવાયતંત્ર ઉદ્ભવે. સમવાયતંત્ર રચનારા ઘટકો પોતાની સત્તાનો એક અંશ કેંદ્રવર્તી–તંત્રને સોંપે છે. પરિણામે, જે નવું તંત્ર રચાય છે એ એના સૌ ઘટકો કરતાં વધારે શક્તિવાન બની રહે છે.

સમવાયતંત્રમાં સત્તા વહેંચાયેલી રહે છે. આંતરરાષ્ટ્રીય સંબંધની દૃષ્ટિએ સમવાયતંત્ર સર્વસત્તાધીશ બની રહે છે. પણ આંતરિક પ્રશ્નો પૂરતા તો ઘટકો સત્તાધીશ રહે છે. રાજયસત્તાનાં કાર્યોના બે વિભાગ આવી યોજનાઓમાં પડે છે. એક વિભાગ સમવાયતંત્ર હસ્તક રહે ને બીજો ઘટકોને હસ્તક રહે. એક બીજાનાં કાર્યક્ષેત્રમાં હસ્તક્ષેપ કરવાનો

અધિકાર પણ ન હોય. પણ જે પ્રશ્નો સ્પષ્ટ રીતે બંનેમાંથી કોઈની હકૂમત નીચે મૂકવામાં ન આવ્યા હોય એ પ્રશ્નો ઉપરના અધિકાર વિષે જુદાં જુદાં સમવાયતંત્રમાં જુદી જુદી પ્રણાલિકા છે. કેનેડામાં શેષાધિકાર સમવાયતંત્રને હસ્તક છે, અમેરિકાનાં સંયુક્ત રાજ્યો અને ઑસ્ટ્રેલિયામાં એ ઘટકોને હસ્તક છે.

સમવાયતંત્રનું બીજું લક્ષણ છે લેખિત રાજબંધારણનું દસ્તાવેજ. તંત્રની સત્તાના પ્રશ્નોનો નિકાલ એ દસ્તાવેજને અનુસરીને જ થાય છે. આ બંધારણ પ્રજાકીય સંમતિ ઉપર નિર્ભર હોય છે. અને છેવટની સત્તા બધાં જ સમવાયતંત્રમાં જનતાને હસ્તક જ હોય છે. આ બંધારણના કાનૂન સામાન્ય રીતે ખૂબ સ્પષ્ટ ભાષામાં લખાયેલા હોય છે અને એનો વિસ્તાર પણ ખૂબ મોટો તો નથી જ હોતો. અમેરિકાનાં સંયુક્ત રાજયોનું રાજબંધારણ સાત પાનાંનું દસ્તાવેજ છે. સોવિયેટ સંઘ જેવા જગતના વિસ્તારના ચોથા ભાગ ઉપર પથરાઈ રહેલા રાષ્ટ્રનું બંધારણ તેર પાનામાં સમાઈ જાય છે. પણ ભારતના પ્રશ્નો તો ગહન છે ને? એને સાત પાનાંનું કે તેર પાનાંનું બંધારણ કેમ ચાલે? એનાથી પાંચ દશગણું મોટું બંધારણ પણ પૂરતું ન જ થાય ને? એને તો જોઈએ ખાસ્સાં સાડાપાંચસો પાનાંનો બંધારણનો કાયદો, અને એ પણ અસંખ્ય આંટીઘૂંટીથી ભરેલી ભાષામાં લખાયેલો. આ પરિસ્થિતિનું કારણ તો સ્પષ્ટ છે. સીધી વાત કરવા માગનારને તો વાત કરતાં ખૂબ થોડો સમય જોઈએ. પણ 'સીસામાં ઉતારવા'ની વૃત્તિ હોય એણે તો આડીઅવળી અને લાંબી જ વાત કરવી પડે.

પ્રજાતંત્રનું અસ્તિત્વ એ સમવાયતંત્રનું ત્રીજું મહત્ત્વનું લક્ષણ છે. સમાન અધિકાર ભોગવતાં અને સ્વ-ચાલિત તંત્રોનું જ સમવાયતંત્ર રચાઈ શકે એટલે એમાં પ્રજાતંત્ર એ તો મહત્ત્વની આવશ્યકતા મનાઈ છે.

સમવાયતંત્ર એ કામચલાઉ યોજના નથી હોતી. એ યોજનાનું

સ્વરૂપ કાયમી હોય છે. એક હેતુને પાર પાડવા મર્યાદિત સમય માટે જે જોડાણ થાય એને સમવાયતંત્ર ન કહી શકાય.

આ દૃષ્ટિએ જોતાં, સમવાયતંત્રની પૂર્વાવશ્યકતાઓ આ ગણાય.

(૧) સમવાયતંત્ર એવા જ ઘટકોનું રચાઈ શકે જે ભૌગોલિક દૃષ્ટિએ એકબીજાની સાથે જોડાયેલા હોય. યુરોપનું એક રાષ્ટ્ર અને અમેરિકાનું એક રાષ્ટ્ર સમવાયતંત્ર ન રચી શકે.

(૨) સામાન્યતઃ સંસ્કૃતિક ઐક્ય પણ સમવાયતંત્ર માટે જરૂરી તો છે જ છે. સાંસ્કૃતિક ઐક્ય અનિવાર્ય એક જ પરિસ્થિતિમાં નથી બનતું. સામાજિક રચના પલટવાનો પ્રયત્ન સાધવાની તીવ્ર આકાંક્ષા હોય ત્યાં એ આકાંક્ષા જ ઘટકોને જોડનારું સશક્ત બળ બની રહે છે. સોવિયેટ સંઘ આ વિધાનના સત્યનું સમર્થન કરનારુ દૃષ્ટાંત છે.

(૩) સમાન ભય પણ સમવાયતંત્રની રચનાને પ્રેરનારું એક કારણ હોય છે. એક જ દિશામાંથી આવતાં વિદેશી આક્રમણોનો સંયુક્ત સામનો શક્ય બને એ હેતુથી પ્રેરાઈને સમવાયતંત્ર રચાયાં છે.

સમવાયતંત્ર કયા સંજોગોમાં રચાય છે, એનું સ્વરૂપ કેવું હોય છે અને એનાં મુખ્ય લક્ષણો કયાં છે એ આપણે જોયું. હવે સવાલ એ થાય છે કે હિંદમાં સમવાયતંત્રની રચનાને પ્રેરનારી પરિસ્થિતિ છે ? હિંદમાં આજે તો એ પરિસ્થિતિ નથી જ. સમાવાયતંત્રની રચના માટે આવશ્યક એવા સમાન ઘટકો જ આપણે ત્યાં કયાં છે ? બ્રિટિશ હિંદમાં આજે જે પ્રાંતો છે એ તો બ્રિટિશ સરકારે વહીવટી સગવડો સાચવવા અને એવા બીજા હેતુઓ પાર પાડવા સરજ્યા છે. એની રચનામાં નથી આંતરિક ઐક્યનો ખ્યાલ સચવાયો, નથી ભૌગોલિક ઐક્યનું ધ્યાન અપાયું કે નથી કોઈ ખાસ વિશિષ્ટ ઐક્યનો નિયમ જળવાયો. ૧૯૩૫ના શાસનધારાની એક કલમથી એને કૃત્રિમ સમાનતા મળી એ પહેલાં એમના વ્યવસ્થાતંત્રમાં કશી જ સમાનતા ન હતી

અને એ જ શાસનધારાએ એ પ્રાંતોને નામનું જ 'પ્રાંતિક સ્વરાજ' આપ્યું. એ પહેલાં ત્યાં 'સ્વરાજ' જેવું પણ કશું ન હતું. આર્થિક હાલત પણ પ્રાંતે પ્રાંતે ભિન્ન ભિન્ન છે. આવા આ ઘટકો માટે સમવાયતંત્ર રચવાનો સવાલ જ ઊભો નથી થતો. એ વિખૂટા છે ક્યાં, તે એકઠા થાય? અને એમને વિખૂટા થવું કે રહેવું કે બીજા કોઈ પ્રાંત જોડે જોડાવું એ પ્રશ્નનો નિર્ણય કરવાનો એમને અધિકાર પણ ક્યાં છે? એટલે બ્રિટિશ હિંદના પ્રાંતોનું સમવાયતંત્ર રચાય એ તો અર્થહીન વાત ગણાય. વળી, પ્રાંતોનું તંત્ર પણ પ્રજાતંત્રના ધોરણ ઉપર તો નથી જ રચાયું. પ્રાંતોની સીમા ચોક્કસ કરવામાં અથવા એવી સીમામાં ફેરફાર કરવામાં પ્રાંતની સરકારને કે પ્રજાને કોઈ પૂછતું જ નથી. એ તો બીજા ગોળાર્ધમાં બેસતી બ્રિટનની પાર્લામેન્ટ નક્કી કરી નાખે છે અને એના નિર્ણયો આપણા ઉપર ઠોકી બેસાડવામાં આવે છે. એટલે પોતાનાં હિત માટે ઐચ્છિક રીતનું જોડાણ થાય એવી સમવાયતંત્રની પહેલી જરૂરતનો જ અહીં તો અભાવ છે.

એક જ અને માત્ર એક જ દૃષ્ટિએ આપણે સમવાયતંત્રની જરૂર છે. એક પ્રશ્ન પૂરતા આજે સૌ ભારતવાસીઓ સંમત છે. પ્રાંત પ્રાંતના સ્થાનિક પ્રશ્નોનાં નિરાકરણ અંગે ભલે આપણામાં મતભેદ હો, બ્રિટિશ શોષણના અંત માટેની તત્પરતામાં તો સૌ હિંદી સમાન છે. એ તત્પરતાને કાર્યનું સ્વરૂપ આપી શકાય એ હેતુથી હિંદના વિભાગ–માત્રનું જોડાણ આવશ્યક છે. એ દૃષ્ટિનું હિંદનું સમવાયતંત્ર રચવાની શક્યતા વિષે આપણે અવશ્ય વિચાર કરવો ઘટે.

આર્થિક વિકાસની દૃષ્ટિએ તો સમવાયતંત્ર હિંદની અનિવાર્ય આવશ્યકતા છે. પણ એ વિષયની સાથે સુસંગત એવી રીતે સ્થાનિક પ્રશ્નો પૂરતી સ્વતંત્રતા ભોગવતા પ્રાંતોની રચના હિતાવહ નીવડે. પણ આજે જે રીતે પ્રાંતો રચાયા છે એ પદ્ધતિ તો અર્થહીન જ છે. મેળ વિનાના પ્રદેશોને એક સાથે જોડી દઈને આજે તો પ્રાંતો રચાયા

છે. સંસ્કૃતિ, ભાષા અને ભાગોલિક રચના—આ ત્રણેને ધ્યાનમાં લઈને આપણા પ્રાંતોની પુનર્રચના કરવાની જરૂર છે.

કોમી સવાલ પણ આપણો એક મહત્ત્વનો સવાલ છે. પણ સમયના વહેણની સાથે એ સવાલનું સ્વરૂપ પલટાતું જાય છે. કોમી કલહ ઉપર ઉપરના થરમાં જ રહેવા લાગે છે. રાષ્ટ્રીય આગેવાનો આપણી માંગને જેટલા પ્રમાણમાં વધારે સ્પષ્ટ સ્વરૂપમાં રજૂ કરે છે એટલા પ્રમાણમાં આ પ્રશ્ન ઊકલતો જાય છે. જનસમૂહનું આર્થિક કલ્યાણ એ આપણો મુખ્ય આશય છે એમ જ્યારે આમજનતા જાણે છે ત્યારે કોમી કલહ નાશ પામે છે અને કોમો વચ્ચે સાંસ્કૃતિક ભેદ છે એ માનવસમાજની ઉન્નતિને હાનિકર થવાને બદલે હિતાવહ થાય એ રીતની યોજનાઓ વર્તમાન સમવાય-તંત્રોમાં તો શક્ય છે.

પ્રાંતીયતા પણ આજે આપણા દેશમાં ઠીક ઠીક પ્રમાણમાં નજરે ચડે છે. પણ આપણા દેશમાંની પ્રાંતીયતાએ રાષ્ટ્રીયતાની હરીફાઈ નથી કરી. તીવ્ર પ્રાંતીયતાની લાગણી પ્રવર્તે છે એવા પ્રાંતોમાં પણ રાષ્ટ્રીય ઐકયના ખંડનની પ્રવૃત્તિ તો નથી જ થતી.

હિંદી રાજસ્થાનો એક વિકટ પ્રશ્ન ઊભો કરે છે. એ રાજસ્થાનોમાં આજે જે રાજકીય-સામાજિક પરિસ્થિતિ પ્રવર્તે છે એ જોતાં અને એમનાં આજનાં રાજતંત્રોને ખ્યાલમાં લેતાં એટલું તો સાફ સાફ દેખાય છે કે પ્રજાતંત્રનાં ધોરણે રચાયેલા હિંદના કોઈ તંત્રમાં એમનું સ્થાન ન હોઈ શકે. પ્રજાતંત્રની ભાવના જોડે એ અસંગત છે એટલું જ નહિ, પણ સામાજિક ન્યાયના અને સામાજિક ઉન્નતિના આપણા ખ્યાલો જોડે પણ એ અસંગત છે. પ્રજાતંત્રના ધોરણે રચાયેલા હિંદી સમવાયતંત્રમાં અર્થહીન બની ગયેલી રાજસ્થાની શાસનપ્રણાલી વિરોધાભાસ ઊભો કરે. સમવાયતંત્રની યોજનાના ઘડતરમાં રાજસ્થાની પ્રજાનો અવાજ પણ નથી સાંભળવામાં આવ્યો અને એ સાંભળવામાં આવે પણ શાનો? બ્રિટિશ

શાહીવાદનો આશય તો રાષ્ટ્રવિરોધી એવાં સરંજામી બળોનો સાથ મેળવવાનો જ છે ત્યાં રાજસ્થાની પ્રજાને કોણ પૂછે? પણ હિંદના સમવાયતંત્રની યોજનામાંથી આ પીળા પ્રદેશને બાતલ રાખવાનું પણ શક્ય નથી. ભૌગોલિક દૃષ્ટિએ એ બ્રિટિશ હિંદના પ્રદેશ જોડે અવિભાજ્ય રીતે વણાયેલો છે. વળી, રાજસ્થાની પ્રજા પણ બ્રિટિશ હિંદથી જુદી રહેવાને તૈયાર નથી. અન્યાયી એવી રાજસ્થાની શાસનપ્રણાલીનો પણ એ અંત માગે છે—વધારે ને વધારે મોટા અવાજથી એ આ માગણી રજૂ કરે છે.

એટલે, 'બ્રિટિશ હિંદ' અને 'રાજસ્થાની હિંદ'નું સમવાયતંત્ર રચ્યા વિના ચાલે એમ નથી અને આજના સંજોગોમાં એવી રચના શક્ય નથી.

હિંદી રાજકર્તાઓએ તો પોતાના વિચાર સ્પષ્ટ રીતે રજૂ કરી દીધા છે. પોતાના સરમુખત્યારશાહી અધિકારને જરાયે બાધ ન આવે એ રીતે જ એ સમવાયતંત્રમાં જોડાવાને આતુર છે. અને છતાંયે, 'બ્રિટિશ' હિંદના પ્રદેશ અંગેના સૌ પ્રશ્નોની ચર્ચામાં ભાગ લેવાનો અને એને અંગે લેવાતા નિર્ણયો ઉપર અસર કરવાનો એમને અધિકાર જોઈએ છે. 'બ્રિટિશ' હિંદી પ્રજાએ અને રાજસ્થાની પ્રજાએ—એમ સારાયે રાષ્ટ્રે સમવાયતંત્રમાં પ્રજાતંત્રવિરોધી એવી આ પરિસ્થિતિ ઊભી કરવા સામે પોતાનો વિરોધ ઊંચા સ્વરે જાહેર કર્યો છે.

બ્રિટિશ પ્રાંતોમાં સ્વ-શાસનનો અભાવ છે એવી દલીલ આપણે કરીએ છીએ. પ્રાચીન સરંજામી પ્રણાલીનાં વિકૃત સ્વરૂપ શાં અને બ્રિટનની શાહીવાદી રાજરમતનાં સોગઠાં સમાં આ રાજસ્થાનોમાં તો એનો ઓછાયો પણ નથી. ગંજીપાના મહેલ જેવી ક્યાંક ક્યાંક પ્રજા-પ્રતિનિધિ સભાઓ હશે, ક્યાંક તો કાગળ ઉપર જ એવી સભાઓનાં બંધારણ હશે પણ સાચા પ્રજાતંત્રનું તો ક્યાંયે નામ કે નિશાન નથી જ. અને આ રાજકર્તાઓની સ્થિતિ પણ વિચિત્રતાઓ અને અચોક્કસાઈથી ભરેલી છે. સિદ્ધાન્તની દૃષ્ટિએ તો બ્રિટન જોડેનો

એમનો સંબંધ એમની સંધિઓ ઉપર રચાયેલો છે. પણ એ સંધિનો અર્થ તો સદાયે સિંહ-ભાગ ભોગવતા બ્રિટિશ સામ્રાજ્યના હિતમાં જ થાય છે. આજે હિંદમાં અસંતોષની જ્વાળા સળગે છે–આંદોલનો ઊભાં થાય છે ત્યારે બ્રિટનને હિંદના કહી શકાય એવા લોકના સાથની જરૂર છે અને તેથી એ આ નવા 'સમવાયતંત્ર'ની યોજના રચે છે અને રાજાઓને એમાં આવવા વીનવે છે. રાજાઓ એમાં આપમેળે ન જાય તો કરે શું? નવી દિલ્હીમાંના રાજદ્વારી ખાતાના હાથ ખૂબ ખૂબ લાંબા છે એનું નિઝામ જેવા મોટામાં મોટા રાજાને પણ ભાન છે. એટલે બ્રિટિશ સરકાર જરા આંખ લાલ કરીને પોતાની ઇચ્છા જાહેર કરે તો આ રાજકર્તાઓ જરાયે આનાકાની કર્યા વિના સમવાયતંત્રના ખંડમાં પ્રવેશ કરવાના.

જે સંધિના કરારો બ્રિટિશ સરકાર અને રાજાઓની વચ્ચે થયા છે એ એક શતકથી પણ વધારે જૂના થઈ ગયા છે. એ પછી તો પરિસ્થિતિ સંપૂર્ણપણે પલટાઈ ગઈ છે. હિંદમાં પણ ઉપરનું ક્રોચલું જ અણુપલટાયેલું રહ્યું છે; અંદરનાં ગર્ભે તો તદ્દન નવું સ્વરૂપ ધારણ કર્યું છે. આ પરિસ્થિતિમાં સંધિના કરારોનું તૂત આજ સુધી ટકે છે એનું કારણ એ છે કે બ્રિટિશ સરકારની એવી ઇચ્છા છે. એ સરકાર એમ નિર્ણય કરે કે હવે એ બિનજરૂરી છે તો રેતીના ઘરની જેમ એ પળમાત્રમાં ભુસાઈ જાય. રાસ્જ્યની પ્રજામાં પણ અસંતોષની આગ સળગી જ છે. પ્રજાતંત્રના ધોરણે રચાયેલા રાજતંત્રની એની માગણી છે. બ્રિટિશ પ્રદેશના વાસીઓ જોડે એમના સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક સંબંધો જોડાયેલા છે. અટલે તો એ એમની જોડે રાજકીય અક્ય ચાહે છે.

આવા સંજોગોમાં 'બ્રિટિશ' અને 'હિંદી' હિંદને જુદાં રાખવાની વાત કરનાર કાં તો મૂર્ખ, અથવા તો ધૂર્ત હોઈ શકે. ભૌગોલિક, આર્થિક, સાંસ્કૃતિક, સામાજિક-બધી જ દૃષ્ટિએ સંકળાયેલા આ પ્રદેશોને એક કરી જ નાખવા જોઈએ. પણ એમ કરવા જતાં આજની પરિસ્થિતિ

જોડે જેનો મેળ નથી એવી રાજસ્થાની રાજકર્તાની સંસ્થા વચ્ચે આવી રહે છે. આ સંસ્થા પરિસ્થિતિ જોડે એટલી વિસંવાદી છે કે લાંબા વખત સુધી એ હવે ચિરંજીવી નહિ રહી શકે.

સમવાયતંત્રમાં જોડાવાની કેટલાક રાજકર્તાઓ આજે આનાકાની કરતા જણાય છે એનો કોઈએ એવો અર્થ ન કરવો જોઈએ કે એમનો આ સમવાયતંત્રની યોજના સામે વિરોધ છે. એ યોજનામાં તો એમનું સ્થાન મહત્ત્વનું છે. પણ એ વિરોધ તો પરિસ્થિતિજન્ય તકનો લાભ મેળવવા માટે જ છે. સમવાયતંત્રમાં જોડાય ત્યારે રાજકર્તાઓ એમનાથી બનશે એટલા હકક માગશે અને સમવાયતંત્રની ગોઠવણીને હાનિકર નહિ એવા અને બ્રિટિશ હિત જોડે અસંગત નહિ એવા બધા હકકો સરકાર એમને આપશે જ. આજે બ્રિટિશ સરકાર અને રાજકર્તાઓ વચ્ચે જે બાંધછોડ થાય છે એમાં ભય છે હિંદી રાજકીય અને આર્થિક ઐક્યના ખંડનનો અને આર્થિક પ્રગતિની શક્યતાના રૂંધનનો.

આવાં આ રાજસ્થાનો અને બ્રિટિશ હિંદના પ્રાંતો વચ્ચે મૂળભૂત ભેદો છે. દેશી રાજકર્તાઓ ભલે અંશતઃ પણ આંતરિક પ્રશ્નો પૂરતું સ્વાતંત્ર્ય તો ભોગવે જ છે. પ્રાંતો તો મધ્યસ્થ સરકાર વતી જ વહીવટ કરે છે–એમની સત્તા તો પ્રતિનિધિના દરજ્જાની છે. વળી, રાજસ્થાનોનું અસ્તિત્વ સ્વતંત્ર છે, એમાંનાં કેટલાંક તો બ્રિટિશ સત્તાની સ્થાપના પહેલાંથી હયાતી ધરાવે છે. બ્રિટિશ પ્રાંતો તો સરકારની રચના છે. સીંધ અને ઓરિસ્સા જેવા પ્રાંતો તો છેક ૧૯૩૫ ના શાસન ધારાનાં સર્જન છે. સંપૂર્ણ રીતે ભિન્ન એવા આ ઘટકોને સમવાયતંત્રમાં જોડવાની પદ્ધતિ પણ પૃથક્ પૃથક્ છે. પ્રાંતોને એ વિષે સ્વ–નિર્ણયનો અધિકાર જ નથી. ૧૯૩૫ ના શાસન ધારાની એક કલમ એમને તો સમવાયતંત્રમાં દાખલ જ કરી દે છે. રાજસ્થાનો માટે સમવાયતંત્ર–પ્રવેશ ઐચ્છિક છે. અને પ્રવેશકાળે શરતો કરવાની, સત્તાનું રક્ષણ

કરવાની, યોજનાઓ કરવાની અને એવી બીજી તકો ભલે બંધારણના કાયદામાં લખવા પૂરતી પણ આપવામાં આવી છે.

રાજસ્થાની પ્રદેશના પ્રશ્નો તરફ 'બ્રિટિશ' હિંદના રાજકીય આગેવાનોએ દુર્લક્ષ કર્યું છે. થોડા સમયથી આ નીતિમાં અવશ્ય પલટો થઈ રહ્યો છે. પણ એ પલટો જે નવું સ્વરૂપ લે છે એમાં રાજસ્થાની સવાલનો ઉકેલ નથી દેખાતો. ઉકેલ તો માત્ર એક જ માર્ગે છે. હિંદી રાજકીય પ્રશ્નોની ચર્ચા કરવાનું, એને અંગેની નીતિનું ઘડતર કરવાનું અને એને માટે રાષ્ટ્રીય આઝાદી હાંસલ કરવાનું કાર્ય જે સંસ્થાએ હાથ ધર્યું છે એ સંસ્થાએ એટલે રાષ્ટ્રીય મહાસભાએ જ આ પ્રશ્ન હાથ ધરવો ઘટે છે. મહાસભાની સહાય અને સહાનુભૂતિ એક વસ્તુ છે, મહાસભાની જવાબદારી અને આગેવાની એ તદ્દન જુદી અને ખૂબ વધારે અસરકારક વસ્તુ છે. સમવાયતંત્રની રચના દ્વારા ભારતીય ઐક્ય રચવાની બ્રિટિશ સરકારની કોશિશ છે એ જો કોઈ માનતું હોય તો એ ભીંત ભૂલે છે. બ્રિટિશ–આધિપત્યને ટકાવી રાખવાને માટે બિછાવેલી માયાજાળ સિવાય ૧૯૩૫ના શાસન ધારામાં બીજું કશું જ નથી.

આર્થિક રચનાની દૃષ્ટિએ પણ આજે તો રાજસ્થાની પ્રદેશ અને બ્રિટિશ પ્રદેશ વચ્ચે વિસંવાદિતા છે. એકમાં અર્ધ સરંજામી પરિસ્થિતિ પ્રવર્તે છે, બીજામાં ઔદ્યોગિક વિકાસ, બ્રિટિશ–રૂંધન છતાંયે, ચાલ્યા કરે છે. અને હવે તો એ પ્રદેશમાં સામાજિક ન્યાયના ધોરણે નવી રચના રચવાની હિમાયત કરનારો વર્ગ પણ અસ્તિત્વમાં આવ્યો છે અને પ્રગતિ કરી રહ્યો છે. રાજસ્થાની પ્રદેશમાં આવી પ્રગતિનો માર્ગ રૂંધાય છે. પરિણામે વિરોધો જન્મે છે અને અથડામણો ઊભી થાય છે.

બ્રિટિશ સમવાયતંત્રમાં ઘટકો વચ્ચેના આવા મહત્ત્વના ભેદ જોનારના મનમાં સ્વાભાવિક રીતે અનેક પ્રશ્નો ઉદ્ભવે. આવા વિરોધી અને મેળ વિનાના ઘટકોમાંથી સમવાયતંત્ર રચાય તો એ ઘટકોને પોતાને અને સારાયે રાષ્ટ્રને કેટલા પ્રમાણમાં લાભદાયી નીવડે? એમનાં હિત વિશેના આપણા ખ્યાલ ઉપર આ પ્રશ્નનો ઉત્તરનિર્ભર છે. આવું

સમવાયતંત્ર રચવાના આપણા આશય ઉપર પણ અંશતઃ એનો ઉત્તર અવલંબે છે. વિદેશી સત્તાનો વિનાશ કરીને આપણા દેશના લોકો સામાજિક ન્યાય અને નાગરિક–સમાનતાની સ્થાપના વાંચ્છતા હોય તો, આ માર્ગે આપણા દેશનો સંપૂર્ણ ઔદ્યોગિક વિકાસ સાધવાની આપણી આકાંક્ષા હોય તો, માનવી–સંસ્કૃતિ અને આબાદી સ્થાપવાના આંતરરાષ્ટ્રીય પ્રયાસમાં આપણો દેશ સાથ આપે એ આપણો જો આદર્શ હોય તો, આપણે એ કાર્ય 'નકલી સમવાયતંત્ર' દ્વારા ન સાધી શકીએ તો, આપણે એ કાર્ય એવા તંત્રદ્વારા ન જ સાધી શકીએ કે જેમાં સાચું ઐક્ય ન જ રચાતું હોય અને જે રાજકીય અને સામાજિક સ્વાતંત્ર્યનું રુંધન કરતું હોય. રોજનો કંકાસ થાય એવા રાજતંત્ર દ્વારા કે વિરોધી એવા ઘટકોમાંથી રચાયેલા સમવાયતંત્ર દ્વારા આપણે આપણા આદર્શને વાસ્તવિકતાનું સ્વરૂપ નથી જ આપી શકવાના. રાજકીય રચના અને કાર્યપદ્ધતિ રાજસ્થાની પ્રદેશમાં અને પ્રાંતોમાં સમાન જ હોવી જોઈએ. પ્રત્યાઘાતી, સરંજામી અને સ્થાપિત હિતોનો રાજસ્થાની પ્રદેશમાંથી વિનાશ કરવો જ પડશે. જો આપણે હિંદને એક અને અવિભાજ્ય બનાવવાને ચાહતા હોઈશું તો. એક પ્રકારની રચના અને સમાન હેતુ હોય ત્યાં જ સમવાયતંત્ર સાર્થ છે. ભિન્નતા સાચવી રાખવાનો, વિરોધો ટકાવી રાખવાનો અને શોષણની નીક વહેતી રાખવાનો આશય હોય ત્યારે જ અસમાન ઘટકોનું સમવાયતંત્ર રચવામાં આવે. આપણા આદર્શોને અનુલક્ષીને જો આપણે સમવાયતંત્ર રચીએ તો એ ઘટકોને અને સારાયે રાષ્ટ્રને હિતકર અવશ્ય થાય. એના વિના હિંદ વિભાજ્ય અને શક્તિહીન રહે અને કંઈ પણ કાર્યસાધક યોજના હાથ ન ધરી શકે. એટલે સમવાયતંત્રની અનિવાર્ય જરૂરત તો આપણને છે જ. પણ એટલા માટે આપણે આત્મઘાતનો માર્ગ તો ન જ લઈ શકીએ. જે સમવાયતંત્ર આજે રચવાની વાત થાય છે એ તો આપણને એ માર્ગે જ દોરે છે અને તેથી આપણે એનો અસ્વીકાર જ જાહેર કરીએ

છીએ. સાચું સમવાયતંત્ર આપણે રચી શકીએ એવી પરિસ્થિતિ ન આવે ત્યાં સુધી એના વિના ચલાવી લેવાનું આપણને પરવડશે, પણ આવી માયાજાળમાં સપડાવાનું તો નહિ જ પાલવે.

સમવાયતંત્રના પ્રશ્નનો વિચાર બીજા એક દૃષ્ટિબિંદુથી પણ કરવો જરૂરી છે. સામાજિક પુનર્રચનાની શક્યતાની એ દૃષ્ટિ છે.

૧૯૩૫ના શાસનધારા દ્વારા જે સમવાયતંત્રની ભેટ આપણને બ્રિટન કરવા ચાહે છે એમાં આવી શક્યતા છે? બધી જ રાષ્ટ્રીય સંપત્તિને રાષ્ટ્રીય માલિકીની બનાવવાની શક્યતા આ બંધારણમાં છે? કરાચીની મહાસભામાં આપણે એક ઠરાવ દ્વારા આ માર્ગે જવાની જરૂરતનો સ્વીકાર તો કર્યો જ છે. આ આદર્શ સ્થાપિત હિતોના વિનાશ વિના મૂર્ત સ્વરૂપ ધારણ નહિ કરે. પણ સમવાયતંત્રનો જે ખ્યાલ આપણા શાસનધારામાં સમાયેલો છે એ તો સામાજિક પુનર્રચનાના ખ્યાલથી તદ્દન વિરોધી છે. આધુનિક પરિસ્થિતિને ટકાવી રાખવા અને સામાજિક પલટાનો વિરોધ કરવાના હેતુથી તો આ બંધારણની રચના થઈ છે. એટલે આજે જે મોટા સામાજિક–આર્થિક પ્રશ્નો આપણી સામે ખડા થાય છે એનો ઉકેલ કરવામાં એ સહાયભૂત ન જ થઈ શકે.

*

હિંદના સમવાયતંત્રના પ્રશ્નની યોગ્ય સમજણ માટે જગતનાં બીજાં એવાં તંત્રોનો થોડો તુલનાત્મક પરિચય આવશ્યક છે. કેનેડા, યુનીઅન ઑફ સાઉથ આફ્રિકા, આસ્ટ્રેલિયા, અમેરિકાનાં સંયુક્ત રાજ્યો, સ્વિટ્ઝરલૅંડ અને સોવિયેટ–સંઘ એ જગતનાં મહત્ત્વનાં સમવાયતંત્રો છે. વિસ્તારમાં સૌથી મોટું સોવિયેટ–સંઘ છે. ૮૨૪૧૯૨૧ ચોરસ માઈલનો એનો વિસ્તાર છે. સ્વિટ્ઝરલૅંડ વિસ્તારમાં સૌથી નાનું છે. એનો વિસ્તાર માત્ર ૧૫૯૪૦ ચોરસ માઈલ છે. બ્રિટિશ સામ્રાજ્યને સમવાયતંત્ર ગણાવવાનો કેટલાક લોકો પ્રયત્ન કરે છે પણ એ સમવાયતંત્ર નથી જ નથી. સામ્રાજ્યનાં અંગો જુદી જુદી પ્રજાઓ છે. એમની

વચ્ચે હજારો માઈલનું અંતર છે. એમના આદર્શો, એમની નીતિ અને એમના પ્રશ્નો ભિન્ન ભિન્ન છે. સામ્રાજ્યના કહેવાતા સમ્રાટ અને એની પ્રજાના નાગરિકો વચ્ચે કંઈ જ સંબંધ નથી. નાગરિક તો સ્થાનિક સત્તાધીશને જ ઓળખે છે.

વિસ્તારમાં હિંદ, એક સોવિયેટ–સંઘના અપવાદ સિવાય, આ બધાં જ સમવાયતંત્રોથી વિશાળ છે. અને જનસંખ્યાની દૃષ્ટિએ તો એ સૌથી મોટું છે. વિસ્તારમાં સોવિયેટ–સંઘ હિંદ કરતાં ચારગણો છે. રાષ્ટ્રીય આવકની દૃષ્ટિએ હિંદનો ક્રમાંક ત્રીજો આવે. વ્યક્તિગત આવક તો અમેરિકાના કે સોવિયેટના નાગરિક કરતાં પાંચમા ભાગની પણ ભાગ્યે જ હશે. હિંદનો વિકાસ સમવાયતંત્ર રચાય તો જ થાય એમાં શંકા નથી. વિભક્ત પ્રદેશો રહે તો વિકાસ શક્ય જ નથી.

જગતનાં બધાં સમવાયતંત્રોથી હિંદ બે દૃષ્ટિએ જુદું પડે છે. હિંદમાં સમવાયતંત્રમાં જોડાનારા ઘટકો અસમાન છે, બીજાં સમવાયતંત્રોમાં એ સમાન હોય છે. અને અંતિમ સત્તા હિંદી સમવાયતંત્રને નથી સોંપવામાં આવતી, જ્યારે બીજાં બધાં સમવાયતંત્રમાં અંતિમ સત્તા સમવાયતંત્રને હસ્તક જ રહે છે. વિદેશી શાસનની ધૂંસરીને પરિણામે આ પરિસ્થિતિ ઊભી થઈ છે. વિદેશી સત્તા છે ત્યાં સુધી પ્રાંતો વચ્ચેની અસમાનતાનો પ્રશ્ન, પ્રાંતો અને દેશી રાજ્યો વચ્ચેની અસમાનતાનો પ્રશ્ન અને ઘણે અંશે તો વર્ગો વચ્ચેના વિગ્રહનો પ્રશ્ન પણ ગૌણ બની રહે છે–મુખ્ય પ્રશ્ન છે આઝાદી હાંસલ કરવાનો.

સોવિયેટ–સંઘની જેમ સાંસ્કૃતિક લઘુમતીઓનો પ્રશ્ન પણ હિંદને છે. રાષ્ટ્રીય આંદોલનની શક્તિ જેમ વધે છે તેમ જ રાષ્ટ્રીય ઐક્યનું ખંડન કરવાના પ્રયત્નો પણ વધે છે. બ્રિટિશ સામ્રાજ્યે ભાગલા પાડીને રાજ્ય કરવાની (Divide and rule ની) નીતિ અખત્યાર કરીને એક કોમને બીજી કોમ જોડે લડાવવાના સતત પ્રયત્નો કર્યા છે. યુરોપના લઘુમતીના પ્રશ્ન જેવો આપણો લઘુમતીનો પ્રશ્ન નથી. યુરોપમાં લઘુમતીઓ સંસ્કાર ને જાતિની દૃષ્ટિએ ભિન્ન

હોય છે. અહીં તો ધાર્મિક ભિન્નતા જ છે. સાંસ્કૃતિક અને જાતિ-વિષયક તો ઐક્ય છે. જે ભેદ આજે દેખાય છે એ સપાટીના છે. આજે બ્રિટિશ ફાચર કાઢી લેવામાં આવે તો કાલથી હિંદ એક અને અવિભક્ત રાષ્ટ્ર દેખાવા લાગે. રાષ્ટ્રીય જાગૃતિથી આ કોમી ભેદ ભુંસાઈ જવા લાગ્યા છે. અને સામાજિક અને આર્થિક પુનર્રચનાના પ્રશ્ન સમજાશે ત્યારે તો એ ભેદનું નામ-નિશાન પણ નહિ રહે. આ દિશાએ આજે પ્રગતિ થઈ રહી છે.

અનેક ભિન્નતાઓમાં હિંદ એક અવિભાજ્ય ઐક્યથી સંકળાયેલો છે. આ ઐક્ય માત્ર ભૌગોલિક ઐક્ય નથી. એ છે સૈકા-જૂની સંસ્કૃતિએ રચેલું ઐક્ય. રાજકીય દૃષ્ટિએ ખુબ લાંબા કાળ સુધી ટુકડાઓમાં વહેંચાઈ જવા છતાં ભારતીય સંસ્કૃતિ વિનાશ નથી પામી. એ વિનાશ નથી પામવાની, અને રાજકીય ઐક્ય અને હેતુની સમાનતા સ્થપાશે ત્યારે તો આ સંસ્કૃતિનું ઐક્ય અખંડિત બની રહેશે.

સમવાયતંત્રની રચના પ્રજાતંત્રનાં મૂળતત્ત્વોનો નકાર છે એવી એક માન્યતા છે. એ માન્યતા સાચી નથી. પ્રાચીન ગ્રીસનાં નગર-રાજ્યો સંપૂર્ણ વૈયક્તિક સ્વાતંત્ર્ય ભોગવતાં અને છતાંયે સમાન હિતને કાજે સમવાયિત બનતાં. પ્રાચીન ભારતવર્ષનાં ગામડાં પ્રજા-તંત્રના સિદ્ધાંત ઉપર જ રચાતાં અને છતાંયે એ કોઈ રાજ્યનાં વિભાગ બનતાં. પણ આજે એવાં નાનાં નાનાં સ્વાયત્ત ગામડાંની રચનાનો કાળ નથી. ઉત્પાદક બળોની પ્રગતિએ નવી રચના આવશ્યક બનાવી છે.

અર્વાચીન કાળમાં સમવાયતંત્રોમાં પણ પ્રજાતંત્રના સિદ્ધાંતોનું ખંડન નથી થતું. રાષ્ટ્ર જ્યારે વિશાળ હોય, એના સામાન્ય પ્રશ્નો એક હોય, પણ સ્થાનિક પ્રશ્નો ભિન્ન ભિન્ન અને વિવિધ હોય ત્યાં સમવાયતંત્ર એ જ રાજતંત્રનું સાચું સ્વરૂપ હોઈ શકે. હિંદ આવું જ રાષ્ટ્ર છે અને તેથી સમવાયતંત્ર એ એની અનિવાર્ય જરૂરત છે. માત્ર એ સમવાયતંત્ર હિંદીઓએ, પોતાની જરૂરતોને અનુલક્ષીને, લોક-પ્રતિનિધિસભા દ્વારા રચેલું હોવું જોઈએ.

# પ્રકરણ આઠમું

## શાસનધારાની રૂપરેખા

**શા**સનધારા દ્વારા રચાનારું સમવાયતંત્ર જગતની બંધારણીય તવારીખમાં એક નવો અખતરો છે. 'ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં તદ્દન નવું પગલું છે' એમ આ શાસનધારા વિષે જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટીએ એના અહેવાલમાં કહ્યું હતું. કોઈ બીજા સમવાયતંત્ર જોડે તુલના કરીને આ બંધારણમાંથી જરા પણ શક્યતાની આશા રાખનારને આ અવતરણ ચેતવણીરૂપ છે. ૧૯૩૭નાં એપ્રિલની પહેલી તારીખ પહેલાં જે રાજ્યવ્યવસ્થા હિંદમાં હતી એમાં તો પ્રાંતો માત્ર વહીવટી વિભાગો જ હતા. બંધારણની દૃષ્ટિએ એમનું સ્વતંત્ર અસ્તિત્વ નહિ હતું. એમની જે કંઈ સત્તા હતી એ બધી મધ્યસ્થ હિંદી સરકારના પ્રતિનિધિ-દરજ્જે જ હતી. અને મધ્યસ્થ તંત્ર પણ ભારતમંત્રીને જવાબદાર હતું. ભારતમંત્રી બ્રિટિશ શહેનશાહના પાર્લામેન્ટમાંના પ્રતિનિધિ તરીકે કામ કરતો. હિંદના વહીવટ પરત્વે એ શહેનશાહની સંપૂર્ણ સત્તા ભોગવતો. હિંદનાં રાજવહીટ અને આવક-ખર્ચ અંગેના બધા પ્રશ્નો ઉપર દેખરેખ રાખવાની, એનું નિયમન કરવાની અને ઉપર કાબૂ ધરાવવાની સત્તા ભારતમંત્રીની હતી. બ્રિટિશ હિંદમાં કે બહાર, ભારતની આવકમાંથી થતાં ખર્ચ ઉપર ભારતમંત્રીની દેખરેખ રહેતી. ભારતમંત્રી તરફથી ગવર્નર-જનરલને જે ફરમાન મળે એનો અમલ કરવાની એની કાયદેસરની ફરજ હતી. ૧૯૧૯ના શાસનધારા

દ્વારા ભારતમંત્રીની સત્તા ઉપર અંશતઃ કાપ મુકાયો. ગવર્નર-જનરલની પણ પ્રાંતિક વહીવટમાં ડખલ કરવાની સત્તા ઉપર કાપ પડ્યો જ હતો.

લોર્ડ કર્ઝને હિંદી રાજતંત્રનું વર્ણન કરતાં ૧૯૨૨માં કહ્યું કે હિંદી તંત્ર એ શહેનશાહનું વહીવટી ખાતું છે. હિંદને સ્વતંત્ર બંધારણ જેવું કશું જ નથી. આ વર્ણન અક્ષરસઃ સાચું છે. આમ પ્રાંતોમાં સ્વ-શાસનપદ્ધતિ ન હોય ત્યાં સુધી એનાં જોડાણનો કે વિચ્છેદનનો સવાલ જ અસ્થાને બને; અને એ સંજોગોમાં ભારતીય સમવાયતંત્રની રચના પણ અશક્ય બને.

મધ્યસ્થ તંત્રમાં જવાબદારીનું તત્ત્વ ન સ્વીકારવામાં આવે તો સમવાયતંત્રમાં રાજકર્તાઓ દાખલ નહિ થાય એમ ગોળમેજી પરિષદમાં એમના પ્રતિનિધિઓએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું. હિંદી વ્યવસ્થાતંત્ર ભારતમંત્રીનાં ફરમાનોને ઉઠાવે અને સાથે સાથે જ એ ધારામંડળને પણ જવાબદાર રહે એ અશક્ય છે. જવાબદાર રાજતંત્રની સ્થાપના જો કરવી હોય તો હિંદી વ્યવસ્થાતંત્રને ભારતમંત્રીની પકડમાંથી મુક્તિ અપાવ્યા વિના એ ન બની શકે. અને સમવાયતંત્રની રચનાને શક્ય બનાવવી હોય તો ભારત-સરકારનો પ્રાંતીય સરકારો ઉપરનો કાબૂ ઘટાડવો જ રહે. ૧૯૩૫ના શાસનધારામાં એટલા માટે એવી કલમોનો સમાવેશ કરવામાં આવ્યો છે કે જેને પરિણામે આ મુશ્કેલી ટળે. પણ એમાં રજૂ થયેલી યોજના શબ્દજાળ સિવાય બીજું કશુ જ નથી. આપણું પૃથક્કરણ આપણને નિર્વિવાદ રીતે એમ બતાવશે કે પ્રાંતોની ગવર્નર-જનરલની સત્તામાંથી થયેલી કહેવાતી મુક્તિ અને ગવર્નર-જનરલની ભારતમંત્રીની સત્તામાંથી થયેલી કહેવાતી મુક્તિ એ મુક્તિના ઓછાયા જ છે. સાચી પરિસ્થિતિ તો હતી તેની તે જ છે-કહો કે એ તો 'ઉલમાંથી ચૂલમાં પડવા' જેવી પરિસ્થિતિ છે.

૧૯૩૫ના શાસનધારા દ્વારા શહેનશાહ ભારતીય રાજતંત્ર અંગેની સત્તા પોતાના હાથમાં લઈ લે છે. પછી એ સત્તાની વહેંચણી કરે છે. કેટલીક સત્તા એ ગવર્નર-જનરલને સોંપે છે. ગવર્નર-જનરલ

એના પ્રધાનોની સલાહને અનુસરીને જે વર્તન કરે એમાં ભારતમંત્રી હસ્તક્ષેપ ન કરી શકે એવું નવા શાસનધારામાં ઠરાવવામાં આવ્યું છે. કેટલીક સત્તા શહેનશાહ પ્રાંતીય ગવર્નરોને સોંપે છે. એ રીતે મધ્યસ્થ તંત્રથી સ્વતંત્ર એવી સત્તા ભોગવતા પ્રાંતોની રચના થઇ છે. એ ગવર્નરો એમનાં પ્રધાનમંડળોની સૂચના અનુસાર વર્તે ત્યાં સુધી એમના કાર્યમાં ગવર્નર-જનરલ કે ભારતમંત્રી વચ્ચે ન પડી શકે એમ પણ આ કાયદા દ્વારા ઠરાવવામાં આવ્યું છે. પણ ગવર્નર એના પ્રધાનોની સલાહને અવગણે એ સંજોગોમાં એ હિંદી સરકારની આજ્ઞાને આધીન રહેશે. જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટીના અહેવાલના ૮૬મા પાના ઉપર આ ફેરફાર વિષે નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે :

'સ્વાધીન પ્રાંતોનું સમવાયતંત્ર શહેનશાહની હકૂમત નીચેના કોઇ પ્રદેશમાં રચવાનું હોય તો એ પ્રાંતો હિંદની મધ્યસ્થ સરકાર પાસેથી સત્તા મેળવનારા ન હોઇ શકે અને એવી મધ્યસ્થ સરકાર ભારતમંત્રીની પ્રતિનિધિ માત્ર ન હોઇ શકે. બંને અધિકાર સીધા શહેનશાહ તરફથી જ મળેલા હોવા જોઇએ. ધારાશાસ્ત્રની દૃષ્ટિએ, બ્રિટિશ હિંદમાંના બધા જ પ્રદેશ ઉપરના બધાં જ અધિકાર, હકૂમત અને સત્તા, પછી ભલે આજે તે ભારતમંત્રી હસ્તક હોય, ગવર્નર-જનરલ હસ્તક હોય કે પ્રાંતીય સરકાર હસ્તક હોય, શહેનશાહે પોતાના હાથમાં લઇ લેવાં જોઇએ, અને પછી એ બધી સત્તાની મધ્યસ્થ સરકાર અને પ્રાંતીય સરકારો વચ્ચે પુનઃ વહેંચણી થવી જોઇએ.'

શાસનધારાની બીજી કલમ બધી સત્તા શહેનશાહના હાથમાં આપે છે. ત્રીજી અને સાતમી કલમ ગવર્નર-જનરલને કેટલીક સત્તા સોંપે છે. 'સમવાયતંત્રની વહીવટી સત્તા શહેનશાહ વતી ગવર્નર-જનરલ ભોગવશે' એમ સાતમી કલમ ઠરાવે છે. ૪૯ મી કલમ પ્રાંતીય સરકારોને સીધી સત્તા આપે છે. 'પ્રાંતની કારોબારી સત્તા શહેનશાહ વતી ગવર્નર ભોગવશે' એમ એ કલમમાં ઠરાવવામાં આવ્યું છે.

ગવનર-જનરલ અને ગવર્નરો પોતાના સહાયકો અને સલાહકારો આપમેળે નીમી શકશે એમ ઠરાવીને આ સ્વતંત્રતા પુરવાર કરવામાં આવી છે. ગવર્નર-જનરલ કે ગવર્નર સાથે સમાન દરજ્જાનો દાવો રજૂ કરી શકે એવા કોઈ અધિકારીની નિમણુક શહેનશાહ સીધી નહિ કરે. હિંદી અને પ્રાંતીય કારોબારી મંડળના સભ્યોની; મુંબઈ, મદ્રાસ અને બંગાળાના એડવોકેટ-જનરલની; મુંબઈ, મદ્રાસ અને કલકત્તાના બિશપોની નિમણુક શાસનધારો પસાર થયો ત્યાં સુધી શહેનશાહ દ્વારા થતી. હવે આ નિમણુક શહેનશાહ નહિ કરે. સેનાપતિની નિમણુક શહેનશાહ કરશે અને હિંદી લશ્કર એ હિંદમાં મુકાયેલું શહેનશાહનું લશ્કર ગણાશે. પ્રાંતોમાં કોઈ કારોબારી અમલદાર કે કોઈ સલાહકાર શહેનશાહ દ્વારા નીમવામાં નહિ આવે.

'પ્રાંતિક સ્વરાજ'નાં મુખ્ય લક્ષણો હવે તપાસીએ. એ લક્ષણો ત્રણ પ્રકારનાં છે—કારોબારી, ધારાવિષયક અને અર્થવિષયક.

સૌથી પહેલાં આપણે ધારાવિષયક લક્ષણો તપાસીએ. ૧૯૩૭ના એપ્રિલની પહેલી તારીખે નવા બંધારણનો અમલ આરંભાયો ત્યાં સુધી પ્રાંતિક ધારાસભાઓએ પસાર કરેલા ધારામાત્ર માટે ગવર્નર-જનરલની મંજૂરી આવશ્યક હતી. હવે ગવર્નરની મંજૂરી મળે એટલે ધારો કાયદાનું સ્વરૂપ લઈ શકે. જૂના રાજબંધારણમાં પ્રાંતોની ધારાસભાઓ પાર્લમેન્ટે ઘડેલા કાયદાઓમાં ફેરફાર ન કરી શકતી. નવા બંધારણ અનુસાર એવા ફેરફાર કરવાનો અધિકાર એને પ્રાપ્ત થયો છે. પણ એવા ફેરફાર માટે ગવરનર-જનરલની મંજૂરી અને શહેનશાહની સંમતિ આવશ્યક છે. 'બ્રિટિશ હિંદમાંની બધી વ્યક્તિઓ, અદાલતો, વસ્તુઓ અને સ્થળો વિષે' કાયદા ઘડવાની સભા ૧૯૧૯ના શાસનધારા અનુસાર મધ્યસ્થ ધારાસભાને હસ્તક હતી.

પ્રાંતિક ધારાસભા તો 'પ્રાંતની શાંતિ અને સુશાસન'પરત્વેના જ કાયદા ઘડી શકતી. નવા બંધારણે પ્રાંતિક ધારાસભાઓને બધી જ અદાલતો સંબંધી કાયદા ઘડવાની સત્તા આપી છે. એક માત્ર

'ફેડરલ કોર્ટ' એમાં અપવાદરૂપ છે. જૂની વ્યવસ્થામાં પ્રાંતિક ધારાસભાને જે જે સત્તા હતી એ બધી જ મધ્યસ્થ ધારાસભાને પણ હતી. એટલે કે પ્રાંતિક ધારાસભાની સત્તાનું કૂંડાળું મધ્યસ્થ ધારાસભાની સત્તાના વિસ્તૃત કૂંડાળામાં સમાઈ જતું. એવો કોઈ પણ પ્રશ્ન ન હતો જેને અંગે મધ્યસ્થ ધારાસભા કાનૂન ન ઘડી શકે અને માત્ર પ્રાંતિક ધારાસભા જ ઘડી શકે. નવા બંધારણે આ પરિસ્થિતિ પલટી નાખી છે. ૧૯૩૫ના શાસનધારાની ૧૦૦ (૩)મી કલમ આ પ્રમાણે છે–' પ્રાંતિક ધારાવિષયક યાદીમાં જણાવવામાં આવેલા વિષયો અંગેના, પ્રાંત અથવા એના કોઈ વિભાગને અસર કરે એવા, કાયદા ઘડવાની સત્તા પ્રાંતિક ધારામંડળને છે અને સમવાયતંત્રના ધારામંડળને એ સત્તા નથી.'

કારોબારી પ્રશ્નો અંગે પણ કેટલાક લાક્ષણિક પલટા થયા જ છે. એમાંના મહત્ત્વનાની અહીં નોંધ લઈએ. પ્રાંતોની સરહદ કે સીમામાં ફેરફાર કરવાની સત્તા જૂની વ્યવસ્થા અનુસાર હિંદી સરકારની હતી. એની એ સત્તા નવા રાજ્યબંધારણે લઈ લીધી છે અને હવે એ સત્તા શહેનશાહ અને એમની કાઉન્સીલને હસ્તક સોંપવામાં આવી છે. પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે શહેનશાહ એવા કંઈ પલટા કરે એ પહેલાં જે પ્રાંતોને એમાં લાગતું વળગતું હોય એની સરકારની અને એનાં ધારામંડળોની સલાહ એમણે લેવાની રહે. શાસનધારાની ૪૯મી કલમ દ્વારા શહેનશાહની પ્રાંતમાંની બધી સત્તા ગવર્નરને સોંપવામાં આવી છે. પણ ગવર્નર એના પ્રધાનમંડળની સલાહને અવગણે તો અને ત્યારે એ ગવર્નર–જનરલને આધીન રહે. પણ કારોબારી ક્ષેત્રમાં પણ ગવર્નર–જનરલની સત્તાનું શાસનધારા દ્વારા નિયમન થાય છે. પ્રાંત પ્રાંત વચ્ચેના કે પ્રાંત અને મધ્યસ્થ તંત્ર અંગેના મતભેદોના પ્રશ્નોમાં નિકાલની પ્રથામાં પણ ફેરફાર કરવામાં આવ્યા છે. પહેલાં તો એવી પ્રથા હતી કે પ્રાંત મધ્યસ્થ તંત્ર આગળ ફરિયાદ રજૂ કરી શકે અને ભારતમંત્રી સમક્ષ પોતાની ફરિયાદ પહોંચાડી શકે. નવા શાસનધારા અનુસાર આવા મતભેદોનો નિર્ણય ફેડરલ અદાલત કરે.

હવે પ્રાંતિક અર્થકારણમાં થયેલા પલટા જોઈએ. પ્રાંતની સરકાર પ્રાંતની મિલકત ઉપર કે આવક ઉપર લોન ઊભી કરવા માગતી હોય તો ગવર્નર–જનરલની મંજૂરી આવશ્યક મનાતી. શાસનધારાએ આ સત્તા પ્રાંતની સરકારોને આપી છે. આર્થિક સવાલો અંગેના દાવાઓમાં 'કાઉન્સીલમાં ભારતમંત્રી' (Secretary of state–in–Council) સરકાર તરફથી ગણાતા. હવે એનું સ્થાન પ્રાંતિક સરકારોએ લીધું છે. પ્રાંત પ્રાંત વચ્ચેના કે પ્રાંત અને મધ્યસ્થ તંત્ર વચ્ચેના આર્થિક પ્રશ્નો અંગેના મતભેદોનો નિર્ણય પણ ફેડરલ અદાલત કરશે. આ બધા પલટા તો ૧૯૩૭ના એપ્રિલની પહેલી તારીખથી થઈ ગયા છે. ફેડરલ અદાલતની સ્થાપના પણ થઈ ગઈ છે.

પણ શાસનધારાએ કશો જ મૂળભૂત પલટો નથી કર્યો. એને પણ સ્વતંત્ર ઘટકો સાચી રીતે તો નથી જ રચાયા. મધ્યસ્થ સરકાર અને પ્રાંતિક સરકારો વચ્ચેના સંબંધોની પુનર્વ્યવસ્થા એમાં કરવામાં આવી છે. સમવાયતંત્રમાં દાખલ થવું કે ન થવું અથવા ચોક્કસ શરતો કરીને દાખલ થવું એ પ્રાંતોના હક્કની વાત નથી. દેશી રાજ-કર્તાઓને જ એ પ્રકારની તક આપવામાં આવી છે. બ્રિટિશ હિંદ પૂરતો તો સમવાયતંત્રપ્રવેશ ફરજિયાત છે. કારોબારી અને ધારા-વિષયક ક્ષેત્રોમાં ત્રણ પગલાં એક સાથે જ લેવાયાં છે. 'સ્વતંત્ર' પ્રાંતોની રચના, સમવાયતંત્રમાં એમનું જોડાણ અને સમવાયતંત્ર અને ઘટકો વચ્ચેના નવા સંબંધોની રચના. આ એ ત્રણ પગલાં છે. પ્રાંતિક 'સ્વરાજ્ય'ની સ્થાપના અને સમવાયતંત્રની રચના વચ્ચે જે વચગાળાનો સમય જશે એ દરમિયાનની વ્યવસ્થા માટે શાસનધારાનો તેરમો ભાગ ઘડાયો છે. એ સમય દરમિયાન બ્રિટિશ હિંદની કારોબારી સત્તા શહેનશાહ વતી ગવર્નર–જનરલ ભોગવશે એમ ૩૧૩મી કલમમાં ઠરાવવામાં આવ્યું છે. એટલે ગવર્નર–જનરલ આ કલમ અનુસાર ભારતમંત્રીના પ્રતિનિધિ શો નથી રહેતો પણ એ શહેનશાહ વતી જ સત્તા ધરાવે છે. સમવાયતંત્રની સ્થાપના પછી,

સમવાયતંત્રની સરકારની જે પ્રકારની સત્તા હશે એ પ્રકારની સત્તા વચગાળાના કાળમાં ગવર્નર–જનરલની રહેશે. ભારતમંત્રીનું સ્થાન હવે પડદા પાછળ ચાલ્યું ગયું છે. આગળ તો ગવર્નર–જનરલ જ દેખાય છે. વચગાળાના સમય દરમિયાન ભારતમંત્રીનું આધિપત્ય જરા વધારે હશે પણ કાયદાની દૃષ્ટિએ તો એનું સ્થાન ભિન્ન પ્રકારનું બની જ રહેશે. ગવર્નર–જનરલ એની કાઉન્સીલ સાથે રહીને કે પછી સ્વતંત્ર રીતે જે કંઈ કરે એ ભારતમંત્રીની સૂચના કે સંમતિ અનુસાર ન કર્યું હોય તોપણ ગેરકાયદેસર નહિ ગણાય એમ નવા શાસનધારાની ૩૧૪મી કલમમાં ઠરાવવામાં આવ્યું છે. ભારતમંત્રી અને હિંદી સરકાર વચ્ચેના સંબંધમાં થતા આ પલટાની સાથે જ પ્રાંતો અને ભારત સરકાર વચ્ચેના સંબંધો પણ પલટી જવાના. પ્રાંતિક ધારામંડળોને જે પ્રશ્નો વિષે કાનૂન–વિષયક સત્તા સોંપાઈ છે એ વિષયો પુરતી ગવર્નર–જનરલને પ્રાંતો ઉપર કશી જ કારોબારી સત્તા નહિ રહે (કલમ ૩૧૩). પ્રાંતિક કાનૂન–વિષયક યાદીમાં જે વિષયોનો નિર્દેશ છે એ વિષયો વિષેના કાયદા ઘડવાની સત્તા પ્રાંતિક સ્વરાજ્યની સ્થાપના સાથે જ મધ્યસ્થ ધારાસભા ગુમાવે છે.

પણ બ્રિટિશ હિંદના ઐક્યનું ખંડન ન થાય એવી યોજના તો શાસનધારામાં છે જ. પ્રાંતિક 'સ્વરાજ' જે ધારો સ્થાપે છે એ જ ધારો એ પ્રાંતોનું જોડાણ પણ કરી દે છે. વિખૂટા પડી જવાની કે પ્રાંતિક વર્ચસ્વ સ્થાપવાની તક કે સમય પ્રાંતોને ન મળે એની ખાસ કાળજી રાખવામાં આવી છે. ભારત સરકારનું કાર્યક્ષેત્ર શાસન-ધારાએ જ નિર્ણિત કરી દીધું છે, રક્ષણ અને પરદેશખાતાને જ સમવાયતંત્રના કબજામાં નથી મુકાયાં. હિંદી અર્થતંત્ર સાથે જેનો સૌથી વધારે નિકટનો સંબંધ છે એવાં બધાં જ ખાતાં સમવાયતંત્ર હસ્તક મુકાયાં છે. રેલવે, બેંકીંગ, બંદરો, તાર, વાયુયાન અને જકાતનાં ખાતાં એ આવાં ખાતાં છે. ભારતમાં કોઈ પરદેશીને વસવાટ કરવાની મંજૂરી આપનારા કાયદા પણ પ્રાંતો નહિ કરી શકે. એક પ્રાંત

બીજા પ્રાંતના માલને પોતાના પ્રદેશમાં આવતો અટકાવી ન શકે કે એનું નિયમન પણ ન કરી શકે. એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં વહીવટ કરવા જનારને પણ, એક જાહેર તંદુરસ્તીના હેતુ સિવાય, કોઈ કારણે પ્રાંતિક સરકાર ન રોકી શકે.

સમવાયતંત્રના કાનૂનોનું પાલન થાય એ માટે બધાં જ પગલાં લેવાની અને સમવાયતંત્રની કારોબારી સત્તાને અડચણ ન થાય એ માટે કાળજી રાખવાની પ્રાંતિક સરકારની ફરજ છે. સમવાયતંત્ર પ્રાંતિક સરકારને સત્તાની સોંપણી કરતા અને એની ફરજોનું નિયમન કરતા કાયદા કરી શકે અને એનો અમલ પ્રાંતિક સરકારે કરવો જ જોઈએ. જે વિષયો વિષે પ્રાંતિક અને સમવાયતંત્ર એમ બંને ધારામંડળોને કાયદા પસાર કરવાની સત્તા છે એ વિષયો પરત્વે પણ સમવાયતંત્રની સરકાર પ્રાંતિક સરકારને સૂચનાઓ આપી શકે.

મતભેદો ઊભા થાય તો એ ફેડરલ અદાલત સમક્ષ રજૂ થાય. ગવર્નર-જનરલને કોઈ વેળા એમ લાગે કે કોઈ પ્રાંત શાસનધારાએ મુકરર કરેલી સત્તાની મર્યાદાને ઓળંગી જાય છે તો એ ફેડરલ અદાલતનો અભિપ્રાય માગી શકે. ફેડરલ અદાલતે કાયદાના જે અર્થ કર્યા હોય એ હિંદમાંની સૌ અદાલતોને બંધનકર્તા ગણાય.

* * *

સમવાયતંત્રમાં રાજસ્થાનોનું સ્થાન શું છે એ હવે જોઈએ. બ્રિટિશ હિંદના પ્રાંતો તો આપમેળે જ શાસનધારા દ્વારા સમવાયતંત્રના ઘટકો બની જશે, પણ રાજકર્તાઓ માટે તો સમવાયતંત્રપ્રવેશ મરજિયાત છે, ભલે એ શાસનધારાની કલમમાં લખવા પૂરતો જ મરજિયાત હોય. સમવાયતંત્રની સરકારના પ્રાંતો પરત્વેના અધિકારો સમાન છે. પણ જે રાજ્યો સમવાયતંત્રમાં જોડાય એ બધાં પરત્વે અધિકાર સમાન નહિ રહે. એ તો સમવાયતંત્રમાં રાજ્ય જોડાય ત્યારે જે પ્રવેશપત્ર (Instrument of accession) દ્વારા તે જોડાશે તેમાં નક્કી થયેલા જ અધિકાર સમવાયતંત્રની સરકારને મળશે. અખિલ હિંદનું

સમવાયતંત્ર અમુક ચોક્કસ શરતો પૂરી પડે પછી જ રચાવાનું છે. એક શરત એ છે કે હિંદનાં રાજસ્થાનોમાંથી એટલાં રાજસ્થાનો સમવાયતંત્રમાં જોડાવાની તૈયારી બતાવે કે જેની જનસંખ્યા રાજસ્થાની જનસંખ્યાના પચાસ ટકા જેટલી હોય. અને સમવાયતંત્રમાં જોડાવાને તૈયાર એવાં આ રાજસ્થાનોના રાજ્યકર્તાઓને સમવાયતંત્રની ઉપલી ધારાસભામાં ૫૨ સભ્યો મોકલવાનો અધિકાર હોય. આ બે શરતો પૂરી પડે ત્યારે જ શહેનશાહના જાહેર-નામા દ્વારા સમવાયતંત્ર રચાય. શાસનધારામાં સમવાયતંત્રની બંને ધારાસભાઓના સભ્યોની સંખ્યા મુકરર કરવામાં આવેલી છે. પણ સમવાયતંત્રના આરંભમાં તો જેટલાં રાજ્યો એમાં પ્રવેશ કરશે તેટલાં પૂરતી એ સંખ્યા મર્યાદિત બનશે. એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. રાજ્ય સમવાયતંત્રમાં જોડાઈ શકે. એને ન જોડાવું હોય તો એ એમ કરવાને સ્વતંત્ર છે. પણ એક વેળા એમાં પ્રવેશ કર્યા પછી એમાંથી સ્વેચ્છાએ છૂટું નહિ થઈ શકે. અને પ્રવેશપત્ર દ્વારા રાજ્યે જે સત્તા સમવાયતંત્રને સોંપી હોય એને વધારવાની એને સત્તા છે પણ એમાં એ કાપ નહિ મૂકી શકે.

ભિન્ન ભિન્ન પ્રકારના, ભિન્ન ભિન્ન દરજ્જાના, ભિન્ન ભિન્ન શાસનપ્રણાલી ધરાવતા એવા ઘટકોનું આ સમવાયતંત્ર રચવાનું છે એ એની એક વિચિત્રતા છે. પણ એથીયે વધારે મોટી વિચિત્રતા તો એ છે કે સમવાયતંત્ર અને ઘટકો વચ્ચેનો સંબંધ પણ એકધારો નથી થવાનો. પ્રાંતિક સરકાર અને સમવાયતંત્રની સરકાર વચ્ચે એક પ્રકારનો સંબંધ છે. રાજ્યો અને સમવાયતંત્રની સરકાર વચ્ચેનો સંબંધ જુદા પ્રકારનો છે. અને એમાં વળી એક એક રાજ્યનો સમવાયતંત્ર જોડેનો સંબંધ જુદો જુદો રહેશે. સમવાયતંત્રની સરકારના પ્રાંતિક સરકારો ઉપર જે પ્રકારના અધિકાર રહે એવા જ અધિકાર રાજસ્થાની પ્રદેશ પર રહે એ સ્થિતિનો રાજકર્તાઓ સ્વીકાર નથી કરતા. પણ સમવાયતંત્રની ધારાસભામાં પોતાના પ્રતિનિધિઓને બ્રિટિશ-હિંદ

પ્રદેશના રાખેલા પ્રતિનિધિઓ જોડે સમાન દરજ્જો મળે એવો એમનો આગ્રહ છે. અને શાસનધારામાં એમની આ માગણી સ્વીકારવામાં પણ આવી છે. સમવાયતંત્રના ધારામંડળમાં બ્રિટિશ હિંદના બધા જ સભ્યો ચૂંટાયેલા છે. ઉપરની ધારાસભાના માત્ર છ સભ્યો આમાં અપવાદરૂપ છે. એમની નિમણૂક ગવર્નર–જનરલ કરશે. પણ રાજસ્થાનોના પ્રતિનિધિઓ તો રાજકર્તાઓએ નીમેલા આવવાના. ચૂંટાયેલા સભ્યો જુદા જુદા પક્ષના હશે પણ રાજસ્થાનોના પ્રતિનિધિઓ તો પ્રત્યાઘાતી પક્ષોને જ સાથ આપનાર હશે. આ રીતે પ્રત્યાઘાતી બળોને મજબૂત કરવા સિવાય બીજું કશું જ એ નહિ કરે. આવા અર્થહીન સમવાયતંત્રના ધારામંડળને 'જવાબદારીનું તત્ત્વ' આપવામાં આવનારું છે. અને આ જવાબદારીનું તૂત પણ સમવાયતંત્ર રચાય ત્યારે જ અસ્તિત્વમાં આવશે.

*

રાજતંત્રના આ પલટાની સાથે સાથે કારોબારી તંત્રમાં કોઇ પલટા નથી થયા. જે રીતે વહીવટ પહેલાં ચાલતો હતો એ જ રીતે હજીયે વહીવટ ચાલ્યા કરશે. મહત્ત્વ વિનાના અને ક્રમિક એવા કોઈ પલટા થાય એ શક્ય છે. પણ મુખ્યત્વે તો વહીવટી તંત્ર જેમનું તેમ સ્થિર જ રહેવાનું છે. જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટીએ એના અહેવાલમાં અનેક સ્થાને 'સિવિલ સર્વિસ' (સનંદી નોકરી)ના મહત્ત્વ ઉપર ભાર મૂક્યો છે. એનો એક દાવો એવો છે કે બ્રિટિશ હકૂમતની હિંદને સાથી વડી ભેટોમાંની એક ભેટ છે આ સનંદી નોકરીની પ્રથા. એ પ્રથા નવા બંધારણ નીચે પણ કાયમ જ રહી છે. એમાં કોઈ પણ પ્રકારના પલટા નથી થવાના, અને એના હિતનું રક્ષણ કરવાની જવાબદારી ભારતમંત્રી ઉપર નાખવામાં આવી છે. એને ચિંતા કે અસંતોષનું કારણ ન મળવું જોઈએ એમ જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટી માનતી હતી. સનંદી નોકરો તો શહેનશાહના સેવકો ગણાય અને તેથી એમના ઉપર ધારામંડળોનો કાબૂ ન હોઈ

શકે. એવી દલીલ કરવામાં આવે છે કે ઇંગ્લાંડમાં પણ સનંદી નોકરો ઉપર પ્રધાનમંડળનો કાબૂ નથી. ત્યાં પણ વડો પ્રધાન જ બધો અધિકાર ભોગવે છે. જાણે વડો પ્રધાન અને પ્રધાનમંડળ એ બે વિરોધી વસ્તુ ન હોય! બ્રિટનનો વડો પ્રધાન તો ત્યાંની પાર્લામેન્ટના બહુમતી–પક્ષનો પ્રતિનિધિ છે. એના હાથમાં તો સત્તા સોંપવાની પ્રથા ઇંગ્લાંડમાં વ્યાજબી મનાઈ છે. તો એ જ પ્રથા, એ જ સ્વરૂપમાં આપણે ત્યાં શા માટે સ્વીકારવામાં નથી આવતી? આમ છતાંયે આપણે ત્યાં તો વડા પ્રધાનને બદલે જહાંગીરી સત્તા ધરાવતા ગવર્નરના હાથમાં જ એ કાબૂ સોંપવામાં આવે છે. સમવાયતંત્રની સરકારમાં એ બધી સત્તા ગવર્નર–જનરલ હસ્તક સોંપાઈ છે. આ પરિસ્થિતિને પરિણામે સમવાયતંત્ર અને પ્રાંતોનાં પ્રધાનમંડળોની સત્તા ખૂબ મર્યાદિત બની રહે છે.

સનંદી નોકરોની કાર્યકુશળતા જળવાઈ રહે એટલા માટે એમને એમનાં સ્થાનો ઉપર સુરક્ષિત રાખવાની જરૂરત છે એટલું જ નહિ, પણ એમને 'સંતુષ્ટ' રાખવા માટે એમના ભારે પગાર પણ ટકાવી રાખવાની જરૂર આપણા 'વાલી' બનેલા શાહીવાદીઓએ જોઈ છે. અને તેથી તો આજે સનંદી નોકરોનાં જે સ્થાન અને પગાર છે એ સુરક્ષિત રાખવામાં આવ્યાં છે. પ્રધાનો તો કારકુનો અને પટાવાળાઓ ઉપર જ આધિપત્ય ધરાવે છે. ધારામંડળો 'ઉચ્ચ પ્રકારના નોકરો'ના પગારમાં ફેરફાર નહિ કરી શકે અને ચોક્કસ થયેલી જગ્યાઓ ઘટાડી નહિ શકે. આમ સનંદી નોકરી પ્રજાના પ્રતિનિધિઓના કાબૂમાં નથી સોંપવામાં આવતી, અને આ નીતિ અખત્યાર કરવાનું એક પણ વ્યાજબી કારણ બતાવવામાં પણ નથી આવતું.

*

નવા બંધારણમાં ભારતમંત્રીનું સ્થાન શું? ભારતમંત્રીનું સ્થાન એ બંધારણમાં તદ્દન અસ્પષ્ટ રાખવામાં આવ્યું છે. જૂના બંધારણમાં તો એનું સ્થાન સર્વોચ્ચ હતું. એનો ઓછાયો ભારતવર્ષના બંધારણને

ખૂણે ખૂણે પહોંચી જતો હતો. પણ શાસનધારામાં એનું એવું સ્થાન નથી રહેતું. ગ્લેડસ્ટને બ્રિટનના વડા પ્રધાન વિષે આમ કહેલું: 'આટલો મોટો પદાર્થ આટલો નાનો પડછાયો પાડે એવું જગતભરમાં બીજે ક્યાંય બનતું નથી' (Nowhere in the world does so great a substance cast so small a shadow.) નવા બંધારણ નીચેના ભારતમંત્રી વિષે પણ આવું જ કહી શકાય એમ છે. ભારતમંત્રી હવે પ્રત્યક્ષ ખૂબ ઓછો દેખાય છે, પણ એની સત્તા તો જે હતી તે જ રહે છે. ગવર્નર–જનરલ પોતાના વ્યક્તિગત અભિપ્રાય અનુસાર અથવા પોતાને યોગ્ય લાગે તે રીતે (In his individual Judgement or in his discretion) વર્તે ત્યારે ભારતમંત્રી એને સૂચનાઓ આપી શકે. અને ગવર્નર જ્યારે જ્યારે આવી જ રીતે વર્તન કરે છે ત્યારે ત્યારે ગવર્નર–જનરલ એનો ઉપરી–અધિકારી બની જાય છે. અને તેથી આડકતરી રીતે ભારતમંત્રી પણ એ ગવર્નરનો અધિપતિ બની રહે છે. શાસનધારામાં સ્થળે સ્થળે 'એની મુનસફી પ્રમાણે', 'એના વ્યક્તિગત અભિપ્રાય અનુસાર' અને એવા જ અર્થનાં વાક્યો વેરાયેલાં પડ્યાં છે. જ્યાં જ્યાં એવું વાક્ય છે ત્યાં ત્યાં એની પાછળ ભારતમંત્રીનો લાંબો હાથ છુપાયેલો પડ્યો જ છે.

સનંદી નોકરો, તબીબીખાતાના મોટા અધિકારીઓ, પોલીસ-ખાતાનાં મોટા અધિકારીઓ–આ સૌ ભારતમંત્રીની સત્તાનાં પ્રતીકો છે. એટલે ભારતમંત્રીએ રંગભૂમિનો ત્યાગ કરીને પડદા પાછળથી સૂત્રસંચાલન કરવાનું સ્વીકાર્યું છે.

સનંદી નોકરો પાછળ તો ભારતમંત્રી છૂપી રીતે રહેલો છે, પણ એક એવો પણ વિભાગ છે કે જ્યાં એ એટલો છૂપો નથી રહી શકતો. શાસનધારાની ૩૦૫ મી કલમ અનુસાર ગવર્નર–જનરલ અને પ્રત્યેક ગવર્નર પોતાને સહાય કરવા એક ખાસ મંત્રીમંડળ નીમશે. આ નિમણૂક એ એમની 'મુનસફી અનુસાર' કરશે, એટલે કે એ નિમણૂકમાં

ભારતમંત્રીનો હાથ રહેશે જ. વળી ૨૪૪મી કલમ તો ભારતમંત્રીને આથી પણ વધારે સત્તા આપે છે. ગવર્નર-જનરલને પોતાની મુનસફી અનુસાર કરવાનાં કાર્યો વધારે સરળતા અને સફળતાપૂર્વક થાય એ હેતુથી જો ભારતમંત્રીને કોઈ નવી નિમણૂકો કરવાની આવશ્યકતા લાગે તો એવી નિમણૂકો એ કરી શકે એમ એ કલમ ઠરાવે છે. 'પોતાની મુનસફી અનુસાર' કરવાનાં ગવર્નર-જનરલનાં કાર્યોની જો યાદી કરવામાં આવે તો કેટલાંયે પાનાં ભરાય, અને તેથી તો શાસનધારાની ચર્ચા દરમિયાન પાર્લામેન્ટના એક સભ્યે કહ્યું હતું કે 'પોતાની મુનસફી અનુસાર' આટલાં બધાં કાર્યો કરી શકે એ ખરે જ કોઈ વિરાટ માનવી હોવો જોઈએ. અનેક પ્રકારના પ્રશ્નોના એને નિર્ણયો કરવાના રહેશે. પરિણામે મહદ્ અંશે એ એના મંત્રીમંડળ ઉપર આધાર રાખતો થશે. અને આ મંત્રીમંડળની નિમણૂકમાં ભારતમંત્રીનો મોટો અવાજ હશે. રક્ષણ, પરદેશખાતું, ધાર્મિકખાતું અને રાજકીયખાતું—આ બધાંની નિમણૂકોમાં તો ભારતમંત્રીની લાગવગ હશે જ, પણ આ ખાસ મંત્રીમંડળની નિમણૂકમાં પણ એનો અવાજ હશે. પણ આ વર્ણન હજી ભારતમંત્રીની વિશાળ સત્તાનો ખ્યાલ અધૂરો જ આપે છે.

રાજતંત્રનું હૃદય એ એના અર્થતંત્ર વિષેના વિભાગો છે. આવક કે ખર્ચના પ્રશ્નોમાં જ્યાં જ્યાં ધારાસભાનો કાબૂ નથી ત્યાં ત્યાં બધે જ ભારતમંત્રીનો કાબૂ છે એમ આપણે કહી શકીએ. આ આડકતરા કાબૂ ઉપરાંત કેટલોક કાબૂ તો સીધો અને સ્પષ્ટ જ છે. રેલવેના ખાતાનો વહીવટ કરવા માટે 'ફેડરલ રેલવે ઑથૉરીટી' (Federal Railway Authority) નામની સમિતિ રચવામાં આવી છે. સમવાયતંત્રની સરકાર, નીતિના પ્રશ્નો પૂરતી સલાહ જ આ સમિતિને આપી શકે. પણ ગવર્નર-જનરલ તો એના ઉપર સર્વસત્તાધીશ સરમુખત્યાર શી સત્તા ભોગવશે. એ તો એની 'ખાસ જવાબદારી'નો વિષય છે. અને 'ખાસ જવાબદારી'ના જેટલા વિષય છે એટલા બધામાં ગવર્નર-જનરલ એના 'વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરી શકે.

અને એવા બધા સંજોગોમાં ભારતમંત્રીની સૂચનાઓ એણે સ્વીકારવાની રહે. આ સમિતિ સાત સભ્યોની બનશે. એમાંથી ત્રણની નિમણૂક ગવર્નર-જનરલ એની 'મુનસફી' અનુસાર નીમશે. એ ઉપરાંત એક પ્રમુખની નિમણૂક પણ એ જ કરશે. રેલવેખાતાના મુખ્ય કમિશ્નરની નિમણૂક ગવર્નર-જનરલ પોતાના 'વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર કરશે. આનો અર્થ સ્પષ્ટ છે. આ બધી નિમણૂક ઉપર ભારતમંત્રીનો સીધો કાબૂ રહેવાનો. આ પ્રશ્નનું મહત્ત્વ સમજવા માટે કેટલીક વિગતોનું જ્ઞાન આવશ્યક છે. એ અહીં આપીએ. હિંદી સરકારની જાહેરાત કહે છે કે હિંદનું મૂળ દેવું ૧૨૩૫ કરોડ રૂપિયા છે. આમાંથી રેલવેખાતાને કારણે ૭૫૬ કરોડ રૂપિયા છે. આ આંકડા ભારતમંત્રીના હિંદી અર્થકારણ ઉપરના કાબૂનો ખ્યાલ આપે છે. શાસનધારાનો ફેડરલ રેલવે ઑથૉરીટી વિષેનો વિભાગ ખૂબ કાળજીપૂર્વક વાંચવા જેવો છે. જાણે ગવર્નર-જનરલની મુનસફી ઉપર છોડવામાં આવેલું એક સ્વતંત્ર રાજ્ય જ એ બની રહે છે. અને ગવર્નર-જનરલ એની મુનસફી પ્રમાણે વર્તન કરે ત્યારે એની પાછળ ભારતમંત્રીનો ઓછાયો આવવાનો જ. જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટીએ પણ કહ્યું હતું કે રેલવેના વહીવટની યોજના વેપારી ધોરણે થવી જોઈએ; એમાં રાજકારણ વચ્ચે ન આવે એની ખાસ કાળજી રાખવી જોઈએ. એ સૂચનાને અનુસરીને તો આ પ્રકારની રચના કરવામાં આવી છે. રાજકારણની ડખલ દૂર રાખવાનો હેતુ ધારામંડળનો કાબૂ દૂર કરવાનો છે, કારણ કે ધારામંડળનો કાબૂ ન હોય ત્યાં જ ભારતમંત્રીનો કાબૂ આવી શકે અને તો જ બ્રિટનનાં વેપારી હિત જળવાઈ શકે.

બીજો મહત્ત્વનો આર્થિક પ્રશ્ન છે બેંકીંગ. હિંદના નાણાપ્રકરણ ઉપર અને હૂંડિયામણ ઉપરની સર્વ સત્તા રિઝર્વ બેંકને આધીન છે. દેશનું સારુંયે અર્થતંત્ર એના ઉપર નિર્ભર છે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. હિંદની આર્થિક ઉન્નતિનો આધાર એ

બેંક ઉપર છે. એટલા માટે તો જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટી કહે છે કે એમાં 'રાજકારણની ડખલ' ન જોઈએ. એને અંગેના કાયદામાં ફેર-ફાર ન થઈ શકે એવી યોજના શાસનધારાએ કરી મૂકી છે. સમવાય-તંત્રની સરકારની સાખ અને આર્થિક સ્થિરતાનું રક્ષણ એ ગવર્નર-જનરલની એક 'ખાસ જવાબદારી' છે, અને આ જવાબદારીનું યોગ્ય પાલન થઈ શકે એટલા માટે ગવર્નર-જનરલ પોતાની 'મુનસફી' અનુ-સાર એક આર્થિક સલાહકારની નિમણૂક કરી શકે, સીધે સીધું એમ કહેવામાં નથી આવતું કે ભારતમંત્રી આર્થિક પ્રશ્નોની નીતિ ઘડવા માટે યોગ્ય ગણે એવા માણસના હાથમાં હિંદનું અર્થતંત્ર સોંપવું એટલું જ અધૂરું છે. આમ એક સાંકળ રચાય છે. ભારતમંત્રી, આર્થિક સલાહ-કાર, પોતાની 'મુનસફી' અનુસાર વર્તતો ગવર્નર-જનરલ અને 'રાજ-કારણની દખલ' વિનાની રિઝર્વ બેંક-એ સાંકળના અંકોડા છે. આપણી ગુલામીને એ સાંકળ એક કઠણ ભરડો લઈને જકડી રાખવા પ્રયાસ કરે છે. રિઝર્વ બેંકની સ્થાપના કરનારો કાયદો એ હિંદી ધારાસભાએ ઘડેલો કાયદો છે. એટલે ગવર્નર-જનરલની 'ખાસ જવાબદારી'માં આ પ્રશ્નનો સમાવેશ કરવાથી પૂરતી સલામતી જળવાતી હોય એમ બ્રિટિશ રાજપુરુષોને લાગતું ન હતું. એટલે તો ૧૯૩૫ના શાસનધારામાં એમણે એને અંગે એક ખાસ કલમ ઘડી. ગર્વનર-જનરલની મંજૂરી વિના હિંદના નાણા-પ્રકરણને કે સિક્કા પાડવાના પ્રશ્નને અંગેના કે રિઝર્વ બેંકના કાર્ય અંગેના કોઈ ધારા ધારામંડળમાં રજૂ ન થઈ શકે આવી આ કલમ છે. રિઝર્વ બેંકના ગવર્નર અને ડેપ્યુટી ગવ-ર્નરની નિમણૂક અને બરતરફી અને સરકાર નિયુક્ત ડીરેકટરની નિમણૂક અને બરતરફી પણ એને જ હસ્તક છે. રિઝર્વ બેંક અંગેની બધી સત્તાનાં સૂત્ર ભારતમંત્રીના હાથમાં જ છે. દૂર બેઠેલા એ 'સરમુખ-ત્યાર'ની ડખલ કદાચ આપણને ન દેખાય, પણ એ છે એ તો નિર્વિવાદ છે.

ધારામંડળનું કાર્ય ખર્ચ મંજૂર કરવાનું, પ્રજામત કેળવવાનું

અને ધારા ઘડવાનું છે. એમાં સૌથી મહત્ત્વનું ખર્ચ મંજૂર કરવાનું કાર્ય છે એમ ઇંગ્લાંડની પાર્લામેન્ટ આપણને શીખવે છે. શાસનધારાનો ઝીણવટભર્યો અભ્યાસ કરનાર એ સ્પષ્ટ રીતે જોઇ શકે કે પ્રાંતિક ખર્ચના પચીસ ટકાથી વધારે પરત્વે મંજૂરી આપવાનો કે નામંજૂર કરવાનો અધિકાર ધારાસભાઓને નથી જે ખર્ચ પ્રજાની કે સમવાયતંત્રની 'આવક'માંથી કરવાનો નિર્ણય શાસન-ધારાએ કરેલો છે. એને વિષે મત આપવાનો અધિકાર ધારાસભાને નથી. સમવાયતંત્રના અંદાજપત્રના કેટલા અંશ ઉપર ધારામંડળનો કાબૂ છે એ શોધી કાઢવા માટે તો આપણે કોઈ ખાસ ગણિત-વૈજ્ઞાનિક રોકવો પડે એવું છે. એ તો ખૂબ અલ્પ અંશ છે. આ પરિસ્થિતિમાં બિચારા પ્રધાનો કે ધારાસભાઓ નવી યોજના રજૂ શી રીતે કરે ? આજની આવકનો સિંહભાગ તો એમના કબજા બહાર છે. નવી યોજના કરવી હોય તો નવાં આવકનાં સાધનો એમણે બતાવવાં પડે. અને નવાં આવકનાં સાધન એટલે નવા કર અને નવા કર એટલે પ્રજામતનો વિરોધ. આ પરિસ્થિતિમાં પ્રધાન બહુ બહુ તો પોતાના ઉપર કે ધારાસભાના સભ્યોનાં ભથ્થાં ઉપર કાપ મૂકે. કદાચ થોડા કારકુનો કે પટાવાળા કમી કરે કે એના પગાર ઓછા કરે. આથી વધારે એમનાથી કશું જ ન થઈ શકે.

અને આજે જે ખર્ચ છે એ જાણે ઓછું હોય તેમ સમવાય-તંત્રની રચના પાછળ પણ મોટું ખર્ચ થશે. એ ખર્ચ કંઈ નહિ તો દસ બાર કરોડ રૂપિયા તો થાય જ. વળી ગવર્નર-જનરલ અને ગવર્નરને સહાય કરવા માટે જે ખાસ મંત્રીમંડળો રચવાનાં છે એને અંગેનાં વિશાળ ખર્ચ પણ પૂરાં કરવાનાં રહેશે. એ બધું તો શાહે-નશાહના ફરમાનથી નક્કી થશે. અને તેથી એને વિષે તો ધારાસભા ચર્ચા પણ નહિ કરી શકે. ખર્ચ મંજૂર કરવાની આવી સત્તા આપણને આપવામાં આવી છે.

*

શાસનધારાની સાચી સમજ પામવા ઇચ્છનારે ત્રણ વસ્તુઓ બરાબર સમજી લેવી ઘટે. 'સમવાયતંત્ર' એ એવી એક વસ્તુ છે. 'સમવાયતંત્ર' વિષે પૂરતી ચર્ચા આગળના પ્રકરણમાં કરવામાં આવી છે અને તેથી હિંદી સમવાયતંત્ર એના નામ સિવાય બીજા કોઈ પણ અર્થમાં સમવાયતંત્ર નથી એ સમજાઈ ગયું હશે. બીજી વસ્તુ છે 'પ્રાંતિક સ્વરાજ્ય.' 'પ્રાંતિક સ્વરાજ્ય'નો અર્થ આજ પર્યંત રાજકારણની પરિભાષામાં જે થતો હતો એવો અર્થ બંધારણના આપણા કાયદામાં નથી. એના સાચા અર્થમાં લઈએ તો તો એનો અર્થ એમ થાય કે પ્રાંતવિષયક બધા જ પ્રશ્નોમાં ધારામંડળ સર્વોચ્ચ ગણાય અને પ્રધાનો ધારામંડળને જવાબદાર રહે. પણ આપણે ત્યાં તો આવું કશું નથી.

શાસનધારા અનુસાર જે પ્રાંતિક ધારાસભાઓ રચવામાં આવી છે એમાં સરકારના અધિકારી વર્ગમાંથી કોઈ સભ્ય નથી. ૭ પ્રાંતોમાં બે ધારાસભા છે. અને પાંચમાં એક જ છે. જે પ્રાંતોમાં બે ધારાસ-સભાઓ છે એમાં લેજિસ્લેટીવ કાઉન્સીલમાં—એટલે ઉપરની ધારાસભામાં—ત્રણથી દસ સરકાર–નિયુક્ત સભ્યો છે. પણ ઉપરની ધારાસભાને ખર્ચની મંજૂરી અંગે જરા પણ સત્તા નથી. એ સત્તા તો નીચેની ધારાસભાને જ છે. આટલું તો બરાબર છે. પણ પ્રાંતિક ધારામંડળમાં ગવર્નરનો સમાવેશ થાય છે. અને એ તો સરમુખત્યારની સત્તાથી સજ્જ છે. પ્રધાનમંડળનું કાર્ય તો ગવર્નરને 'સહાય અને સલાહ' આપવાનું જ છે.

જવાબદાર તંત્રની એક ખાસિયત એ છે કે એમાં પ્રધાનમંડળ ધારાસભાને જવાબદાર હોય. આપણે ત્યાં એવું નથી. આપણાં તો ગવર્નરને જવાબદાર છે. ગવર્નર ધારે તો ગમે તેવા પ્રધાનમંડળને સત્તા—સ્થાને બેસાડી રાખે. અને પ્રધાનોના પગાર પણ મંજૂરી માટે રજૂ કરવાના નથી. એટલે ગવર્નર ધારે તો પોતે મુકરર કરેલા પગારો એમને મળ્યા કરે એવી સ્થિતિ ઊભી કરી શકે.

વળી, કારોબારી તંત્ર પણ ધારામંડળના સંપૂર્ણ કાબૂમાં નથી

મુકાયું. એને બદલે તો કેટલાયે કારોબારી અમલદારોનાં સ્થાન અને પગારનું રક્ષણ કરવા 'સલામતી'નાં પગલાં શાસનધારાએ વ્યાજબી ગણ્યાં છે.

આવું આપણું 'પ્રાંતિક સ્વરાજ્ય' છે. અને એના કરતાંયે વધારે રમકડા જેવી 'મધ્યસ્થ તંત્રની જવાબદારી' છે. એ શાસનધારાના અભ્યાસીને સમજવાની ત્રીજી વસ્તુ છે. પ્રાંતનાં પ્રધાનમંડળો વિષે, એનાં કારોબારી તંત્ર વિષે અને એની 'જવાબદારી' વિષે જે કહેવાયું છે એ બધું જ એના કરતાં પણ વિશેષ પ્રમાણમાં 'મધ્યસ્થ તંત્રની જવાબદારી' વિષે સાચું છે. હા, જવાબદારી છે ગાળો ખાવાની અને પ્રજામતનો વિરોધ નોતરવાની. એ સિવાય તો જવાબદારીનું નામ કે નિશાન કશું જ નથી.

શાસનધારા દ્વારા રાષ્ટ્રીય ઐક્ય રચવામાં આવે છે એવો દાવો જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટીએ રજૂ કર્યો હતો. પણ એવું ઐક્ય રચવાને બદલે એમાં તો ખૂબ ખૂબ વિભાજન જ નજરે પડે છે. ગવર્નર-જનરલ આપણને આ શાસનધારામાં બહુરૂપી શો દેખાય છે. એનાં પાંચ જુદાં જુદાં સ્વરૂપ છે. રાજસ્થાનો પરત્વે એ શહેનશાહનો પ્રતિનિધિ છે. પરદેશખાતું અને લશ્કરનો વહીવટ કરનાર ગવર્નર-જનરલ તરીકે એ પોતાની 'મુનસફી' અનુસાર વર્તે છે. સમવાયતંત્રની સરકારની આર્થિક સ્થિરતા અને સત્તાના રક્ષણની 'ખાસ જવાબદારી' પૂરી પાડવામાં એ એના 'વ્યક્તિગત અભિપ્રાય'ને અનુસરે છે. પ્રધાન-મંડળ સાથે રહીને કામ કરતો એ ગવર્નર-જનરલ છે, અને ફેડરલ રેલવે ઑથોરીટીનો એ સરમુખત્યાર છે.

સવાલ તો એ થાય છે કે 'મુનસફી,' 'વ્યક્તિગત અભિપ્રાય' અને 'ખાસ જવાબદારી'ની આ માયાજાળમાં સાચું જવાબદાર તંત્ર ક્યાં ગૂંચવાઈ ગયું હશે?

# પ્રકરણ નવમું

## હિંદી શાસનમાં શહેનશાહનું સ્થાન

ધારાપોથી ઉપર શહેનશાહનું જે સ્થાન છે એટલું મહત્ત્વનું સ્થાન જગતભરમાં બીજા કોઈ માનવીનું નહિ હોય. પણ એ સ્થાન ધારાપોથીમાં જ રહે છે. શહેનશાહ એનો અમલ કરવાનો પ્રયત્ન સરખો પણ કરવાની હિંમત ન કરી શકે. રૂઢિનું એટલું પ્રચંડ બળ છે. હિંદી શાસનમાં શહેનશાહનું સ્થાન આ દૃષ્ટિએ તો ખૂબ મહત્ત્વનું અને ઊંચું છે. હિંદ બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ છે અને તેથી બ્રિટિશ સામ્રાજ્યની સર્વોપરી સત્તા ધરાવનારના દરજ્જાનું સ્થાન શહેનશાહ હિંદ પરત્વે પણ ભોગવે છે. એની આ સત્તા ઉપરાંત હિંદી શાસનધારા દ્વારા એને વિશિષ્ટ પ્રકારની સત્તા આપવામાં આવી છે. ઇસ્ટ ઇન્ડિયા કંપનીની, એના પુરોગામી હિંદી રાજકર્તાઓની વગેરે સત્તા આજે શહેનશાહને આરોપિત થઈ છે. સંધિના કરારો અને રૂઢિ દ્વારા શહેનશાહ હિંદી રાજકર્તાઓ ઉપર સાર્વભૌમ સત્તા ધરાવે છે.

શહેનશાહને મહત્ત્વના અધિકારો છે. સામ્રાજ્યની વિદેશનીતિ એના કાબૂ નીચે છે એમ કહેવાય છે. વિગ્રહ કે સંધિ એને નામે થાય છે. સમવાયતંત્રની સંમતિ મેળવીને એના પ્રદેશમાં અને પ્રાંતની સંમતિ લઈને એના પ્રદેશમાં નવા મુલક શહેનશાહ ભેળવી શકે. ન્યાયની અદાલતો એના નામે ચાલે. ન્યાયનું મૂળ અને સૌ માનનો પાયો શહેનશાહ છે. હિંદના બધા

રાજકર્તા અને પ્રજા એની હકૂમત નીચે છે. શહેનશાહની મંજૂરી સિવાય કોઈ પરદેશનાં માનચાંદ કોઈ હિંદી ધારણ ન કરી શકે. હિંદી રાજકર્તાઓનો દરજ્જો એ નક્કી કરે. ગુનેગારને માફી આપવાનો એને અધિકાર છે અને માત્ર એને જ અધિકાર છે. નધણિયાતી મિલકતનો એ માલિક છે. બધી જ ખાણો, કાચી ધાતુઓ વગેરે ઉપર એનો અધિકાર છે. એનું દેવું સૌ દેવાં કરતાં પહેલાં વસૂલ થાય છે. પણ શહેનશાહ આ બધી સત્તા એના પ્રધાનોની સલાહને અનુસરીને જ ભોગવે છે. એનાં ફરમાનો 'ઓર્ડર્સ–ઇન–કાઉન્સીલ' કહેવાય છે.

૧૯૩૫ના શાસનધારાએ પણ બધી જ સત્તા શહેનશાહને સ્વાધીન કરી છે. એ સત્તાની એણે વહેંચણી કરી છે. પોતાના આધકારીઓ દ્વારા એ પોતાની સત્તા ભોગવે છે અને હકૂમત ચલાવે છે. નવા શાસનધારાથી શહેનશાહની સ્થિતિ પલટી નાખી છે. ગવર્નર–જનરલ, પ્રાંતિક ગવર્નર કે બીજા ગમે તેના કાબૂ નીચેની બધી જ સત્તા શહેનશાહ પોતાના હાથમાં લઈ લે અને પછી એની પુનઃવહેંચણી કરે તો જ સમવાયતંત્ર માટે ધારાશાસ્ત્રની દૃષ્ટિએ કાયદેસર ઠરે. હિંદમાં શહેનશાહની સત્તા સાર્વભૌમ છે. નવા રાજ્યતંત્રમાં બ્રિટિશ હિંદ અને રાજસ્થાનો શહેનશાહની સત્તા નીચે મુકાયાં છે. શાસનધારા અનુસાર શહેનશાહને શી શી સત્તા છે એ આપણે જોઈએ. બ્રિટિશ હિંદમાં પોતાના પ્રતિનિધિ તરીકે ગવર્નર–જનરલની અને રાજસ્થાનો માટે શાહી પ્રતિનિધ (Crown Representative)ની નિમણૂક કરે. એને યોગ્ય લાગે તો એ બંને સ્થાન માટે એક જ વ્યક્તિની નિમણૂક કરે, એને યોગ્ય લાગે તો જુદીજુદી વ્યક્તિઓની નિમણૂક કરે. આજે તો એક જ વ્યક્તિ આ બંને દરજ્જા ઉપર છે. સેનાપતિની નિમણૂક પણ શહેનશાહ કરે છે. પ્રાંતોના ગવર્નરોની નિમણૂક પણ એ જ કરે છે અને એમને સૂચનાપત્રો (Instruments of Instructions) આપે છે. આ સૂચનાપત્રોને અનુસરીને એમણે પોતાની

નીતિ નક્કી કરવાની હોય છે હિંદના હિસાબ તપાસવા માટે એક મુખ્ય તપાસનીશ (Auditor General) એ નીમે છે. ફેડરલ અદાલતના વડા ન્યાયમૂર્તિની અને વધારેમાં વધારે ૭ ન્યાયમૂર્તિઓની એ નિમણૂક કરે છે. શહેનશાહની ઇચ્છા હોય ત્યાં સુધી એ અધિકાર ઉપર રહી શકે. પ્રીવી કાઉન્સીલની જ્યુડીશ્યલ કાઉન્સીલ ફરિયાદ રજૂ કરે તો અથવા શરીર અને મનની નબળાઈને કારણે એમને એમનાં સ્થાન ઉપરથી શહેનશાહ ખસેડી શકે. એમને માટે શાસનધારામાં વયમર્યાદા મુકરર કરવામાં આવી છે. વરિષ્ટ અદાલતો (High Courts)ની સ્થાપના કરવાની સત્તા પણ શહેનશાહની જ છે. એ અદાલતોના ન્યાયમૂર્તિઓની નિમણૂક પણ શહેનશાહ કરે છે અને એમને શારીરિક કે માનસિક નબળાઈને કારણે અથવા કુવર્તનને કારણે પ્રીવી કાઉન્સીલની ફરિયાદને અનુસરીને એ જ બરતરફ કરી શકે. ધારામંડળો જે ધારા પસાર કરે એને મંજૂરી ગવર્નર કે ગવર્નર–જનરલ આપે છે, પણ એ શહેનશાહ વતી જ એવી મંજૂરી આપે છે. અને ગવર્નરે કે ગવર્નર–જનરલે જે ધારાઓને મંજૂરી આપી હોય એને નામંજૂર કરવાને પણ શહેનશાહ મુખત્યાર છે. નવો શાસનધારો શહેનશાહ અને રાજસ્થાનો વચ્ચેના સંબંધમાં પલટો નથી કરતો. રાજસ્થાનોએ આપેલાં પ્રવેશપત્રો (Instruments of accession) દ્વારા જે સંબંધ–પલટો થાય એ સિવાય બીજો જરાયે સંબંધ–પલટો નથી થતો.

પાર્લમેન્ટના બંને વિભાગો એટલે આમની અને ઉમરાવની સભાઓ જ્યારે માગણી કરે ત્યારે જો બધી શરતોનું યોગ્ય પાલન થયું હોય તો શહેનશાહ સમવાયતંત્રની સ્થાપના જાહેરનામાં દ્વારા જાહેર કરશે.

પ્રધાનોની સલાહ અનુસાર શહેનશાહ પાર્લમેન્ટ દ્વારા અથવા પાર્લમેન્ટને વચ્ચે રાખ્યા વિના વર્તન કરે છે. પાર્લમેન્ટને વચ્ચે રાખ્યા વિના એ વર્તન કરે ત્યારે 'ઓર્ડર્સ–ઇન–કાઉન્સીલ' દ્વારા એ જાહેરનામાં બહાર પાડે છે. એ સંજોગોમાં પણ, કેટલાક પ્રશ્નો અંગે તો એ ફરમાનોના ખરડા પાર્લમેન્ટ સમક્ષ સંમતિ માટે રજૂ થાય છે.

હિંદી શાસનધારાની કેટલીય કલમોનો અમલ આવાં જાહેરનામાં ઉપર નિર્ભર છે. એ જાહેરનામાંઓ બહાર પાડવાની પદ્ધતિ પણ શાસનધારાએ મુકરર કરેલી છે. શહેનશાહ હસ્તક જે સત્તા શાસનધારાએ મૂકી છે એ બધીનો અમલ આ પ્રકારનાં જાહેરનામાં દ્વારા જ થશે. ભારતમંત્રી આવાં જાહેરનામાં બહાર પાડવા શહેનશાહને 'સલાહ' આપી શકે. ભારતમંત્રી આ રીતે જે સલાહ આપવા ઇચ્છે એ જાહેરનામાની નકલ એણે પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરવી જોઈએ. પણ શહેનશાહ ભારતમંત્રીની સલાહનો તાત્કાલિક અમલ ન કરી શકે. એ એનો અમલ ત્યારે જ કરી શકે કે જ્યારે પાર્લામેન્ટની બંને સત્તાઓ એ જાહેરનામુ બહાર પાડતાં પહેલાં એમ કરવા એની પાસે વિનતિ રજૂ કરે. અને એવી વિનતિ રજૂ કર્યા પહેલાં પાર્લામેન્ટ એમાં સુધારા કરી શકે. આ જાહેરનામાં રદ પણ થઈ શકે અને એમાં સુધારા પણ થઈ શકે. શાસનધારાની કલમો દ્વારા મુકરર થયેલા પ્રશ્નો પૂરતાં જ આવાં ફરમાનો બહાર પાડી શકાય.

પાર્લામેન્ટની બેઠક ચાલતી હોય ત્યારે જ આવાં જાહેરનામાંનો અમલ થઈ શકે. પણ એવી બેઠક ચાલતી ન હોય એવા સંજોગોમાં પણ કેટલીક વાર જાહેરનામાં બહાર પાડવાની જરૂરત ઊભી થાય. એવા સંજોગોમાં તાત્કાલિક જાહેરનામાં બહાર પાડવામાં આવે. પણ એ પછી પાર્લામેન્ટની બેઠક શરૂ થાય ત્યારથી અઠ્ઠાવીસ દિવસ સુધી જ એનો અમલ ચાલુ રહે. એ સમય દરમિયાન પાર્લામેન્ટ એને સંમતિ આપી દે એ શક્ય છે.

રજાની મંજૂરી, ભથ્થાં, પગાર, મતાધિકાર, આર્થિક પ્રશ્નો અને બંધારણના કેટલાક સુધારા પરત્વે આવાં જાહેરનામાં બહાર પાડવામાં આવે.

શહેનશાહનું હિંદી શાસનમાં આ સ્થાન. પણ એમાં નામ જ શહેનશાહનું. બ્રિટનની શાસનપ્રણાલી સમજનાર સૌને શહેનશાહ એટલે શું એ સમજાઈ જશે. શહેનશાહના નામનાં ઓઠા નીચે

ભારતમંત્રીનો લોખંડી પંજો છૂપાયેલો હોય છે. હિંદના શાસન અંગે શહેનશાહ જાહેરનામાં બહાર પાડે એમાં બ્રિટિશ પાર્લામેન્ટની સંમતિ જરૂર લેવાય પણ હિંદની ધારાસભાઓને કે હિંદના લોકમતને તો એમાં ક્યાંયે સ્થાન જ ન હોય. આમ એકપક્ષી ન્યાય આપતી અદાલતમાં જે સ્થિતિ હોય એવી અન્યાયી સ્થિતિ આ છે.

શહેનશાહને નામે ભારતમંત્રીના હાથમાં આટઆટલી વિશાળ સત્તા મૂકવામાં આવી છે, અને તોયે આપણને એમ મનાવવાનો પ્રયત્ન થાય છે કે 'જવાબદાર રાજ્યતંત્ર' તરફનું આ એક પગલું છે.

# પ્રકરણ દસમું

## પાર્લામેન્ટ અને હિંદી શાસન

હિંદના રાજકારણમાં પાર્લામેન્ટ અઢારમા શતકનાં છેલ્લાં ત્રીસ વર્ષથી રસ લેતી થઈ હતી. એ સમય દરમિયાન જ ઇસ્ટ ઇન્ડિયા કંપની હિંદમાં વિશાળ સામ્રાજ્યની સ્થાપના કરી રહી હતી. ઇસ્ટ ઇંડિયા કંપનીની સત્તાનો આધાર પહેલાં તો એને આપવામાં આવતા પટ્ટાઓ ઉપર રહેલો. એ સમય સુધી પાર્લામેન્ટને સીધો હસ્તક્ષેપ કરવાની જરૂર ઊભી થાય એવી ઇંગ્લાંડની પરિસ્થિતિ થઈ ન હતી એ આપણે આગળના એક પ્રકરણમાં જોયું છે. પણ ક્રમે ક્રમે પાર્લામેન્ટે હસ્તક્ષેપ આરંભ્યો. ૧૭૭૩ નો રેગ્યુલેટીંગ ઍક્ટ એ એનો આરંભ હતો. ૧૮૫૮ના હિંદી શાસનધારાએ એ કાર્ય પૂરું કર્યું અને કંપનીનો અંત આવ્યો. એ પછી પાર્લામેન્ટે હિંદી શાસનપ્રણાલીમાં કાયદાઓ દ્વારા પ્રવેશ કર્યો છે. ૧૯૩૫નો શાસનધારો એ આ પ્રકારનો છેલ્લો મોટો ધારો છે.

બ્રિટનની પાર્લામેન્ટ બ્રિટિશ સામ્રાજયની સર્વોપરી ધારાસભા છે. હિંદ એ સામ્રાજયનો એક ભાગ છે અને તેથી એને અંગેના ધારા પણ બ્રિટનની ધારાસભા ઘડી શકે. પણ હિંદ અને સામ્રાજયના બીજા ભાગોની પરિસ્થિતિમાં તફાવત છે. કૅનેડા કે ઑસ્ટ્રેલિયાની શાસન-પ્રણાલીમાં બ્રિટનની ધારાસભા ડખલ નથી કરતી. પણ હિંદ તો બ્રિટનનું બજાર છે એટલે એના ઉપર તો પાર્લામેન્ટે મજબૂત કાબુ રાખ્યો છે.

પાર્લામેન્ટની બેઠક ખુલ્લી મૂકતી વેળા શહેનશાહ પ્રધાનમંડળની જુદા જુદા પ્રશ્નો અંગેની નીતિની જાહેરાત કરે છે. પાર્લામેન્ટનો કોઈ પણ સભ્ય હિંદી નીતિ અંગેના વિભાગ પૂરતો સુધારો રજૂ કરીને એ પ્રશ્નની ચર્ચા ઊભી કરી શકે એવો સુધારો જો પસાર થઈ જાય તો એ પ્રધાનમંડળ સામેની અવિશ્વાસની દરખાસ્ત ગણાય, અને તો પ્રધાનમંડળ રાજીનામું આપે. પણ આ પરિસ્થિતિ સામાન્યતઃ ઊભી નથી થતી. પ્રધાનમંડળની પાછળ સામાન્ય રીતે પાર્લામેન્ટની બહુમતી હોય છે જ. એ સિવાય ગમે તે સમયે પ્રધાનમંડળ સામે કે ભારતમંત્રી સામે અવિશ્વાસની દરખાસ્ત રજૂ થઈ શકે. અને એમ થાય તો પ્રધાનમંડળે રાજીનામું આપવું પડે. હિંદી પ્રશ્નની ચર્ચા ઊભી કરવાનો ત્રીજો માર્ગ છે પાર્લામેન્ટની બેઠક મુલતવી રાખવાની દરખાસ્ત રજૂ કરવાનો. એ દરખાસ્ત પસાર થાય તો પાર્લામેન્ટ મુલતવી રહે છે. એનો અર્થ એ થાય છે કે પ્રધાનમંડળની નીતિ સામે પાર્લામેન્ટની બહુમતીનો વિરોધ છે. પણ આ દરખાસ્તની બીજી કશી અસર નથી હોતી. હિંદી પ્રશ્નો વિષે પાર્લામેન્ટ ઠરાવો કરી શકે. ઇંગ્લાંડના પ્રજામતને કેળવવાના હેતુથી અને સરકારની નીતિને ખુલ્લી પાડવાના આશયથી પાર્લામેન્ટના સભ્યો સવાલ અને ઉપપ્રશ્નો પૂછી શકે છે. ૧૯૧૭માં હિંદી શાસનમાં થનારા પલટા વિષેની જે જાહેરાત થઈ હતી એ આવા એક પ્રશ્નના જવાબરૂપે જ થઈ હતી. પાર્લામેન્ટ કાયદા તો હિંદી શાસન અંગે જ કરે છે. અને છેલ્લો માર્ગ છે બ્રિટનનાં અંદાજપત્રોની ચર્ચા થાય છે ત્યારે હિંદ વિષેની ચર્ચા ઊભી કરવાનો. એ અંદાજપત્રમાં ભારતમંત્રી અને એના કાર્યાલય અંગેની રકમ હોય છે. એટલે એમાં કાપ મૂકીને ચર્ચા ઊભી કરી શકાય. પણ એ ચર્ચા જ થાય છે. એની બીજી કશી જ અસર નથી.

૧૯૩૫ના શાસનધારા દ્વારા હિંદ ઉપરની પાર્લામેન્ટની સત્તા જરાયે ઓછી નથી થતી. હિંદી જનતાના હાથમાં કોઈ પણ સંજોગોમાં

સત્તા ન જાય એની કાળજી રાખવામાં આવી જ છે. મહત્ત્વના એવા બધા જ પ્રશ્નો પાર્લામેન્ટની દેખરેખ કે કાબૂ નીચે મૂકવામાં આવ્યા છે. ધારામંડળોની રચના અને એની સત્તા, એની કાર્યપદ્ધતિ, ગવર્નર-જનરલ અને ગવર્નરની નીતિ ઘડનારાં સૂચનાપત્રો Instruments of Instructions), અર્થકારણ, કારોબારી તંત્રની ધારા-વિષયક સત્તા, બંધારણના અમલને જાહેરનામાં દ્વારા મોકૂફ કરવાની ગવર્નરોની સત્તા, હિંદી રાજસ્થાનોનો સમવાયતંત્રપ્રવેશ—આ અને આવા મહત્ત્વના સૌ પ્રશ્નો પાર્લામેન્ટના કાબૂ નીચે મુકાયા છે. હિંદમાં સાચાં પ્રજાતંત્રનો વિકાસ રૂંધાય અને હિંદીઓને સત્તાની સોંપણી ન થાય એ આશયથી જ પાર્લામેન્ટની વિશાળ સત્તાઓ યોજવામાં આવી છે. અને તેમાંયે ઇંગ્લાંડનાં પ્રત્યાઘાતી બળોને પણ હિંદી 'શાસન ઉપર અધિકાર મળે છે એ તો અસહ્ય અન્યાય છે. બ્રિટનની શાસનપ્રણાલીમાં આજે આમની સભા સર્વોપરી છે. ત્યારે હિંદી શાસન ઉપરના પાર્લામેન્ટના કાબૂમાં કેટલાયે મહત્ત્વના પ્રશ્નોમાં આમની અને ઉમરાવની સભાઓ સરખા અધિકાર ભોગવે છે.

પાર્લામેન્ટની જે વિશાળ સત્તા હિંદી તંત્ર ઉપર છે એ ભોગવે છે તો ભારતમંત્રી જ. બ્રિટનની જનતાને હિંદની પરિસ્થિતિ વિષે જ્ઞાન પણ નથી. પરિણામે એને એમાં રસ નથી. અને તેથી ભારતમંત્રી જે બ્રિટનનાં સ્થાપિત હિતોનો પ્રતિનિધિ છે—સર્વ સત્તા ભોગવે છે.

# પ્રકરણ અગિયારમું

## ભારતમંત્રી

૧૮૫૮ સુધી ભારતીય રાજ્યતંત્ર ઉપર ઇસ્ટ ઇન્ડિયા કંપનીની સત્તા હતી. એ સમયે સર્વોપરી સત્તા 'કોર્ટ ઓફ ડીરેક્ટર્સ'ની અને 'બોર્ડ ઓફ કન્ટ્રોલ'ની હતી. ૧૮૫૮માં 'હિંદના સુશાસન માટે' જે ધારો થયો એણે આ સમિતિઓનો અંત આણ્યો. ત્યારથી ભારતમંત્રીના સ્થાનનો આરંભ થયો. હિંદના વહીવટ અને આવક-ખર્ચ ઉપર દેખરેખ રાખવાનો, એના ઉપર કાબૂ ધરાવવાનો અને એનું નિયમન કરવાનો ભારતમંત્રીનો અધિકાર હતો. ભારતમંત્રીને સહાય અને સલાહ આપવા એક સમિતિ રચવામાં આવી હતી. એ સમિતિનું નામ 'ઇન્ડિયા કાઉન્સીલ' હતું. આર્થિક પ્રશ્નોમાં તો ભારતમંત્રી એ સમિતિની સત્તાને અવગણી પણ ન શકે એવો નિયમ હતો. ભારતમંત્રી તો બ્રિટનના એક રાજકીય પક્ષનો અને પ્રધાનમંડળનો સભ્ય હતો. એટલે નવી ચૂંટણી થાય અને નવો પક્ષ બહુમતી મેળવે તો ભારતમંત્રી પણ બદલાઈ જાય. પણ ઇન્ડિયા કાઉન્સીલના સભ્યો તો એના એ જ રહેતા.

ભારતમંત્રીની સત્તા કેટલી વિશાળ હોય છે એનાં દૃષ્ટાંત તવારીખમાં અનેક નોંધાયાં છે. કરારના અને પુરાવાના કાયદા ભારતમંત્રીની ઇચ્છા અનુસાર પસાર કરવાની ફરજ લોર્ડ મેયો ઉપર પડી હતી. ડીઝરાયેલી ઇગ્લાંડનો વડો પ્રધાન હતો એ સમયે હિંદના ગવર્નર-જનરલ લોર્ડ નોર્થબ્રુકને એની જોડે મતભેદ ઊભો થયેલો. ઇગ્લાંડનું પ્રધાનમંડળ

ઇગ્લાંડના કાપડ ઉપરની જકાત રદ કરવા ચાહતું હતું. લોર્ડ નોર્થબ્રુકને એમાં અન્યાય દેખાતો હતો. એ ઝઘડામાં અંતે લોર્ડ નોર્થબ્રુકને રાજીનામું આપવું પડ્યું. એવી જ રીતે ઇલ્બર્ટ બિલના પ્રશ્ન વખતે લોર્ડ રિપનને ઇગ્લાંડમાંના એના ઉપરી અધિકારીઓની નીતિનો સ્વીકાર કરવો પડ્યો હતો. લોર્ડ કર્ઝન જેવા જિદ્દી વાઇસરોયને પણ રાજીનામું આપવું પડ્યું હતું. ગવર્નર–જનરલના વ્યક્તિત્વની અસર અવશ્ય ભારતમંત્રી ઉપર પડે છે, પણ અંતિમ સત્તા તો ભારતમંત્રી જ ભોગવે છે.

૧૯૧૯ ના સુધારાથી તો ભારતમંત્રીની આર્થિક પ્રશ્નો સંબંધેની સત્તા અનેકગણી વધી ગઈ.

૧૯૩૫ના શાસનધારા અનુસાર ભારતમંત્રીનું સ્થાન શું છે એ આપણે જોઈએ.

મધ્યસ્થ તંત્રમાં શાસનપદ્ધતિ પલટે નહિ ત્યાં સુધી ભારતમંત્રીના સલાહકાર–મંડળના સભ્યોની સંખ્યા વધારેમાં વધારે બાર અને ઓછામાં ઓછી આઠની રહે. સમવાયતંત્રની સ્થાપના થાય કે તરત જ એ પોતાનું સ્થાન છોડશે. રેવન્યુ વિષે એટલે આવક–ખર્ચ વિષે–ના પ્રશ્નોમાં ભારતમંત્રીએ એમની સલાહ અનુસાર જ વર્તન કરવું જોઈએ.

ભારતમંત્રીને એની જવાબદારીઓ પૂરી પાડવા પૂરતાં નાણાં સમવાયતંત્રની અને પ્રાંતિક સરકારોએ પૂરાં પાડવાં જોઈએ. સમવાયતંત્રન હિસાબ તપાસનાર ઓડીટર–જનરલનો અને ઇગ્લાંડમાંના હિસાબ તપાસનાર ઓડીટરનો અહેવાલ ભારતમંત્રીને મળવો જોઈએ. ઓર્ડિનન્સ બહાર પાડવાની જે સત્તા ગવર્નર–જનરલને અને ગવર્નરોને છે એની ઉપર દેખરેખ રાખવાનો અધિકાર ભારતમંત્રી ધરાવે છે. એવાં જાહેરનામાંની નકલ ભારતમંત્રીને મોકલવાની રહે છે અને એ નકલ પાર્લામેન્ટની બંને સભાઓ સમક્ષ રજૂ કરે છે. ભારતમંત્રી જયાં સુધી એના અધિકાર ઉપર હોય ત્યાં સુધી એની સામે બ્રિટિશ હિંદની કોઇ

પણ અદાલતામાં—અંગત દરજ્જે—કામ ન ચાલી શકે. અને એ અધિકાર ઉપરથી ઊતરી ગયા પછી પણ શહેનશાહની મંજૂરી વિના એની સામે કામ ન ચાલી શકે. શાસનધારામાં સુધારા કરવાના હોય ત્યારે સમવાયતંત્રની અને પ્રાંતોની ધારાસભાઓના તથા લઘુમતીઓના અભિપ્રાયો એકઠા કરવાનું કામ પણ ભારતમંત્રીનું જ છે.

ભારતમંત્રીને સલાહ અને સહાય કરનારી 'ઇન્ડિયા કાઉન્સીલ' નવા શાસનધારાથી રદ થાય છે. એનું સ્થાન એક સલાહકારોની સમિતિ લેશે, એમાં ઓછામાં ઓછા ત્રણ અને વધારેમાં વધારે ૭ સભ્યો રહેશે. સંખ્યાનું નિયમન ભારતમંત્રી કરશે. એમાંના ત્રણે હિંદમાં ઓછાંમાં ઓછાં દશ વર્ષ સુધી શહેનશાહના નોકર તરીકે કામ કર્યું હોવું જોઇએ. અને સમિતિમાં એ નિમાય એ પહેલાં વધારેમાં વધારે બે વર્ષ પહેલાં એમણે એ નોકરી છોડી ન હોવી જોઈએ. સમિતિના સભ્યોની નિમણૂક પાંચ વર્ષની રહેશે. એક વખત સમિતિ ઉપર સભ્ય તરીકે રહેલો માણસ ફરીને એ દરજ્જા ઉપર નહિ આવી શકે. સમિતિના સભ્યોનો પગાર વાર્ષિક ૧૩૫૦ પાઉન્ડનો મુકરર કરવામાં આવ્યો છે. હિંદી સભ્યોને પરદેશના વસવાટને કારણે ૬૦૦ પાઉન્ડ ભથ્થા તરીકે આપવામાં આવશે.

ભારતમંત્રીએ આ સમિતિની સલાહ લેવી જ જોઈએ એવું કશુ નથી. માત્ર સનંદી નોકરીઓ અંગે અને આર્થિક પ્રશ્નો વિષે એવી સલાહ ફરજિયાત છે. પણ સમિતિની સલાહ અનુસાર વર્તન કરવા ભારતમંત્રી ઉપર ફરજ નથી. કેટલાક પ્રશ્નોમાં બહુમતીની સંમતિ આવશ્યક છે. પણ એમાં પણ હાજર—સભ્યોમાંથી અડધા સભ્યો જો સંમત હોય તો ચાલી શકે. વળી, સમિતિના સભ્યોને શારીરિક કે માનસિક નબળાઈને કારણે રૂખસદ આપવાની સત્તા પણ ભારતમંત્રીને છે. અને એ વિષયમાં એનો નિર્ણય છેવટનો ગણાશે. આવી સમિતિના સભ્ય થવા કયા સ્વમાનપ્રિય હિંદીની તૈયારી હોય.

નવા શાસનધારામાં ભારતમંત્રી રંગભૂમિનો ત્યાગ કરીને પડદા

પાછળનું સ્થાન લે છે એ આગળના એક પ્રકરણમાં સમજાવવામાં આવ્યું છે. એથી એની સત્તા કે સૂત્રસંચાલનમાં કશો જ તફાવત નથી પડતો. શહેનશાહને નામે હિંદનું શાસન ચાલવાનું એ વાત સાચી, પણ શહેનશાહ એટલે શું ? બ્રિટિશ પ્રધાનમંડળ જેમ નચાવે એમ જેને નાચવું પડે એવા એક યાંત્રિક પૂતળા જેવી એની સ્થિતિ છે. એટલે સ્વાભાવિક રીતે જ ગવર્નર-જનરલ ઉપર બ્રિટિશ પ્રધાન-મંડળનો અને પરિણામે ભારતમંત્રીનો કાબૂ રહેવાનો. વળી, હિંદનું વ્યવસ્થાતંત્ર જેના હાથમાં છે એવા સનંદી નોકરોની નિમણૂક અને એમના ઉપરનો કાબૂ તો આ 'સરમુખત્યાર'ના હાથમાં જ રહેવાનો છે. અને સનંદી નોકરો ઉપર આપણાં પ્રધાનમંડળોને કશી જ સત્તા નથી રહેવાની.

ઇંગ્લાંડમાં બીજો પણ એક હિંદી રાજતંત્ર જોડે સંકળાયેલો અધિકારી રહે છે. એ 'હાઈ કમિશ્નર' છે. હિંદી સરકાર વતી ખરીદ-વેચાણ કરવાની એની જવાબદારી છે. એ સ્થાન ઉપર સામાન્ય હિંદીની જ નિમણૂક થાય છે, આ ઉપરાંત આંતરરાષ્ટ્રીય વેપારની દૃષ્ટિએ મહત્ત્વનાં એવાં શહેરમાં હિંદના 'ટ્રેડ કમિશ્નરો' વેપારી-સંબંધો બાંધવાના આશયથી રાખવામાં આવે છે.

## પ્રકરણ બારમું

### સમવાયતંત્રનું સ્વરૂપ અને રચના

કાનૂન માત્રના આરંભમાં એનો હેતુ સામાન્ય રીતે આપવામાં આવે છે. ૧૯૩૫ના શાસનધારામાં એનો કશો જ હેતુ નથી આપવામાં આવ્યો. પણ એ કાનૂનની જે કલમ ૧૯૧૯ના શાસનધારાને રદ કરે છે એ એની હેતુ-વિષયક કલમને નથી રદ કરતી. એટલે ૧૯૧૯ના શાસનધારાની એ કલમ જ આ ધારાનો હેતુ રજૂ કરે છે એમ આપણે કહી શકીએ. હિંદીઓનો પોતાના રાષ્ટ્રના શાસનમાં વધારે ને વધારે સહકાર મેળવવો એ જરૂરી છે, એ સહકાર ક્રમે ક્રમે જ વધારી શકાય, એ ક્રમનો નિર્ણય બ્રિટનની પાર્લામેન્ટ જ કરી શકે, જેમને તક આપવામાં આવે છે એ એ તકનો યોગ્ય ઉપયોગ કરે એના ઉપર જ આવા સુધારાની શક્યતા અવલંબે છે અને આવા સુધારામાં પ્રાંતોને બને એટલી વિશાળ સત્તાઓ આપવી જોઈએ— આવાં આ હેતુનાં પાંચ અંગો છે.

આ હેતુ નવા શાસનધારા જોડે અનેક દૃષ્ટિએ સુસંગત નથી. જે શાસનધારા જોડે એ હેતુ જોડાયેલો હતો એ શાસનધારો તો બ્રિટિશ હિંદી પ્રદેશને જ અસર કરતો હતો. વળી, કાયદાની દૃષ્ટિએ 'સામ્રાજ્ય' એ શબ્દનો જે અર્થ ૧૯૧૯માં હતો એ આજે નથી રહ્યો અને તેથી 'બ્રિટિશ સામ્રાજ્યના એક અંગ તરીકે' એવા જે શબ્દો એ હેતુમાં વપરાયા છે એ આજે અર્થહીન થઈ ગયા છે.

એટલે આ હેતુ રદ કરવામાં ન આવ્યો હોય તોયે એ અસરકારક અને સાર્થ તો નથી જ રહેતો. 'જવાબદાર રાજ્યતંત્ર અને સામ્રાજ્ય' એક બીજાથી વિરોધી એવા ખ્યાલો છે. અને બ્રિટનના મૂડીદારી શાહીવાદની હકૂમત સ્વીકારવાની સાફ ના હિંદી પ્રજાએ તો સંભળાવી દીધી જ છે. 'સંસ્થાનિક સ્વરાજ્ય'નો આજે જે ખ્યાલ છે એ આપણને સંતોષી નહિ શકે.

અને હિંદની શાસનપદ્ધતિ મુકરર કરાવનાર બ્રિટિશ પાર્લામેન્ટ કોણ? આપણે આપણું રાજબંધારણ ન ઘડી શકીએ તો એને પરિણામે નીપજતી અગવડો આપણે ભોગવી લઈશું. અને આપણે સફળ રાજબંધારણ ઘડી શકીએ એમ છીએ એ વિષે પણ શંકા નથી. આપણું હિત હૈયે ધારવાનો દંભ કરનાર બ્રિટન સદાયે પોતાનું હિત જ જુવે છે. એમ તો વોરન હેસ્ટીંગ્સના અમલથી માંડીને ૧૯૩૫ના શાસનધારા સુધીમાં બનેલા સંખ્યાબંધ બનાવોની હારમાળા બતાવે છે.

૧૯૩૫ના શાસનધારામાં જેમ હેતુનો અભાવ છે તેમ જ એમાં નાગરિક સ્વાતંત્ર્યની બાંહેધરીનો અભાવ છે. નાગરિકોના હક્કો અને એમની જવાબદારીઓની સ્પષ્ટ વ્યાખ્યા બધાં જ રાજબંધારણમાં સામાન્ય રીતે હોય છે. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોનાં અને સોવિયેટ-સંઘના રાજ્યબંધારણોમાં આવી સ્પષ્ટ વ્યાખ્યા છે. સોવિયેટ-સંઘના બંધારણમાં તો નાગરિકોને કામ અને રોજીની પણ ખાતરી આપવામાં આવી છે. આ પ્રકારની નાગરિક અધિકારોની બાંહેધરી ન આપે એવું રાજ્યબંધારણ આપણને શી રીતે સંતોષે?

સવાલ એ થાય છે કે આ શાસનધારાનો મુખ્ય આશય શો હશે? એનો એક અને સ્પષ્ટ આશય છે—બ્રિટનનાં હિતોના રક્ષણનો, અને એ રક્ષણ શક્ય બને એટલા માટે ગવર્નર-જનરલને સરમુખત્યારી-સત્તા આપવાનો.

સમવાયતંત્રની રચના પણ વિચિત્ર છે. સમવાયતંત્રનાં ચાર અંગો મુકરર કરવામાં આવ્યાં છે:

૧. ગવર્નરના પ્રાંતો

૨. અકાત અને અર્ધ-અકાત વિસ્તારો

૩. ચીફ કમિશ્નરના પ્રાંતો

૪. સમવાયતંત્રમાં પ્રવેશે એ રાજસ્થાનો.

સમવાયતંત્રની રચના ઠરાવનારું પ્રકરણ શાસનધારામાં એક જ છે. એ પ્રકરણમાં માત્ર બે કલમ છે. પણ એ બે કલમની જોડ બ્રિટનની ધારાપોથીમાં ક્યાંયે જડે એમ નથી. અનેકાર્થી એવી આ કલમોનો મન ફાવે એમ અર્થ થઈ શકે. બ્રિટિશ પ્રાંતોને તો સમવાયતંત્ર-પ્રવેશ ફરજિયાત જ છે. અને હિંદનાં પડોશી રાજ્યો માટે આ સમવાયતંત્રમાં પ્રવેશ મેળવવાની કોઈ તક નથી. સમવાયતંત્રની સ્થાપના ક્યારે થશે એ પણ શાસનધારો જણાવતો નથી. એમાં મુકરર થયેલી શરતોનું પાલન થાય અને બ્રિટનની પાર્લામેન્ટની બંને સભાઓ શહેનશાહને વિનતિ કરે ત્યારે સમવાયતંત્ર સ્થાય એમ ઠરાવવામાં આવ્યું છે. પણ અમુક મુદત દરમિયાન જો સમવાયતંત્રની રચના ન થાય તો એમાં ન જોડાવાની શરત રાજસ્થાનો પોતાનાં પ્રવેશપત્રોદ્વારા કરી શકે.

આવી વિચિત્ર રીતે રચાતા આ સમવાયતંત્રની સર્વોપરી સત્તા તો હિંદ બહાર જ રાખવામાં આવશે. શાસનધારાની બીજી કલમ આ વસ્તુ તદ્દન સ્પષ્ટ કરે છે. ૧૯૩૫ના શાસનધારા પહેલાં કોઈ કાળે આવી ધૃષ્ટતા બ્રિટિશ પાર્લામેન્ટે નથી બતાવી. હિંદ ઉપરની સર્વોપરી સત્તા હિંદી પ્રજાની જ હોવી જોઈએ. આજપર્યંતનો દાવો તો એમ હતો કે હિંદી પ્રજા પોતાને પગે ચાલતાં નથી શીખી અને તેથી એ પુખ્ત ન બને ત્યાં સુધી એના વાલી તરીકે અંગ્રેજ શહેનશાહ હિંદમાં સત્તા ભોગવે છે. હવે હિંદી પ્રજા પુખ્ત વયની બની છે એ બતાવનારાં કેટલાંયે પગલાં બ્રિટિશ પાર્લામેન્ટે લીધાં છે. રાષ્ટ્રસંઘના એક સભ્ય તરીકે હિંદને દાખલ કરવામાં આવ્યું છે; 'પ્રાંતિક સ્વરાજ'નો આરંભ કરવાનો

દાવો કરવામાં આવ્યો છે; મધ્યસ્થ–તંત્રમાં પણ કહેવાતું 'જવાબદારીનું તત્ત્વ' દાખલ કરવામાં આવ્યું છે; અને રાજ્યબંધારણના ધારામાં કેટલાક સુધારા કરવાની સત્તા હિંદી ધારામંડળોને સોંપવામાં આવી છે. ત્યારે બીજી બાજુથી તો શહેનશાહની સર્વોપરી સત્તાની જાહેરાત કરવામાં આવે છે. આ મેળ વિનાની અને વિરોધથી ભરેલી હકીકત છે.

હિંદને જો પોતાના શાસનની પદ્ધતિ ઘડવાની સત્તા ન આપવામાં આવે તો એક વાત સ્પષ્ટ થઈ જાય છે કે બ્રિટનનો હિંદનાં હિતોના રક્ષક હોવાનો દાવો મિથ્યા છે; સાચી રીતે તો એ પોતાનાં હિતોનું રક્ષક જ બની જાય છે. હિંદની તવારીખ અને પરિસ્થિતિથી વાકેફ એવા સૌને એ ખ્યાલ તો છે જ કે બ્રિટન પોતાનાં જ–અને હિંદનાં નહિ–હિતો જાળવે છે. પણ શબ્દોદ્વારા આ હકીકતનો સત્તાધીશોએ કદાપિ સ્વીકાર નથી કર્યો. પણ ટીકાકારની ગમે તેટલી ટીકાઓ કરતાં પણ વધારે સચોટ રીતે બ્રિટનનાં કૃત્યો જ એની સામેનો આ આક્ષેપ પુરવાર કરશે.

# પ્રકરણ તેરમું

## રાજસ્થાનો અને સમવાયતંત્ર

રાજસ્થાનો આપમેળે સમવાયતંત્રનાં અંગો બની જતાં નથી. શાસનધારો તો એ શી રીતે સમવાયતંત્રમાં જોડાઈ શકે એ જ ઠરાવે છે. રાજકર્તાઓ પોતાની શરતોએ જ સમવાયતંત્રમાં દાખલ થશે.

રાજસ્થાનોમાં સમવાયતંત્રનું સ્થાન શું હશે એ શાસનધારા દ્વારા ચોક્કસ નથી થતું. એમનાં પ્રવેશપત્ર દ્વારા પણ એ ચોક્કસ નથી થતું. બંનેને એકઠાં કરીને એ ચોક્કસ કરવાની શક્યતા નથી. સમવાયતંત્રની સ્થાપના પછી પણ રાજસ્થાનો અને સાર્વભૌમ સત્તા વચ્ચેના જૂના કરારો અને રૂઢિઓનો અમલ તો ચાલુ જ રહેશે. અને એ પ્રશ્ન પૂરતો તો સમવાયતંત્રમાં પ્રવેશનારાં અને એનાથી અલગ રહેનારાં રાજ્યો વચ્ચે ભેદ નહિ રહે.

રાજસ્થાનો સમવાયતંત્રમાં પ્રવેશ કરશે અને પરિણામે સમવાયતંત્ર એક ફારસ જ બની જવાનું. સાર્વભૌમ સત્તાના હાથમાં હિંદી રાજકર્તાઓ રમકડાં શા છે એ હકીકત જાણનારને આ વસ્તુ સમજાવવાની નથી રહેતી. સમવાયતંત્રમાં જોડાવાની એમની નાખુશી હોય તોયે એ ના પાડવાની હિંમત ન કરી શકે. સમવાયતંત્રના નિર્ણયોમાં ખૂબ અસરકારક અવાજ આ રાજસ્થાનોના પ્રતિનિધિઓનો હશે અને એ અવાજ પ્રજાકીય આકાંક્ષાની તરફેણ ન જ કરી શકે. સમવાયતંત્રમાં જોડાઈને રાજકર્તાઓ સક્રિય રીતે બતાવી શકશે—એ બ્રિટનનું

સહાયકો છે. અને એમ બતાવીને એ પોતાની પ્રજા ઉપરના જુલમમાં બ્રિટનની સહાય મેળવી શકશે.

વળી, આવા આ સમવાયતંત્રની રચના અને જાહેરાત પણ ફરજિયાત તો નથી જ. શહેનશાહ એ જાહેરાત કરી શકે. એણે કરવી જ જોઈએ એવું તો કશું જ નથી.

રાજસ્થાનોએ પ્રવેશ કરવાનો અથવા ન કરવાનો નિર્ણય અમુક સમયમાં જ કરી લેવો એવી કશી જ સમયમર્યાદા શાસનધારામાં નથી. અને એ નિર્ણય કરે ત્યાં સુધી તો મધ્યસ્થ રાજતંત્રનું સ્વરૂપ જેમનું તેમ જ રહેવાનું. એ સમય દરમિયાન પણ ગવર્નરના પ્રાંતો, ચીફ કમિશ્નરના પ્રાંતો અને બકાત તથા અર્ધ-બકાત પ્રદેશોનું સમવાયતંત્ર રચવાની કોઈ યોજના રચવામાં નથી આવી.

બીજો પણ એક મહત્ત્વનો સવાલ ઊભો થાય છે. 'પ્રાંતિક સ્વરાજ' બધા જ પ્રાંતોમાં અથવા ઘણા પ્રાંતોમાં નિષ્ફળ જાય અને ત્યાં બંધારણનો અમલ મોકૂફ થાય તો એ કારણે રાજસ્થાનો સમવાયતંત્રમાં જોડાવાની ના પાડી શકે? શાસનધારાની કલમો વાંચતાં તો એમ લાગે છે કે એના કારણે એ ના ન પાડી શકે. રાજસ્થાનોને પ્રવેશ કરતાં એક વાત વિચારવાની રહે છે. એ છે પ્રવેશપત્ર દ્વારા પોતાનાં હિતોના રક્ષણની. પ્રાંતો વિષે એમને કશો જ વિચાર કરવાનો નથી. જેમની જોડે રાજસ્થાનો સમવાયતંત્રમાં જોડાય છે એની પરિસ્થિતિનો એ વિચાર ન કરી શકે એ કેટલું બેહૂદું છે?

આ સમવાયતંત્રની જાહેરાત શહેનશાહ આપમેળે ન કરી શકે. પાર્લામેન્ટની બંને સભાઓ એને વિનતિ કરે ત્યારે જ એ એવી જાહેરાત કરી શકે. જો બ્રિટનનાં રાજકીય બળોમાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને કારણે મોટા પલટા થઈ જાય તો પછી પાર્લામેન્ટ એવી વિનતિ ન જ કરે એમ પણ સંભવે. અને તો પછી શાસનધારાની સમવાયતંત્રવિષયક કલમો કાગળ ઉપર જ રહી જાય.

રાજસ્થાનો સમવાયતંત્રમાં પ્રવેશ્યા પછી એમાંથી મુક્ત ન થઈ શકે એવી આ સમવાયતંત્રની રચના છે, અને તેથી એ કારણે એટલા પૂરતી સત્તા રાજસ્થાનો અવશ્ય ગુમાવે. સમવાયતંત્ર–પ્રવેશની પદ્ધતિની ચર્ચામાં આ વસ્તુની જરા વિસ્તૃત ચર્ચા થશે. અહીં એટલું કહેવું જરૂરી છે કે શાસનધારાનો આશય હિંદના એક સંયુક્તતંત્રની રચનાનો તો લાગે છે.

હવે, આપણે સમવાયતંત્રમાં પ્રવેશ કરવા માટેનાં પ્રવેશપત્રોનાં સ્વરૂપ અને અર્થની સંક્ષેપ ચર્ચા કરીએ. પ્રવેશપત્રો વિષેનો મુખ્ય નિર્દેશ શાસનધારાની ૬ ઠ્ઠી કલમમાં છે. એ આખીયે કલમ ખૂબ મહત્ત્વની છે અને તેથી શબ્દશઃ અહીં ઉતારીએ છીએ :—

6.—(1) A State shall be deemed to have acceded to the Federation, if His Majesty has signified his acceptance of an instrument of accession executed by the Ruler thereof, whereby the ruler for himself, his heirs and successors—

(a) declares that he accedes to the Federation as established under this act, with the intent that his Majesty the King, the Governor-General of India, the federal legislature, the federal court and any other federal authority established for the purposes of the Federation shall, by virtue of his instrument of Accession, but subject always to the terms thereof, and for the purposes only of the Federation, exercise in relation to his state such Functions as may be vested in them by or under that Act; and

(b) assumes the obligation of ensuring that due effect is given within his state to the provisions of this Act so far as they are appliable therein by virtue of his Instrument of Accession;

Provided that an Instrument of Accession may be executed conditionally on the establishment of the Federation on or before a specified date, and in that case the state shall not be deemed to have acceded to the Federation if the Federation is not established until after that date.

(2) An Instrument of Accession shall specify the matters which the ruler accepts as matters with respect to which the Federal legislature may make laws for his state, and the limitations, if any, to which the power of the federal legislature to make laws for his state, and the exercise of the executive authority of the Federation in his state, are respectively to be subject.

(3) A Ruler may by a supplementary Instrument executed by him and accepted by His Majesty, veary the Instrument of Accession of his state by extending the functions which by virtue of that Instrument are exercisable by His Majesty or by any Federal Authority in relation to his state.

(4) Nothing in this section shall be construed as requiring His Majesty to accept an instrument

of Accession or supplementary Instrument unless he considers it proper so to do, or as empowering His Majesty to accept any such Instrument if it appears to him that the terms thereof are inconsistent with the scheme of Federation embodied in this act.

Provided that after the establishment of the Federation, If any instrument has in fact been accepted by His Majesty, the validity of that Instrument or any of its provisions shall not be called in question and the provisions of this Act shall, in relation to the state, have effect subject to the provisions of the Instrument.

(5) It shall be a term of every Instrument of Accession that the provision of this Act mentioned in the second sehedule thereto may, without affecting the accession of the state, be amended by or by authority of Parliament, but no such amendment shall unless it is accepted by the Ruler in a supplementary instrument, be construed as extending the functions which by virtue of the instrument are exercisable by His Majesty or any Federal Authority in relation to the State.

(6) An Instrument of Accession or supplementary Instrument shall not be valid unless it is executed by the Ruler himself, but, subject as aforesaid, references in this Act to the Ruler

of a state include references to any persons for the time being exercising the powers of the Ruler of the state whether by reason of the Ruler's minority or for any other reason.

(7) After the establishment of the Federation, the request of a Ruler that his state may be admitted to the Federation shall be transmitted to His Majesty through the Governor-General, and after the expiration of twenty years from the establishment of the Federation, the Governor-General shall not transmit to His Majesty any such request until there has been presented to him by each chamber of the Federal legislature, for submission to his Majesty an address praying that His Majesty may be pleased to admit the state into the Federation.

(8) In this Act a state which has acceded to the Federation is referred to as a Federated state, and the Instrument by virtue of which a state has so acceded, construed together with any supplementary Instrument executed under this section, is referred to as the Instrument of Accession of that state.

(9) As soon as may be after any Instrument of Accession or supplementary Instrument has been accepted by His Majesty under this section, copies of the Instrument and of His Majesty's acceptance thereof shall be laid before Parlia-

ment, and all courts shall take Judicial notice of every such Instrument of Accession.

૬.–(૧) રાજસ્થાન સમવાયતંત્રમાં ત્યારે પ્રવેશતું ગણાય કે જ્યારે શહેનશાહે એ રાજસ્થાનના રાજકર્તાએ પોતાના અને પોતાના વારસો વતી, રજૂ કરેલું પ્રવેશપત્ર સ્વીકાર્યું હોય. એ પ્રવેશપત્રદ્વારા એ એમ જાહેર કરે કે એ આ શાસનધારા અનુસાર સ્થાયેલા સમવાયતંત્રમાં પ્રવેશ કરે છે અને એ પ્રવેશપત્રને પરિણામે, પણ એની કલમોને અનુસરીને જ, શહેનશાહ, ગવર્નર–જનરલ, સમવાયતંત્રનું ધારામંડળ, સમવાયતંત્રની અદાલતો અને સમવાયતંત્ર માટે સ્થપાયેલી બધી જ સંસ્થાઓ એનાં રાજસ્થાનમાં શાસનધારાએ મુકરર કરેલી બધી સત્તા ભોગવશે. અને (બ) એવી ખાતરી આપે કે પ્રવેશપત્રને પરિણામે શાસનધારાની જે કલમો એનાં રાજસ્થાનને લાગુ પડે એ બધીનો જ અમલ એ કરશે.

પ્રવેશપત્રમાં એવી શરત રજૂ થઈ શકે કે અમુક તારીખે અથવા એના પહેલાં સમવાયતંત્ર સ્થાય એ શરતે જ એ એમાં જોડાવા ઇચ્છે છે; અને જો આવી શરત કરવામાં આવી હોય તો પછી એ તારીખ સુધીમાં સમવાયતંત્ર ન સ્થાયું હોય તો એ રાજસ્થાન સમવાયતંત્રમાં પ્રવેશેલું ગણાશે નહિ.

(૨) સમવાયતંત્રનું ધારામંડળ રાજસ્થાન અંગે કયા પ્રશ્નો પૂરતા કાયદા ઘડી શકે, એ સભામાં કેટલી મર્યાદાઓ રહે અને સમવાયતંત્રની કારોબારી સત્તાનો કેટલા પ્રમાણમાં રાજસ્થાનમાં અમલ થઈ શકે એ બધું પ્રવેશપત્રમાં જણાવવામાં આવે.

(૩) શહેનશાહ કે સમવાયતંત્રની કોઈ સંસ્થા રાજસ્થાનમાં જે સત્તા ભોગવે એમાં વધારો કરવા માટેનો સુધારો રાજસ્થાન વધારાના પ્રવેશપત્રદ્વારા રજૂ કરી શકે.

(૪) સમવાયતંત્રપ્રવેશ માટેના આવા પ્રવેશપત્રનો સ્વીકાર કે અસ્વીકાર શહેનશાહ કરી શકે. આ કલમનો કોઈ પણ ભાગ એમને માટે

એવો સ્વીકાર ફરજિયાત નથી બનાવતો. સમવાયતંત્રની યોજના જોડે બંધ ન બેસતી એવી શરતો પ્રવેશપત્રમાં હોય તો શહેનશાહ એનો અસ્વીકાર કરે.

પણ સમવાયતંત્રની સ્થાપના પછી, શહેનશાહે જો કોઈ પ્રવેશ-પત્રનો સ્વીકાર કરેલો હશે તો એની કલમો વિષે કોઈ પણ પ્રકારનો વાંધો સ્વીકારવામાં આવશે નહિ.

(૫) પ્રત્યેક પ્રવેશપત્રમાં એક એવી કલમ રાખવામાં આવશે કે શાસનધારાની બીજી પુરવણીમાં બતાવવામાં આવેલા બંધારણીય સુધારા પાર્લામેન્ટની મંજૂરીથી કરી શકાય. પણ એવા સુધારાની અસર રાજ-સ્થાનને કશી ન થાય, સિવાય કે વધારાનાં પ્રવેશપત્રદ્વારા એ સુધારાનો સ્વીકાર રાજસ્થાન કરે.

(૬) સમવાયતંત્રમાં જોડાવા માટેનું પ્રવેશપત્ર અથવા વધારાનું પ્રવેશપત્ર રાજકર્તા સિવાય કોઈ રજૂ ન કરી શકે. પણ એવાં પ્રવેશપત્રોમાંની શરતો રાજકર્તાના પ્રતિનિધિઓને પણ બંધનકર્તા ગણાય.

(૭) સમવાયતંત્રની સ્થાપના પછી કોઈ રાજકર્તા સમવાયતંત્રમાં જોડાવા માટેનું પ્રવેશપત્ર રજૂ કરે તો એ ગવર્નર–જનરલ મારફતે શહેનશાહને મોકલવામાં આવશે. સમવાયતંત્રની સ્થાપના પછી વીસ વર્ષ વીત્યાં બાદ જો આવું પ્રવેશપત્ર રજૂ કરવામાં આવે તો એ જ્યાં સુધી શહેનશાહ તરફ મોકલવામાં નહિ આવે ત્યાં સુધી સમવાય-તંત્રના ધારામંડળની બંને સભાઓ ગવર્નર–જનરલને એ પ્રવેશપત્ર શહેનશાહને મોકલવાની વિનતિ કરે.

(૮) સમવાયતંત્રમાં પ્રવેશ કરનાર રાજ્યને આ ધારામાં 'ફેડરેટેડ સ્ટેઇટ' કહેવામાં આવે છે, અને જે પ્રવેશપત્રદ્વારા એ રાજ્ય સમવાયતંત્રમાં પ્રવેશ કરે છે એ પ્રવેશપત્ર ને (વધારાનાં પ્રવેશપત્રો સાથે) એ રાજસ્થાનનું પ્રવેશપત્ર કહેવામાં આવે છે.

આ કલમ અનુસાર શહેનશાહ પ્રવેશપત્રોનો સ્વીકાર કરે અથવા

વધારાનાં પ્રવેશપત્રોનો સ્વીકાર કરે, પછી જેમ બને તેમ જલદી એ પ્રવેશપત્રોની અને એના સ્વીકારની નકલો પાર્લમેન્ટ સમક્ષ રજૂ કરવામાં આવે અને બધી જ અદાલતો એવાં પ્રવેશપત્રોનાં અસ્તિત્વનો કાયદેસર સ્વીકાર કરે.

આવી ગૂંચવણો ભરેલી સમવાયતંત્રની રચના છે. પ્રવેશપત્રની રજૂઆત શી રીતે થશે એ જ આ કલમ દ્વારા તો બતાવવામાં આવ્યું છે. પણ એ કલમમાં કે શાસનધારાના બીજા કોઈ સ્થળે એના સ્વીકારની વિધિ નથી બતાવવામાં આવી. શહેનશાહે કેટલી મુદતમાં આ પ્રવેશપત્રોનો સ્વીકાર કરવો જોઈએ એનો કશો જ નિયમ નથી.

સ્વીકાર કે અસ્વીકાર શહેનશાહની ઇચ્છા ઉપર—એટલે આખરે બ્રિટનના પ્રધાનમંડળની ઇચ્છા ઉપર–નિર્ભર છે. અસ્વીકાર કરવામાં આવે તો એનાં કશાં જ કારણો જણાવવાની આવશ્યકતાનો સ્વીકાર નથી કરવામાં આવ્યો. હા, રાજકર્તાઓને એક તક આપવામાં આવી છે. એ કહી શકે કે અમુક સમયમર્યાદા દરમિયાન જો સમવાયતંત્રની રચના ન થઈ જાય તો એ પ્રવેશપત્રદ્વારા જોડાવાને બંધાતા નથી. પણ એટલેથી જ પરિસ્થિતિ સ્પષ્ટ નથી થતી. વળી, આ બધી ક્રિયાઓ થઈ જાય, પ્રવેશપત્ર રજૂ થઈ જાય અને શહેનશાહ એનો સ્વીકાર કરી લે તોયે પાર્લમેન્ટની બંને સભાઓ જ્યાં સુધી શહેનશાહને વિનતિ ન કરે ત્યાં સુધી તો સમવાયતંત્રની રચના ન જ થઈ શકે.

સમવાયતંત્રમાં પ્રવેશ કરવા માટેનું પ્રવેશપત્ર કોણ રજૂ કરી શકે? શાસનધારો તો સ્પષ્ટ જણાવે છે કે રાજકર્તા પોતાના વતી અને પોતાના વંશવારસો વતી આ પ્રવેશપત્ર રજૂ કરે છે. રાજસ્થાની પ્રજાનું તો એમાં નામ-નિશાન પણ નથી. જાણે હિંદના ૪૦ ટકા જેટલા આ વિસ્તારમાં ૭૦૦ માનવી જ વસતા હોય એવી માન્યતા આ ધારાના ઘડવૈયા ધરાવતા લાગે છે!

પ્રવેશપત્રની રજૂઆત રાજકર્તાથી જ થઈ શકે. એના વાલીથી કે બીજા કોઈથી એ ન થઈ શકે. રાજસ્થાન એ રાજકર્તાની

અંગત મિલકત હોય એમ એ એને વિષે ગમે તેવા કરારો કરવાને મુખત્યાર ગણવામાં આવ્યો છે. આમ કરવામાં બ્રિટનની પાર્લામેન્ટનો આશય ખુલ્લો જ છે. કદાચને ભવિષ્યમાં કોઈ રાજસ્થાનમાં પ્રજાકીય તંત્રનો વિકાસ થાય અને એ સમવાયતંત્ર જોડેના સંબંધમાં પલટો કરવા ચાહે તો ન કરી શકે. એટલા માટે આ કલમદ્વારા ગોઠવણ કરવામાં આવી છે.

સમવાયતંત્રમાં જોડાવા માટે જ્યારે કોઈ રાજકર્તા પ્રવેશપત્ર રજૂ કરે ત્યારે એ જાહેર કરે છે કે આ શાસનધારા અનુસાર રચવામાં આવેલા સમવાયતંત્રમાં એ પ્રવેશ કરે છે. પ્રશ્ન એ થાય છે કે સમવાયતંત્રનું સ્વરૂપ ફરે તો ? એ સંજોગોમાં રાજસ્થાનો આપમેળે સમવાયતંત્રમાંથી વિખૂટાં પડી જાય ? નવી યોજના અનુસાર નવા પ્રવેશપત્રની આવશ્યકતા ઊભી થાય ? આ સવાલોનો જવાબ આપવા માટે શાસનધારાની બીજી મહત્ત્વની કલમોનો વિચાર કરવો પડે. અને એ કરીએ તોયે સંતોષકારક ઉત્તર તો ન જ મળે.

શાસનધારામાં સુધારા થાય તેથી રાજસ્થાનોના સમવાયતંત્ર-પ્રવેશને કશી જ અસર ન થાય એવી એક શરત પ્રવેશપત્રમાં રહેવાની છે. એ વાત સાચી છે કે આ સુધારા અમુક મુકરર પ્રકારના જ હોઈ શકે અને એ સુધારા રાજસ્થાનોને બંધનકર્તા ન થાય.

શાસનધારાની એક કલમ (કલમ ૪૫) બંધારણના અમલની મોકૂફી અંગેની છે. ગવર્નર-જનરલને એમ લાગે કે શાસનધારા અનુસાર શાસન ચલાવવાનું શક્ય અને એવા સંજોગો નથી તો એ એક જાહેરનામા દ્વારા એમ જાહેર કરી શકે કે શાસનધારાનો અમલ મુકરર સમય માટે મોકૂફ રહેશે. આવી જાહેરાત દ્વારા એ સરમુખત્યારી શાસન ચલાવી શકે અને ત્રણ વર્ષ સુધી જો આ રીતનું શાસન ચાલે તો જ શાસનધારો રદ થયો ગણાય અને સમવાયતંત્ર વિખેરાઈ જાય. પણ ગવર્નર-જનરલ ત્રણ વર્ષ પૂરાં થવા જ શા માટે દે ? એ તો થોડો સમય બાકી રહે ત્યાં જ શાસનધારાનો અમલ જાહેર કરે

અને વળી એક બે મહિના જવા દઈને સરમુખત્યારી શાસન શરૂ કરે. ગવર્નર–જનરલ જો આમ કરે તો રાજસ્થાનોએ જે વિષયો સમવાયતંત્રને સુપ્રત કર્યા હોય એને અંગેની સંપૂર્ણ સત્તા એ ભોગવતો થઈ જાય.

સમવાયતંત્રમાં પ્રવેશ કરવાને કારણે રાજસ્થાનો પોતાની કારોબારી સત્તા પણ ખૂબ મોટા પ્રમાણમાં ગુમાવશે. અને ધારાવિષયક સત્તા વિષે પણ આવું જ કહી શકાય.

સડેલા મૂળવાળી, ખખડેલા ચણતરવાળી એવી જે સમવાયતંત્રની રચના હોય એમાં કંઈ જ લાભદાયી તત્ત્વની આશા રાખવી નિરર્થક છે. બ્રિટિશ હિંદી પ્રજા અને રાજસ્થાની પ્રજા બંનેને આ શાસન–ધારાના ઘડતરમાં અવગણવામાં આવી છે. પણ રાજસ્થાની પ્રજાની અવગણના તો સંપૂર્ણ છે. એ પ્રજાના નામના પ્રતિનિધિઓને પણ ગોળમેજી પરિષદમાં સ્થાન આપવામાં આવ્યું ન હતું.

પણ આ પ્રકારના સમવાયતંત્રની રચનામાં બ્રિટનના શાહીવાદીનું તો દેખીતું હિત છે. રાજસ્થાનોને સમવાયતંત્રમાં જોડીને તો એ પોતાનું સ્થાન વધારે સુરક્ષિત કરે છે. રાજકર્તાઓ સારી રીતે સમજે છે કે એમનું અસ્તિત્વ શાહીવાદના અસ્તિત્વ ઉપર જ નિર્ભર છે. એટલે એ શાહીવાદી હિત વિરૂદ્ધ જવાની હિંમત ન કરે. અને આજે તો મહત્ત્વનાં કેટલાંયે રાજસ્થાનોની રાજસત્તા યુરોપીય પ્રધાનોને હાથ સોંપાયેલી છે. અલવર, ભરતપુર અને કાશ્મિરમાં મહારાજાની બધી સત્તા બ્રિટિશ હકૂમતના પ્રતિનિધિઓના હાથમાં છે. માની લઈએ કે એ રાજસ્થાનોના પ્રશ્ન વિશિષ્ટ છે. પણ ઉદયપુર, હૈદ્રાબાદ, નભા, ભાવલપુર કે ખૈરપુરનું શું ? અને આપણા પ્રાંતમાં પણ જૂનાગઢનું દૃષ્ટાંત કયાં નથી ? આ ઉદાહરણો તો જ્યાં પ્રત્યક્ષ બ્રિટિશ પ્રતિનિધિ છે એવાં રાજસ્થાનોમાં છે. પણ પરોક્ષ દોરીસંચાર થતો ન હોય એવું તો અપવાદરૂપી રાજસ્થાન કોઈક જ હશે.

સમવાયતંત્રની રચનાદ્વારા હિંદી સરકારના રાજકીય ખાતાની નાગચૂડની પકડ જરા ઢીલી પડશે એવી આશા રાખીને રાજકર્તાઓએ સમવાયતંત્રનો સ્વીકાર કરવાનો નિર્ણય કર્યો. પણ ઉતાવળમાં એમણે કરેલો આ નિર્ણય સુધારવાનો એ હવે નવરાશની વેળાએ પ્રયત્ન કરે છે. રાજસ્થાની પ્રદેશની પ્રજાનો તો આમાં ક્યાંયે હિસાબ નથી. એ જ પ્રજાને સમવાયતંત્રની રચનાનાં સૌથી વધારે કડવાં ફળ ભોગવવાં પડે એવી સ્થિતિ છે. સમવાયતંત્રની રચનાને પરિણામે જે નવી જવાબદારીઓ રાજસ્થાનો ઉપર આવશે એ પૂરી કરવા અનેક નવા કરવેરા નખાશે. આજે જે અન્યાયી કરવેરાનું અને ઉઘરાણાં કે લાગાઓનું અસ્તિત્વ રાજસ્થાની પ્રદેશમાં છે એ તો એમ ને એમ જ રહી જશે. અને નવા વધારાના કર આવશે. એ રાજસ્થાની પ્રજાને તો પ્રાથમિક એવા નાગરિક અધિકારીનો અંશ પણ નથી. એવાં રાજસ્થાનો છે જ્યાં રાજ્યનાં મુદ્રણાલય સિવાય મુદ્રણાલયની સ્થાપના કરવાનો પણ અધિકાર નથી. કચ્છ એ એવું એક રાજસ્થાન છે. રાજસ્થાની પ્રશ્ન તરફ મહાસભાનું લક્ષ કેટલાક સમયથી દોરાયું છે પણ હજીયે રાજસ્થાની સંગ્રામ એ મહાસભાનો જ સંગ્રામ છે એવો સ્વીકાર નથી થયો. અને એ સ્વીકાર ન થાય ત્યાં સુધી તો રાજસ્થાની પ્રજાનો અસંતોષ રહેવાનો જ.

## પ્રકરણ ચૌદમું

### ગવર્નર–જનરલ

શાસનધારાની ત્રીજી કલમ ગવર્નર–જનરલની નિમણૂકનો પ્રબંધ કરે છે. શહેનશાહ શાહી ફરમાન (Royal warrant) દ્વારા ગવર્નર–જનરલમાં સત્તાનું આરોપણ કરે છે. શાસનધારા અનુસારની બધી જ સત્તાઓ અને શહેનશાહની પોતાની જે સત્તાઓ શહેનશાહ એને આપવા ચાહે એ બધી એને મળે છે. આવી જ રીતે શહેનશાહ તાજના પ્રતિનિધિની નિમણૂક કરે છે. તાજનો પ્રતિનિધિ શહેનશાહના રાજસ્થાનો જોડેના સંબંધ અંગે કામ કરે છે. આ બંને સ્થાન ઉપર એક જ અધિકારીની નિમણૂક થઈ શકે.

ગવર્નર–જનરલના ઓદ્દાના અને એની સત્તાના વિષય વિષે વિસ્તૃત વિગતમાં ઊતરવાની અહીં જરૂર નથી. આપણે આગળ બંધારણીય તવારીખમાં એનું સંક્ષેપ નિરૂપણ તો કર્યું જ છે.

૧૯૩૫ના શાસનધારા દ્વારા ગવર્નર–જનરલ અને વાઈસરોયનાં ઓદ્દાઓને સ્પષ્ટ રીતે જુદા પાડવામાં આવ્યા છે. પણ હજીયે એ બંને ઓદ્દા ઉપર એક જ અધિકારીની નિમણૂક કરવાનો શહેનશાહને અધિકાર છે. સમવાયતંત્રની રચના પછી આ રીતના બેવડા અધિકાર-ની આવશ્યકતા વધારે સ્પષ્ટ બને છે. રાજસ્થાનો સમવાયતંત્રમાં જોડાય એ પછી પણ એમના પરત્વેના સાર્વભૌમ સત્તાના અધિકાર તો અખંડિત જ રહેવાના. અને તેથી જ કાનૂનમાં આ અધિકાર–ભેદ સ્પષ્ટ કરવાની આવશ્યકતા રહે છે.

આ બંને ઓદ્ધાનાં અધિકાર અને કાર્ય એક બીજા જોડે એટલો નિકટનો સંબંધ ધરાવે છે કે એ સ્થાનો ઉપર જુદા જુદા અધિકારીની નિમણૂક કરવાનું યોગ્ય અને શક્ય નથી. સમવાયતંત્રની સ્થાપનાને પરિણામે એ બે સ્થાનો વચ્ચેનો ભેદ જરા વધારે સ્પષ્ટ બનશે એ નિઃશંક છે. પણ સમવાયતંત્રની સ્થાપના થાય તો એના પછી પણ એ બંને ઓદ્ધાની ફરજો વચ્ચે નિકટનો સંબંધ તો રહેવાનો જ.

શાસનધારામાં એ બે ઓદ્ધા 'જુદા પાડવામાં આવ્યા છે. પણ વેતન વગેરે તો ગવર્નર-જનરલના ઓદ્ધા માટે જ મુકરર કરવામાં આવ્યું છે. એટલે જ્યારે પણ આ બે અધિકાર ઉપર જુદી જુદી વ્યક્તિઓ નિમવાની જરૂર ઊભી થશે ત્યારે 'તાજનાં પ્રતિનિધિ'નાં વેતન વગેરે માટે કાનૂની પ્રબંધ કરવાની આવશ્યકતા ઊભી થવાની.

આજે ગવર્નર–જનરલ બ્રિટિશ વડા પ્રધાનની સલાહને અનુસરીને નીમવામાં આવે છે. સમવાયતંત્રની રચના પછી પણ એ નિયમ જ ચાલ્યા કરશે એમ માની શકાય. સંસ્થાનિક સ્વરાજ ભોગવતાં ઑસ્ટ્રેલિયા કે કેનેડા જેવાં રાષ્ટ્રોમાં જુદી જ પ્રથા છે. ત્યાં તો સંસ્થાનિક વડા પ્રધાનની સલાહને અનુસરીને આવી નિમણૂક અને બરતરફી થાય છે. પણ હિંદ ક્યાં સંસ્થાનિક દરજ્જે પહોંચ્યું છે ? એટલે હિંદને આ પ્રથા અસર નથી કરતી અને સમવાયતંત્રની સ્થાપના પછી પણ એ અસર નહિ કરે.

ગવર્નર–જનરલની પસંદગી માટે કશા જ ખાસ નિયમો નથી. વડો પ્રધાન સામાન્ય રીતે પોતાના પક્ષને અનુકૂળ એવા માણસને એ સ્થાન આપે છે. એમ દાવો કરવામાં આવે છે કે હિંદી સવાલને બ્રિટનના રાજકીય પક્ષોના રાજકારણ જોડે સંબંધ નથી. પણ એ દાવો પોકળ છે એમ આ હકીકત પુરવાર કરે છે. આજપર્યંત આ સ્થાન ઉપર જે વ્યક્તિઓ આવી છે એ વિધવિધ પ્રકારની છે. સંસ્થાનિક સ્વરાજ્ય ભોગવતા દેશોમાં આવાં જ સ્થાન ઉપર રહેલા માણસો આવ્યા છે;

બ્રિટિશ રાજકારણમાં મહત્ત્વનું સ્થાન ધરાવતા માણસો આવ્યા છે; અને બ્રિટનમાં રહે તો પ્રધાનમંડળની અગવડ ઊભી થાય એમ લાગતું હોય એવા માણસો પણ આવ્યા છે. પણ આ પ્રકારના માણસો આવાં મહત્ત્વનાં સ્થાન માટે લાયક છે એમ સ્વીકારી શકાય નહિ. અને આ નિમણૂકમાં હિંદી પરિસ્થિતિની માહિતીની જરૂર સ્વીકારવામાં નથી આવી. એથી ઊલટી રીતે એવી માહિતી તો એ સ્થાન માટેની નાલાયકાત ગણાય છે. ભારતમંત્રીનું સ્થાન જેણે ભોગવ્યું હોય એવા કોઈ રાજપુરુષને આ સ્થાન ઉપર આજપર્યંત નથી મૂકવામાં આવ્યો.

એક વાત સાચી છે કે આવા મહત્ત્વના સ્થાન ઉપર આવનાર રાજપુરુષ પૂર્વગ્રહ વિના આવે એ જરૂરી છે. એટલે જેને હિંદી તંત્ર જોડે સીધો સંબંધ ન હોય એવો જ માણસ આ સ્થાન માટે યોગ્ય ગણાય. પણ હિંદી પ્રશ્નનો જરા સરખો પણ ખ્યાલ ન હોય એવા રાજપુરુષને આ સ્થાન ઉપર મૂકવાની પ્રથા તો યોગ્ય નથી જ. સમવાયતંત્રના પ્રધાનો હસ્તક જ્યાં સુધી ગવર્નર-જનરલની નિમણૂક અંગે સલાહ આપવાનો અધિકાર ન આવે ત્યાં સુધી આ સ્થાન ઉપર યોગ્ય સત્તાધીશની નિમણૂક નહિ થાય. આજે તો આ સ્થાન ઉપર બ્રિટનના ઉમરાવ-વર્ગમાંથી જ કોઈની નિમણૂક કરવાની પ્રથા છે. ગવર્નર-જનરલની લાયકાત જોવામાં એનો સામાજિક દરજ્જો એ જ સૌથી મહત્ત્વની વસ્તુ લેખાય છે. હિંદી રાજકર્તાઓ જોડે સમાનતાનો દાવો રજૂ કરી શકે એવો સામાજિક દરજ્જો ધરાવનાર માણસ જ આ સ્થાન માટે યોગ્ય લેખાય. આવા વર્ગના માનવીઓનું માનસ સામાન્યતઃ પ્રત્યાઘાતી હોય છે. એમાં કોઈક જ અપવાદ નીકળે. આપણી રાષ્ટ્રીય જાગૃતિના એ સામાન્ય રીતે વિરોધી હોય. ભલે એ ઉમરાવ કુટુંબના હોય, ભલે એમનો સામાજિક દરજ્જો ઊંચો હોય પણ એમાંથી ઘણાખરાની બુદ્ધિ-પ્રતિભા તો તદ્દન સામાન્ય જ હોય છે. બ્રિટનની શાહી સરકારના વાજિંત્ર સિવાય એ કશું જ નથી રહેતા.

ગવર્નર-જનરલના વ્યક્તિત્વની પણ હિંદનાં સુખદુઃખ ઉપર ઊંડી

અસર હોય છે જ. સંપૂર્ણ સ્વાધીનતાની પ્રાપ્તિ ભારતવર્ષને ન થાય ત્યાં સુધી ગવર્નર–જનરલના વ્યક્તિત્વની ઊંડી અસર અવશ્ય રહેવાની. ૧૯૩૫ના શાસનધારા અનુસારના સમવાયતંત્રમાં પણ ગવર્નર–જનરલ અતિ વિસ્તૃત સત્તા ધરાવે છે. એટલે જ હિંદીઓ માગે છે કે આવાં જવાબદાર સ્થાન ઉપર હિંદી પ્રધાનોની સલાહ અનુસાર નિમણૂક થાય અને એ નિમણૂક હિંદી નાગરિકોમાંથી થાય એ જરૂરનું છે.

સંસ્થાનિક સ્વરાજ ભોગવતા પ્રદેશોમાં તો ગવર્નર–જનરલ શહેનશાહના પ્રતિનિધિ તરીકે સેનાધિપતિનો દરજ્જો પણ ધરાવે છે. પણ હિંદમાં ગવર્નર–જનરલ સર્વોચ્ચ કારોબારી અધિકારી છે, એ રક્ષણના ખાતાનો મુખી છે તોયે શાસનધારા દ્વારા જ જૂના સેનાપતિની નિમણૂકની વ્યવસ્થા કરવામાં આવી છે. શાસનધારાની ચોથી કલમ એ પ્રકારની વ્યવસ્થા કરે છે. તાજના પ્રતિનિધિ અને ગવર્નર–જનરલના ઓદ્ધાનું જોડાણ જેમ એક વ્યક્તિમાં થઈ શકે એમ સેનાધિપતિ અને ગવર્નર–જનરલનું ન થઈ શકે.

આ પ્રકરણને અંતે, આપણે ગવર્નર–જનરલનો ઓદ્ધો કેટલો ખર્ચાળ છે એ જોઈએ. ૧૯૩૭–૩૮ના અંદાજપત્રમાં ગવર્નર–જનરલ અને એના ઓદ્ધા અંગે ૧૫,૫૪,૦૦૦ રૂપિયાનો વાર્ષિક ખર્ચ બતાવવામાં આવ્યો હતો. એની વિગતો નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| પગાર | | ૨,૫૦,૮૦૦ રૂપિયા |
| વાહન | | ૪૩,૦૦૦ ,, |
| ભથ્થું | | ૪૦,૦૦૦ ,, |
| બીજો કેટલોક ખર્ચ | | ૧,૪૪,૩૦૦ ,, |
| ખાનગી મંત્રી અને તેનું ખાતું | | ૨,૬૩,૮૦૦ ,, |
| લશ્કરી મંત્રી | ,, | ૩,૨૨,૪૦૦ ,, |
| પ્રવાસખર્ચ | | ૪,૭૦,૭૦૦ ,, |
| | કુલ | ૧૫,૫૪,૦૦૦ |

અને આ વિશાળ ખર્ચમાં કેટલાંક ખર્ચ તો ગણવામાં નથી જ આવતાં. એનો આંકડો ૧,૮૪,૬૦૦નો થાય છે. વાઈસરોયના રહેઠાણ વગેરેને અંગે જે વિશાળ ખર્ચ થાય છે એનો પણ આમાં સમાવેશ નથી થતો. ગવર્નર-જનરલની નિમણૂક થાય એ સમયે એને ૫૦૦૦ પાઉન્ડ તો પૂર્વતૈયારી માટે મળે છે. આ બધાંની ગણત્રી કરીએ તો કુલ ખર્ચ ૧૭,૬૨,૦૦૦ રૂપિયાથી પણ વધારે થઈ જાય. બ્રિટિશ સામ્રાજ્યમાં, ફ્રાન્સ કે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં-ક્યાંયે મુખ્ય કારોબારી અધિકારીને કારણે આટલો મોટો ખર્ચ નિભાવવામાં નથી આવતો. અને એમાં આપણા રાષ્ટ્રની કંગાલિયતનો ખ્યાલ ઉમેરીએ તો આ રીતના ખર્ચમાં જે ભયંકર અન્યાય છે એ સાફ દેખાય. કોઈ પણ દલીલ આ પદ્ધતિની સાથકતા પુરવાર ન કરી શકે.

## પ્રકરણ પંદરમું

### સમવાયતંત્રનો કારોબાર

સમવાયતંત્રની કારોબારી વ્યવસ્થાનાં ત્રણ અંગ છે:

(૧) ગવર્નર-જનરલ

(૨) સમવાયતંત્રનું પ્રધાનમંડળ

અને (૩) કારોબારી સનંદી નોકરો.

આ ત્રણમાંથી છેલ્લાનું સ્થાન ચોક્કસ નથી. શાસનધારાએ એમના ઉપર કશી જ જવાબદારી નથી મૂકી. સમવાયતંત્રની સરકારની નીતિના ઘડતરમાં એમનો અવાજ નથી.

રાષ્ટ્રની કારોબારી સત્તા એટલે એ રાષ્ટ્રની લશ્કરી તેમ જ દિવાની સત્તા. શાસનધારાએ હિંદના રક્ષણનું ખાતું ગવર્નર-જનરલના હસ્તક મૂક્યું છે. પણ હિંદી તંત્રનો લશ્કરી વિભાગ એના સંપૂર્ણ અધિકારમાં રહેશે એવી સ્પષ્ટતા શાસનધારામાં નથી. અર્થકારણનો પ્રશ્ન જુદા પ્રકારનો છે. શાસનધારા દ્વારા સમવાયતંત્રનાં ધારામંડળો એ ક્ષેત્રમાં કંઈક અધિકાર ધરાવે છે, પણ એ અધિકાર સાચો નથી—દેખાવનો જ છે. ગવર્નર-જનરલની ખાસ જવાબદારીઓમાં આ પ્રશ્ન મહત્ત્વને સ્થાને છે. એ પ્રશ્ન અંગે ગવર્નર-જનરલને સલાહ આપનાર એક નિષ્ણાત સલાહકાર મળશે. એની સાચી સત્તા ભારતમંત્રી હસ્તક હશે. રિઝર્વ બૅન્ક અંગેની અટપટી યોજનાઓ

પણ સમવાયતંત્રની સરકારના અર્થકારણ પરત્વેના અધિકારોને મર્યાદિત બનાવવા દે છે.

સમવાયતંત્રના કારોબારની ચર્ચા આ દૃષ્ટિએ નીચેના વિભાગોમાં વહેંચાઈ જાય છે:

(૧) ગવર્નર-જનરલ

(૨) પ્રધાનમંડળ

(૩) સમવાયતંત્રની સનંદી નોકરીઓ

(૪) સમવાયતંત્રનું અર્થકારણ

(૫) સમવાયતંત્રનું રક્ષણ

(૧) ગવર્નર-જનરલની સત્તા અને એના કાર્યપ્રદેશની વ્યાખ્યા શાસનધારાની ૭ મી કલમ દ્વારા થાય છે. શાસનધારા અનુસાર શહેનશાહની બધી કારોબારી સત્તાનું આરોપણ ગવર્નર-જનરલમાં થાય છે. પણ સમવાયતંત્રનું ધારામંડળ એવી સત્તા બીજા અધિકારીઓને સોંપી શકે અને કોઈ અદાલત, ન્યાયમૂર્તિ કે અધિકારીની સત્તા ગવર્નર-જનરલને સોંપી શકે.

ગવર્નર-જનરલ ત્રણ પ્રકારની સત્તા ધરાવે છે. શાસનધારા દ્વારા એને મળતી સત્તા, શહેનશાહની જે ખાસ સત્તાઓ એને સોંપવામાં આવે તે અને 'તાજના પ્રતિનિધિ' તરીકેની સત્તા.

સમવાયતંત્રની કારોબારી સત્તાની વ્યાખ્યા શાસનધારાની આઠમી કલમમાં છે. સમવાયતંત્રના ધારામંડળને જે વિષયો પરત્વે કાનૂન ઘડવાની સત્તા હોય એ વિષયો પૂરતી કારોબારી સત્તા સમવાયતંત્ર ધરાવે છે. બ્રિટિશ હિંદમાં શહેનશાહ વતી લશ્કર ઊભું કરવાની સત્તા પણ સમવાયતંત્રની સરકારને છે, અને સરહદ ઉપરની ટોળીઓના પ્રદેશોમાં એમની જોડે થયેલા કરારો અનુસારની સત્તા પણ એને છે. પણ પ્રાંતિક પ્રશ્નો પરત્વે સમવાયતંત્રને કારોબારી સત્તા નથી. સમવાયતંત્રમાં પ્રવેશેલાં રાજસ્થાનો પરત્વેની એની સત્તા પણ મર્યાદિત છે.

પ્રવેશપત્ર અનુસાર જે સત્તા સમવાયતંત્રને સોંપવામાં આવી હોય તે, એમાં જે મર્યાદાઓ મૂકવામાં આવી હોય એ ધ્યાનમાં રાખીને, સમવાયતંત્રની સરકાર ભોગવી શકે. લશ્કર અંગેની સત્તાઓમાં પણ કેટલીક મર્યાદાઓ શાસનધારાએ મુકરર કરેલી છે. સમવાયતંત્રમાં પ્રવેશેલા રાજ્યમાં એ રાજ્યના રાજકર્તાની કારોબારી સત્તા તો ચાલવાની જ. માત્ર જ્યાં એમ સ્પષ્ટ કરવામાં આવ્યું હોય કે અમુક પ્રશ્ન પરત્વે રાજ્યકર્તાની સત્તા દૂર કરીને સમવાયતંત્રની જ સત્તા સ્થાપવામાં આવી છે ત્યાં જ રાજકર્તાની કારોબારી સત્તા નથી રહેતી.

ગવર્નર–જનરલના કાર્યપ્રદેશનું અને એની સત્તાઓનું પૃથક્કરણ કરીએ તો એના પાંચ સ્પષ્ટ ભાગ પડે છે.

૧. જે ખાતાંઓ પ્રજાકીય પ્રધાનોને હસ્તક સોંપવામાં નથી આવ્યાં એને અંગેની સત્તા.

૨. પોતાની મુનસફી અનુસાર (In his discretion) વર્તન કરવાની જે વિષયો પરત્વે એની સત્તા છે એ સત્તા.

૩. પોતાના વ્યક્તિગત અભિપ્રાય અનુસાર (In his Individual Judgement) વર્તન કરવાની સત્તા.

૪. પ્રધાનમંડળની સલાહ અનુસાર વર્તવાની સત્તા.

અને ૫. કાનૂનવિષયક, પ્રાંતો ઉપરની દેખરેખ અને સમવાયતંત્રમાં પ્રવેશેલાં અને નહિ પ્રવેશેલાં રાજ્યો અંગેની અસામાન્ય સત્તા.

રાજસ્થાનો સાથેના સાર્વભૌમ સત્તા દરજ્જેના સંબંધ અંગેના જે અધિકારો 'તાજના પ્રતિનિધિ'ને છે એનો અને શહેનશાહે ખાસ આપેલા અધિકારોનો તો આમાં સમાવેશ પણ નથી થતો.

શાસનધારાની અગિયારમી કલમ અનુસાર ચાર એવાં ખાતાં મુકરર કરવામાં આવ્યાં છે કે જેમાં પ્રધાનમંડળની કે ધારામંડળની કશી જ સત્તા નથી. એ ખાતાંઓનો સરમુખત્યાર ગવર્નર–જનરલ છે.

રક્ષણ અંગેનું એટલે લશ્કર અંગેનું ખાતું, ધાર્મિક પ્રશ્નો, બ્રિટિશ સામ્રાજ્યમાંનાં સંસ્થાનોને બાદ કરતાં બીજા પરદેશી સંબંધો અને બાકાત પ્રદેશો–આટલાં ખાતાં તો આવાં જ છે.

સમવાયતંત્રનાં પ્રધાનમંડળ હસ્તક પરદેશો જોડેના સંબંધો અંગેનું ખાતું ન સોંપવા પાછળનો હેતુ સ્પષ્ટ છે. એમ કરીને પ્રજાકીય પ્રધાનોની રાષ્ટ્રીય પુનર્ઘટના કરવાની અને રાષ્ટ્રીય પ્રગતિ સાધવાની શક્તિના મૂળમાં જ ઘા કરવામાં આવ્યો છે. બ્રિટિશ શાહીવાદ જ્યાં દોરે ત્યાં હિંદ જાય એ પરિસ્થિતિ ટકાવી રાખવાનો હેતુ આ યોજના પુરવાર કરે છે. હિંદની પરદેશનીતિ અને એ નીતિના પાયા જેવો રાષ્ટ્રીય રક્ષણનો પ્રશ્ન પ્રધાનમંડળની હકૂમતમાં નથી; એ તો શાહી-વાદના પ્રતિનિધિ ગવર્નર–જનરલ હસ્તક જ છે. પરદેશનીતિ અને આર્થિક આબાદી એક બીજાં જોડે નિકટ રીતે સંકળાયેલાં હોય છે. બ્રિટનની પોતાની પરદેશનીતિ પણ આર્થિક સંબંધો ઉપર જ અવલંબે છે. જગતનાં રાષ્ટ્રોમાં પોતાનું સ્થાન સાચવી રાખવાના આશયથી જ બ્રિટન પોતાની વિદેશનીતિ ઘડે છે. હિંદની પરદેશનીતિ બ્રિટનના રાજપુરુષોના હાથમાં છે એ બ્રિટનની આર્થિક આબાદીને કેટલી સહાય કરે છે એ સમજનારને તો આ યોજનાનો મલિન હેતુ સમજાઈ જ જવાનો. હિંદી રાષ્ટ્રવાદી રાજપુરુષોમાં બ્રિટનનો અવિશ્વાસ આ યોજના સાફ સાફ બતાવે છે. હિંદમાંથી બ્રિટન તરફ અર્થગંગા વહેતી રહે એની કાળજી રાખવા માટે જ પરદેશ જોડેના સંબંધો પ્રધાનમંડળ હસ્તક સોંપવામાં નથી આવતા.

૧૯૩૫ના શાસનધારા અનુસાર ગવર્નર–જનરલની સત્તાઓ તો જહાંગીરી જ છે. અંતિમ પૃથક્કરણમાં એ પ્રાંતિક સરકારો ઉપર સરમુખત્યાર સમી સત્તા ધરાવે છે; રાજસ્થાનો ઉપર પણ એ સંપૂર્ણ કાબૂ ધરાવે છે; અને આટલેથી પૂરતું નથી થતું એટલે સમવાયતંત્રની સરકાર હસ્તકના પ્રશ્નોમાં પણ મહત્ત્વનાં એવાં તમામ ખાતાં એની હકૂમત નીચે ગોઠવવામાં આવ્યાં છે. સને ૧૯૧૯ના શાસનધારામાં,

જ્યારે પ્રાંતોમાં દ્વિમુખી શાસનપદ્ધતિ હતી ત્યારે, પ્રધાનો હસ્તકનાં ખાતાંઓ વચ્ચે સંબંધ જોડનારી જેવી યોજના હતી એવી કોઈ યોજના આ શાસનધારામાં નથી.

આમ મહત્ત્વનાં ખાતાં તો ગવર્નર–જનરલ હસ્તક મુકાયાં છે. પણ એટલેથી શાહીવાદી બ્રિટિશ રાજપુરુષોને પૂરતી 'સલામતી' જળવાતી હોય એવો સંતોષ નથી થયો. એટલે ગવર્નર–જનરલ પોતાની મુનસફી અનુસાર અને પોતાને યોગ્ય લાગે એ રીતે મુકરર પ્રશ્નોમાં વર્તન કરી શકે એમ શાસનધારામાં ઠરાવવામાં આવ્યું છે. શાસનધારામાં 'પોતાની મુનસફી અનુસાર' (In his discretion) અને 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય અનુસાર' (In his Individual Judgement) એમ બે પ્રકારની સત્તાઓ ગવર્નર–જનરલને મળી છે. પણ એની કશી જ વ્યાખ્યા શાસનધારામાં નથી. પણ બે વચ્ચેનો ભેદ સ્પષ્ટ બતાવવામાં આવ્યો છે. જે પ્રશ્નોમાં ગવર્નર–જનરલ 'પોતાની મુનસફી અનુસાર' વર્તન કરી શકે એમ ઠરાવવામાં આવ્યું છે એમાં એને માટે પ્રધાનોની સલાહ લેવાનું જરૂરી નથી; પણ જે પ્રશ્નોમાં એ એના 'વ્યક્તિગત અભિપ્રાય અનુસાર' વર્તન કરી શકે એમ ઠરાવવામાં આવ્યું છે ત્યાં એણે પ્રધાનોની સલાહ લેવાની આવશ્યકતા છે. જો કે એ સંજોગોમાં પણ પ્રધાનોની સલાહની એ અવગણના તો કરી જ શકે. વળી, આ પ્રશ્નો અંગેનો નિર્ણય પણ કોઈ અદાલત ન કરી શકે એમ પણ શાસનધારાની દસમી કલમ સ્પષ્ટ શબ્દોમાં કહે છે. એટલે પરિણામે, આવા પ્રશ્નો અંગે જો મતભેદ ઊભો થાય તો એની સ્પષ્ટતા થઈ જ ન શકે.

પણ આનો અર્થ એમ તો નથી જ થતો કે ગવર્નર–જનરલ પ્રધાનમંડળની સલાહ અનુસાર વર્તન ન કરી શકે. શાસનધારાની એક પણ કલમ એમ તો નથી જ ઠરાવતી કે એ પ્રશ્નમાં ગવર્નર–જનરલે પ્રધાનમંડળની સલાહ ન લેવી અથવા સલાહ અનુસાર વર્તન ન કરવું. ગવર્નર–જનરલ ધારે તો સલાહ અનુસાર વર્તન

કરવાની રૂઢિ ઊભી કરી શકે. એક દૃષ્ટાંત લઈએ. શાસનધારામાં એમ ઠરાવવામાં આવ્યું છે કે સમવાયતંત્રના પ્રધાનમંડળની બેઠકમાં ગવર્નર-જનરલ પોતાની મુનસફીને અનુસરીને પ્રમુખસ્થાન લઈ શકે. એ તો દેખીતી જ વાત છે કે જો ગવર્નર-જનરલ પ્રધાનમંડળની સભાઓમાં પ્રમુખસ્થાન લે તો પ્રધાનો છૂટથી ચર્ચા ન કરી શકે. એટલે ગવર્નર-જનરલ સામાન્ય રીતે આવી સભાઓમાંથી ગેરહાજર રહેવાની રૂઢિ પાડી શકે. અને જે સભાઓમાં કંઈ ખાસ મહત્ત્વની ચર્ચા ન થવાની હોય એવી વિધિ-પ્રસંગોની સભાઓમાં હાજરી આપીને શાસનધારાની કલમને કાર્યસાધક રાખી શકે.

પોતાની મુનસફી અનુસાર ગવર્નર-જનરલ વર્તન કરી શકે એવા પ્રશ્નોની યાદી તો ખૂબ લાંબી થઈ જાય. એવા ચોરાણું પ્રશ્નો છે. એની એક એકની ટીકા પણ આવડા પુસ્તકમાં શક્ય નથી. એ સત્તાનો ભોગવટો શી રીતે થશે એ પણ આજે ચોક્કસ રીતે ન કહી શકે. હિંદની રાજકીય જાગૃતિનું કે એની આર્થિક આબાદીનું રૂંધન પણ આ સત્તા અનુસાર શી રીતે થશે એ ચોક્કસપણે આજે તો ન કહી શકાય. પણ એટલું તો અવશ્ય કહી શકાય કે ગવર્નર-જનરલમાં આવી સત્તાઓનું આરોપણ કરીને શાસનધારાએ સમવાયતંત્રના પ્રધાનમંડળને અવશ્ય પાંગળું બનાવી દીધું છે.

'પોતાની મુનસફી અનુસાર' ભોગવવાની આ સત્તાઓ ઉપરાંત ગવર્નર-જનરલને 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરવાની સત્તા છે એમ પણ આપણે આગળ જોયું છે. એવા પણ બત્રીસ પ્રશ્નો છે. એને વિષે પણ સામાન્ય રીતે ઉપરની જ ટીકા કરી શકાય

નવા શાસનધારા અનુસાર સમવાયતંત્રના પ્રધાનોની કેટલી વિકટ પરિસ્થિતિ થાય એ આપણને આ યોજના બતાવે છે. પ્રજાની આર્થિક આબાદી કે સ્વમાન વધારનારું કોઈ પગલું લેવાનો પ્રધાન-મંડળ વિચાર કરે ત્યાં એની સાથે ગવર્નર-જનરલનું ભૂત આવ્યું જ

સમજો. ગવર્નર–જનરલ આ શાસનધારામાં જવાબદાર કારોબારી તંત્રનો મુખી માત્ર નથી રહેતો. એ તો કાનૂનવિષયક, કારોબારી અને ઘણે અંશે તો ન્યાયવિષયક પણ સરમુખત્યાર બની જાય છે.

શાસનધારાની ૧૨મી કલમ અનુસાર જે 'ખાસ જવાબદારીઓ' ગવર્નર–જનરલને સોંપવામાં આવી છે એનું સંક્ષેપ નિરૂપણ અને પૃથક્કરણ હવે કરીએ. પ્રાંતિક ગવર્નરોને જે પ્રકારની ખાસ જવાબદારીઓ સોંપવામાં આવી છે એ પ્રકારની જ આમાંની ઘણીખરી છે. એટલે ગવર્નરોની જે ખાસ જવાબદારીઓ છે એની ચર્ચામાં એટલા પૂરતો તો આનો સમાવેશ થઈ જવાનો. પુનરુક્તિદોષ ન થાય એ હેતુથી એની ચર્ચા આપણે અહીં નથી કરતા. પણ ગવર્નરો ઉપર જે ખાસ જવાબદારીઓ છે એ ઉપરાંતની ત્રણ જવાબદારીઓ ગવર્નર–જનરલ ઉપર છે. એનું આપણે અહીં નિરૂપણ કરીશું. એ ત્રણ ખાસ જવાબદારીઓ નીચેની છેઃ

(૧) સમવાયતંત્રની સરકારની આર્થિક સ્થિરતા અને શાખની સલામતી જાળવવી.

(૨) ગ્રેટ બ્રિટન અને આયર્લાંડ અથવા બ્રહ્મદેશમાં ઉત્પન્ન થયેલો જે માલ હિંદમાં આયાત થાય છે એનાં વિરોધી એવાં પગલાંઓની અટકાયત.

અને (૩) જે પ્રશ્નો પરત્વે ગવર્નર–જનરલને પોતાની 'મુનસફી અનુસાર' અથવા 'વ્યક્તિગત અભિપ્રાય અનુસાર' વર્તન કરવાનું છે એ વિષયોમાં એ પ્રકારના વર્તનને અશક્ય બનાવે એવાં કાર્યોની અટકાયત.

'સમવાયતંત્રની આર્થિક સ્થિરતા અને સલામતી જાળવવાની ખાસ જવાબદારી ગવર્નર–જનરલ ઉપર મૂકવામાં આવી છે પણ આ શબ્દસમૂહની વ્યાખ્યા તો શાસનધારામાં ક્યાંયે નથી. પરિણામે ગવર્નર–જનરલની આર્થિક સત્તા અને પ્રધાનમંડળની આર્થિક સત્તા

એ બે વચ્ચે મર્યાદા આંકનારી લીટી ક્યાં છે એ કહી શકાય એવું નથી. પ્રધાનમંડળને રાષ્ટ્રીય-આર્થિક પુનર્ઘટના માટે જે યોજના જરૂરી લાગે એ ગવર્નર-જનરલના રૂઢિચુસ્ત આર્થિક સલાહકારને બિનજરૂરી અને હાનિકારક પણ લાગે. અને એમ થાય એ સંજોગોમાં ગવર્નર-જનરલ એના આ સલાહકારની સલાહને અનુસરીને પ્રધાનોની યોજનાને નામંજૂર કરે એવી પરિસ્થિતિ ઊભી થાય. અર્થકારણુપરત્વે શાસનધારાની આ નીતિ લાભકારક અર્થનીતિની રચનામાં આડખીલીરૂપ બનશે એ નિઃશંક છે.

બ્રિટનમાંથી હિંદમાં જે માલની આયાત થાય છે એને અંગેની જે ખાસ જવાબદારી ગવર્નર-જનરલ ઉપર મૂકવામાં આવી છે એ બિનજરૂરી અને અર્થહીન છે. શાસનધારામાં આ પ્રશ્ન અંગે પૂરતી 'સલામતી' જળવાય એ હેતુથી તો એક આખું પ્રકરણ ઘડવામાં આવ્યું છે. તો પછી વધારાની આ ખાસ જવાબદારીની જરૂરત શી? પણ બ્રિટન પોતાનું હિત જાળવવા માટે એટલું બધું ઉત્સુક છે કે 'કદાચને ક્યાંક બારી રહી ગઈ હોય તો એની સામે પણ પાળ બાંધી લેવામાં ખોટું શું?' એમ વિચાર કરીને એણે આ ખાસ જવાબદારી પણ યોજી દીધી છે.

એક એવી દલીલ કરવામાં આવે છે કે ગવર્નર-જનરલને એના અધિકારોના ઉપયોગ વિષે જે સૂચનાઓ (Instrument of Instructions) આપવામાં આવશે એનાથી શાસનધારાઓની કેટલીક કડકાઈ ધીરી પડશે. એ સૂચનાઓનું સ્વરૂપ આવી આશાઓ ઊભી કરે એવું છે એની કોઈ ના ન પાડી શકે. પણ ગવર્નર-જનરલ બ્રિટનનાં શાહીવાદી હિતોનો પ્રતિનિધિ છે એ આપણે જાણીએ છીએ એટલે ગમે તેવા મીઠા શબ્દોમાં શાસનધારાની કડવી ગોળીને વાટવામાં આવે તોયે એનું સાચું સ્વરૂપ ઢંકાય એમ નથી જ. ગવર્નર-જનરલને આ રીતે 'પોતાની મુનસફી અનુસાર' અને 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય અનુસાર' વર્તન કરવાની જે વિશાળ સત્તાઓ શાસનધારા દ્વારા મળે છે અને જે એનું કાર્યક્ષેત્ર બને

છે એ બાદ કરીએ તો પ્રધાનમંડળની સત્તા અતિમર્યાદિત બની જાય છે. સમવાયતંત્રની સર્વોપરી કારોબારી સત્તાનું આરોપણ તો શાસનધારાની સાતમી કલમ દ્વારા ગવર્નર–જનરલમાં જ થાય છે એ આપણે જોયું છે. એમાં પ્રધાનમંડળની સત્તા કરતાં એની સત્તાનો વિસ્તાર અનેકગણો છે. પ્રધાનમંડળની સત્તાની વ્યાખ્યા શાસનધારાની નવમી કલમમાં છે. ગવર્નર–જનરલને 'પોતાની મુનસફી અનુસાર' કરવાનાં કાર્યો સિવાયનાં કાર્યોમાં એને સલાહ અને સહાય આપવા માટે વધારેમાં વધારે દસ પ્રધાનોનું પ્રધાનમંડળ રહેશે. પણ આ કલમને પરિણામે ગવર્નર–જનરલને 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરવાની જે સત્તા આપવામાં આવી છે. એને બાધ નહિ આવે. પ્રધાનમંડળની બેઠકોમાં ગવર્નર–જનરલ 'પોતાની મુનસફી' અનુસાર પ્રમુખપદ લઈ શકે. ગવર્નર–જનરલે અમુક કાર્ય 'પોતાની મુનસફી' અનુસાર અથવા 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય અનુસાર' કરવાનું છે કે કેમ એનો નિર્ણય એ પોતે જ 'પોતાની મુનસફી' અનુસાર કરશે અને કોઈ પણ અદાલત એ નિર્ણયને ફેરવી નહિ શકે.

આમ પ્રધાનમંડળની હકૂમત બહારનાં ખાતાંઓમાં અને ગવર્નર–જનરલની 'મુનસફી' ઉપર છોડવામાં આવેલા પ્રશ્નોમાં પ્રધાનમંડળની સલાહ લેવાની પણ કાયદેસર જરૂર નથી. અને ગવર્નર–જનરલ 'વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરે ત્યાં પ્રધાનમંડળની સલાહ એ લે ખરો, પણ એને અનુસરવાની એની ફરજ નથી. એટલે પ્રધાનમંડળનો કાર્યપ્રદેશ મર્યાદિત બની રહે છે. જે પ્રશ્નો વિષે સમવાયતંત્રનાં ધારામંડળને કાયદા કરવાનો અધિકાર છે એ પ્રશ્નો પૂરતી જ પ્રધાનમંડળની હકૂમત છે; અને એમાં પણ મર્યાદાઓનો તો કંઈ પાર જ નથી. સમવાયતંત્રના ધારામંડળની ધારાવિષયક સત્તા ઉપર પણ ગવર્નર–જનરલ વિશાળ સત્તાઓ ધરાવે છે. એ સત્તાઓ નીચે પ્રમાણે ગણાવી શકાય:

(૧) ધારામંડળની બેઠક બોલાવવાનો, એ મંડળનાં બંને ગૃહો આગળ વ્યાખ્યાન આપવાનો અને એ કારણે સભ્યોને હાજર રહેવાનું આહ્વાન આપવાનો અધિકાર.

(૨) ધારામંડળની કાર્યપદ્ધતિ ઘડવાનો, એ મંડળમાં અમુક પ્રકારના પ્રશ્નો પૂછવાની મના કરવાનો કે મંજૂરી આપવાનો અને અમુક અધિકારીઓને ધારામંડળમાં વ્યાખ્યાન આપવાની મંજૂરી આપવાનો અધિકાર.

(૩) એવા વિષયો કે જેને અંગે ગવર્નર–જનરલ 'પોતાની મુનસફી' અનુસાર વર્તન કરી શકે અથવા જેમાં એને અંગેના 'વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરવાનું હોય એને અંગેના ખરડા ધારામંડળમાં રજૂ કરવાની પરવાનગી આપવાનો અધિકાર.

(૪) ધારામંડળને અમુક પ્રકારના ખરડા પસાર કરવા 'ભલામણ' કરવાનો અધિકાર.

ધારામંડળ સમક્ષ રજૂ થયેલા કોઈ ખરડામાં સુધારા વધારા સૂચવવાનો અધિકાર. (આ સૂચના ઉપર વિચાર કરવાની ધારામંડળની ફરજ છે.)

(૬) કેટલાક સંજોગોમાં ધારામંડળની સંયુક્ત બેઠક બોલાવવાનો અધિકાર.

(૭) ધારામંડળે પસાર કરેલા ખરડાઓને સંમતિ આપવાનો, નામંજૂર કરવાનો અથવા શહેનશાહ સમક્ષ રજૂ કરવા રાખી મૂકવાનો અધિકાર. શહેનશાહ એ વખતે એ પસાર થયા પછી એક વર્ષ જેટલી મુદ્દતે પણ નામંજૂર કરી શકે.

(૮) પ્રધાનમંડળની સલાહને અનુસરીને અથવા 'પોતાની મુનસફી' અનુસાર 'ઑર્ડિનન્સ' બહાર પાડવાનો અધિકાર.

(૯) 'ગવર્નર–જનરલના કાયદા' ઘડવાનો અધિકાર.

(૧૦) 'કટોકટીના સમયમાં' જાહેરનામું બહાર પાડી બંધારણનો અમલ મોકૂફ કરી સરમુખત્યારી શાસન ચલાવવાનો અધિકાર.

આ અધિકારોમાં છેલ્લા ત્રણની થોડી ચર્ચા જરૂરી છે. ગવર્નર-જનરલને 'ઑર્ડિનન્સ' બહાર પાડવાની અને 'ગવર્નર-જનરલના કાયદા' ઘડવાની સત્તા શાસનધારાની ૪૨-૪૪ કલમો આપે છે. અસામાન્ય એવા આ કાયદાની અસર પણ સામાન્ય કાયદા જેટલી જ થાય છે અને શહેનશાહને એમાં દરમિયાનગીરી કરવાનો અધિકાર પણ એટલો જ છે. ગવર્નર-જનરલને આ વિશાળ સત્તાઓ આપનારી આ ત્રણ કલમો ખૂબ મહત્ત્વની છે. એનું સ્વરૂપ એટલું સ્પષ્ટ છે કે એના ઉપર વધારે ટીકા કરવાની જરૂર ભાગ્યે જ હોય. એ ત્રણે કલમ શાસનધારાના શબ્દોમાં જ અહીં ઉતારી એના અનુવાદ સાથે આપીએ.

42.—(1) If at any time when the Federal legislature is not in session the Governor-General is satisfied that circumstances exist which render it necessary for him to take immediate action, he may promulgate such ordinances as the circumstances appear to him to require:

Provided that the Governor-General—

(a) Shall exercise individual Judgement as respects the promulgation of any ordinance under this section if a Bill containing the same provisions would under this act have required his previous sanction to the introduction thereof into the legislature; and

(b) Shall not without instructions from His Majesty promulgate any such ordinance if he would have deemed it necessary to reserve a Bill containing the same provisions for the signification of His Majesty's pleasure thereon.

(2) An ordinance promulgated under this section shall have the same force and effect as an Act of the Federal legis lature assented to by the Governor-General, but every such ordinance—

(a) shall be laid before the Federal legislature and shall cease to operate at the expiration of six weeks from the reassembly of the legislature, or, if before the expiration of that period resolutions disapproving it are passed by both chambers, upon the passing of the second of those resolutions;

(b) shall be subject to the provisions of this Act relating to the power of His Majesty to disallow Acts as if it were an Act of the Federal legislature assented to by the Governor-General, and

(c) may be withdrawn at any time by the Governor-General.

(3) If and so far as an ordinance under

this section makes any provision which the Federal legislature would not under this Act be competent to enact, it shall be void.

43.— (1) If at any time the Governor-General is satisfied that circumstances exist which render it necessary for him to take immediate action for the purpose of enabling him satisfactorily to discharge his functions in so far as he is by or under this Act required in the exercise thereof to Act in his discretion or to exercise his individual judgement, he may promulgate such ordinances as in his opinion the circumstances of the case require.

(2) An ordinance promulgated under this section shall continue in operation for such period not exceeding six months as may be specified therein, but may by a subsequent ordinance be extended for a further period not exceeding six months.

(3) An ordinance promulgated under this section shall have the same force and effect as an Act of the Federal legislature assented to by the Governor-General, but every such ordinance—

(a) shall be subject to the provisions of this Act relating to the powers of His Majesty to disallow Acts as if it were an Act of the Federal legislature.

(b) assented to by the Governor-General; may be withdrawn at any time by the Governor-General; and.

(c) if it is an ordinance extending a previous ordinance for a further period shall be communicated forthwith to the Secretary of State and shall be laid by him before each house of Parliament.

(4) If and so far as an ordinance under this section makes any provision which the Federal legislature would not under this Act be competent to enact, it shall be void.

(5) The function of the Governor-General under this section shall be exercised by him in his discretion.

44.—(1) If at any time it appears to the Governor-General that for the purpose of enabling him satisfactorily to discharge his functions in so far as he is by or under this Act required in the exercise thereof to Act in his discretion or to exercise his individual Judgement, it is

essential that provision should by mede by legislation, he may be massage to both chambers of legislature explain the circumstances which in his opinion render legislation essential and either—

(a) enact forthwith, as a Governor-General's Act, a bill containing such provisions as he considers necessary; or

(b) attach to his message a draft of the Bill which he considers necessary.

(2) When the Governor-General takes such action as is mentioned in paragraph (b) of the preceding sub section, he may at any time after the expiration of one month, enact, as a Governor-General's Act, the Bill proposed by him to the chambers either in the form of the draft communicated to them or with such ammendments as he deems necessary, but before so doing he shall consider any address which may have been presented to him within the said period by either chamber with referance to the Bill or to ammendments suggested to be made therein.

(3) A Governor-General's Act shall have the same force and effect, and shall be

subject to disallowance in the same manner, as an Act of the Federal legislature assented to by the Governor General and, if and in so far as a Governor–General's Act makes any provision which the Federal legislature would not, under this Act, be competent to enact, it shall be void.

(4) Every Governor–General's Act shall be communicated forthwith to the Secretary of State and shall be laid by him before each house of Parliament.

(5) The functions of the Governor–General under this section shall be exercised by him in his discretion.

૪૨—(૧) સમવાયતંત્રના ધારામંડળની બેઠક જ્યારે ચાલતી ન હોય ત્યારે જો ગવર્નર–જનરલને સંતોષ થાય કે એવી પરિસ્થિતિ ઊભી થઈ છે કે જેમાં તાત્કાલિક પગલાં લેવાની જરૂર છે તો સંજોગોની જરૂરિયાતને અનુસરીને એ 'ઓર્ડિનન્સ' બહાર પાડી શકે :

(અ) પણ જો એ 'ઓર્ડિનન્સ' જેવી કલમોવાળા ખરડાને ધારામંડળમાં રજૂ કરતાં પહેલાં ગવર્નર–જનરલની મંજૂરીની જરૂર હોય તો એ 'ઓર્ડિનન્સ' બહાર પાડવામાં એ 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરશે.

(બ) અને જો એની કલમો એવી હોય કે જેવા ખરડાને

એ શહેનશાહની અનુમતિ માટે રાખે તો એવો ઑર્ડિનન્સ શહેનશાહની સૂચના વિના એ બહાર નહિ પાડે.

(૨) સમવાયતંત્રના ધારામંડળના ગવર્નર–જનરલે મંજૂર કરેલા, કાયદા જેટલી જ અસર અને અમલ આ 'ઑર્ડિનન્સ'ની રહેશે પણ

(અ) ધારામંડળની એ પછી ફરીને બેઠક મળે ત્યારથી છ સપ્તાહમાં અથવા જો એ પહેલાં ધારામંડળની બંને સભાઓ ઠરાવ કરે તો એમાંનો બીજો ઠરાવ પસાર થાય ત્યારે એનો અમલ અટકશે.

(બ) આ કાયદામાં શહેનશાહને ધારામંડળના કાયદાઓ નામંજૂર કરવાની જે સત્તાઓ છે એ આવા ઑર્ડિનન્સને પણ લાગુ પડશે;

(ક) ગવર્નર–જનરલ ગમે તે સમયે એ 'ઑર્ડિનન્સ'ને પાછા ખેંચી લઈ શકે.

(૩) સમવાયતંત્રના ધારામંડળને જે વિષયો પરત્વે કાયદા ઘડવાની સત્તા નથી એવા વિષયને અંગેનો કોઈ 'ઑર્ડિનન્સ' ગવર્નર–જનરલ બહાર પાડશે તો એટલા પૂરતો એ ગેરકાયદેસરનો ગણાશે.

૪૩—(૧) કોઈ પણ સમયે ગવર્નર—જનરલને એમ લાગે કે જે પ્રશ્નો પરત્વે એ 'પોતાની મુનસફી અનુસાર' અથવા 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરવાના અધિકાર ધરાવે છે એને અંગેની ફરજો બતાવવા માટે તાત્કાલિક પગલાં લેવાની જરૂર પડે એવા સંજોગો ઊભા થયા છે તો એ સંજોગોની જરૂરને અનુસરીને એ 'ઑર્ડિનન્સ' બહાર પાડી શકે.

(૨) આવા 'ઑર્ડિનન્સ'ના અમલનો સમય એમાં જણાવવામાં

આવ્યો હોય તે રહેશે, પણ એ છ માસથી વધારે ન હોઈ શકે. ફરીને નવા 'ઑર્ડિનન્સ' દ્વારા એની મુદત બીજા છ માસ માટે વધારી શકાય.

(૩) આ કલમ અનુસાર બહાર પાડવામાં આવેલા 'ઑર્ડિનન્સ'નાં અસર અને અમલ સમવાયતંત્રના ધારામંડળના ગવર્નર-જનરલે મંજૂર કરેલા કાયદા જેટલાં જ રહેશે; પણ

(અ) શહેનશાહની આ કાયદા અનુસાર સમવાયતંત્રના કાયદા નામંજૂર કરવાની સત્તા એને લાગુ પડશે.

(બ) ગવર્નર-જનરલ આવા ઑર્ડિનન્સને ગમે ત્યારે પાછો ખેંચી લઈ શકે; અને

(ક) આગળના 'ઑર્ડિનન્સ'ની મુદત વધારનારો 'ઑર્ડિનન્સ' જો એ હોય તો એની તત્કાળ ભારતમંત્રીને ખબર આપવામાં આવે અને એણે એ પાર્લમેન્ટની બંને સભાઓ સમક્ષ રજૂ કરવો જોઈએ.

(૪) સમવાયતંત્રના ધારામંડળને જે પ્રશ્નો પરત્વે કાયદા ઘડવાની સત્તા નથી એવા કોઈ પ્રશ્ન વિષે જો આ 'ઑર્ડિનન્સ'માં પ્રબંધ હશે તો એટલા પૂરતો એ ગેરકાયદેસર ગણાશે.

(૫) આ કલમ અનુસારનું વર્તન ગવર્નર-જનરલ 'પોતાની મુનસફી' અનુસાર કરશે.

૪૪—(૧) જે પ્રશ્નોમાં એને 'પોતાની મુનસફી' અનુસાર અથવા 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરવાનું હોય એવા પ્રશ્નો અંગેની પોતાની ફરજ યોગ્ય અને બજાવવા માટે કાયદા દ્વારા વ્યવસ્થા કરવાની જરૂર છે એમ જો ગવર્નર-જનરલને કોઈ પણ સમયે લાગે તો ધારામંડળની બંને સભાને એક સંદેશાદ્વારા એ પરિસ્થિતિ સમજાવે અને જે કાયદાની જરૂર હોય તે એમાં બતાવે અને પછી

(અ) તરત જ 'ગવર્નર–જનરલ'ના કાયદા તરીકે ઓળખાવતો એક ખરડો, પોતાને જરૂર જણાય એ રીતે ઘડી કાઢે અથવા

(બ) પોતાના સંદેશા જોડે પોતાને જરૂરી લાગતા કાયદાનો ખરડો જોડે.

(૨) ગવર્નર–જનરલ જ્યારે બીજો માર્ગ લે ત્યારે સંદેશા જોડે ખરડો મોકલ્યા પછી એક માસ વીત્યા બાદ એ મૂળ સ્વરૂપમાં અથવા તો પોતાને યોગ્ય લાગે એવા સુધારા વધારા કરીને એ ખરડાને 'ગવર્નર–જનરલના કાયદા' તરીકે ઘડી કાઢે. પણ આમ કરતાં પહેલાં ધારામંડળની સભાઓએ એને જો કંઈ સૂચનાઓ કરતું વિનંતિપત્ર આપ્યું હોય તો એના ઉપર વિચાર ચલાવવો જોઈએ.

(૩) 'ગવર્નર–જનરલના કાયદા'નાં અસર અને અમલ સમવાયતંત્રના ધારામંડળના ગવર્નર-જનરલે મંજૂર કરેલા કાગળ જેટલાં જ રહેશે અને એ જ રીતે એ નામંજૂર થઈ શકશે. જો આવા કાયદામાં સમવાયતંત્રનાં ધારામંડળો કાયદા ન ઘડી શકે એવા કોઈ પ્રશ્નનો સમાવેશ થયો હોય તો એટલા પૂરતો એ ગેરકાયદેસર ગણાશે.

(૪) 'ગવર્નર–જનરલના કાયદા'ને તત્કાળ ભારતમંત્રી તરફ રવાના કરવામાં આવશે અને તે એને પાર્લામેન્ટની બંને સભાઓ સમક્ષ રજૂ કરશે.

(૫) આ કલમ અનુસારનું કાર્ય ગવર્નર–જનરલ 'પોતાની મુનસફી' અનુસાર કરશે.

ગવર્નર–જનરલની છેલ્લી મહત્ત્વની સત્તા વિષે ટૂંકી નોંધ અહીં લઈએ. એ સત્તા છે બંધારણનો અમલ મોકૂફ કરી સરમુખત્યારી શાસન કરવાની. શાસનધારાની ૪૫મી કલમ એને આ સર્વથી મોટી સત્તા

આપે છે. એ એક કલમ માત્રને કારણે આ શાસનધારો આપણને અસ્વીકાર્ય હોવો જોઈએ–એ શાસનધારામાંનાં બીજાં અન્યાયી અંગો એમાં ન હોય તોપણ. 'કટોકટીના સમય'માં એક જાહેરનામાની ફૂંક ગવર્નર–જનરલ માટે તો ગંજીપાના મહેલશી સમવાયતંત્રની સારીયે ઇમારત જમીનદોસ્ત થઈ જાય અને પછી એ સરમુખત્યારની જેમ બેજવાબદાર શાસન ચલાવી શકે. 'કટોકટીનો સમય' એટલે શું ? હિંદી રાજકારણના મૂળાક્ષર જાણનાર પણ કહી શકે કે આ 'કટોકટીનો સમય' એટલે રાજકીય આંદોલનનો વધતો જતો વેગ અને અસર. બંધારણીય માર્ગે શાહીવાદને રૂંધવાનો પ્રયત્ન જો આપણે કરીએ તો તરત જ આ માર્ગ અખત્યાર કરવામાં આવે. એટલા માટે તો આ સલામતીનો માર્ગ આગળથી જ યોજી રાખવામાં આવ્યો છે.

સમવાયતંત્રની સરકારમાં અને એના વહીવટ વગેરેમાં ગવર્નર–જનરલનું સ્થાન શું છે એ આપણે જોયું, હવે આપણે પ્રાંતિક સરકારો ઉપરના એના કાબૂનું સંક્ષેપ નિરૂપણ કરીએ. ગવર્નર–જનરલની વિશાળ સત્તાઓનો સ્પષ્ટ ખ્યાલ આ નિરૂપણ આપે છે. શાસનધારામાં ગવર્નર–જનરલને આ પ્રકારની સત્તા આપનાર ૩૮ કલમ છે. 'પ્રાંતિક સ્વરાજ' દ્વારા હિંદને સાચું જવાબદાર રાજતંત્ર મળે છે એવો જે દાવો કરવામાં આવે છે એ કેટલો પોકળ છે એ ગવર્નર–જનરલની પ્રાંતિક તંત્ર ઉપરની આ સત્તાઓ સાફ સાફ બતાવે છે.

ગવર્નર–જનરલની આ પ્રકારની સત્તાઓના મુખ્ય નીચેના પ્રકારો છે:—

(૧) પ્રાંતો અને રાજસ્થાનો સમેત હિંદની સુલેહ અને શાંતિના રક્ષણ અંગે.

(૨) પ્રાંતિક ગવર્નર જ્યારે પોતાની 'મુનસફી' અનુસાર અથવા પોતાના 'વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરે ત્યારે એના ઉપર દેખરેખ રાખવાને અંગે.

(૩) પ્રાંતિક ધારાસભાઓમાં કેટલાક ખરડાઓ દાખલ કરવા પહેલાં ગવર્નર–જનરલની સંમતિ આવશ્યક બને છે. પ્રાંતિક તંત્ર ઉપર એનું એને અંગે પણ આધિપત્ય હોય છે. પ્રાંતિક પ્રદેશો ઉપર એના 'ઓર્ડિનન્સો' અને 'ગવર્નર–જનરલના કાયદા'ની અસર થાય છે.

(૪) કેટલાક કરોના ભાગ પાડવા અંગે, આવક–વેરાનો ભાગ નક્કી કરવા અંગે, પ્રાંતોને આર્થિક સહાય આપવા અંગે, પ્રાંતોએ ઊભી કરવાની લોન ઉપર દેખરેખ રાખવા અંગેની આર્થિક સત્તાઓ. દેશની શાખ અને આર્થિક સ્થિરતા જાળવવાની જવાબદારીને પરિણામે આ સત્તા ઊભી થાય છે.

(૫) કેટલીક વહીવટી સત્તાઓ; સમવાયતંત્રના કાયદાના યોગ્ય પાલન માટે ગવર્નરોને ફરમાન આપવાની સત્તા; રેડિયો વગેરે ઉપરનો કાબૂ; જળાશયો અંગેની તકરારો અંગેની તપાસ અંગે.

(૬) ન્યાયખાતા અંગેની સત્તાઓ; પ્રાંતિક વરિષ્ટ અદાલતોના મુખ્ય ન્યાયમૂર્તિની કામચલાઉ નિમણૂક કરવાની સત્તા; ગુનેગારને માફી આપવાની સત્તા.

(૭) હાઈ કમિશ્નરની નિમણૂક અંગેની સત્તા; પ્રાંતિક સરકારો વતી જે શરતોએ એ કામ કરે એનું નિયંત્રણ કરવાની સત્તા.

(૮) પરચૂરણ સત્તાઓ.

'રાજસ્થાનો અને સમવાયતંત્ર'ના પ્રકરણમાં ગવર્નર–જનરલની રાજસ્થાનો પરત્વેની સત્તાનો નિર્દેશ થઈ ગયો છે. ગવર્નર–જનરલના તાજના પ્રતિનિધિ તરીકેના અધિકારો સાથે શાસનધારાને નિસ્બત નથી. થોડા આર્થિક પ્રશ્નો અંગેના અપવાદ સિવાય ગવર્નર–જનરલની રાજસ્થાનો પરત્વેની વહીવટી સત્તા અને પ્રાંતો

પરત્વેની વહીવટી સત્તામાં મોટો ભેદ છે. પ્રાંતોની સુલેહ-શાંતિ જાળવવાની ફરજ જેવી જ ફરજ રાજસ્થાનો પરત્વે પણ ગવર્નર-જનરલની છે. રાજાઓ અને રાજકુટુંબોનાં માનમરતબાના રક્ષણની એક ખાસ જવાબદારી ગવર્નર-જનરલને સોંપવામાં આવી છે. પણ એક વાત તો ચોક્કસ છે કે સમવાયતંત્રમાં જોડાનાર રાજ્યના રાજાની સ્થિતિ પ્રાંતિક ગવર્નરને કંઈક અંશે તો મળતી જ થવાની. અને કંઈક અંશે તો એ એનાથી પણ ખરાબ થવાની. પ્રાંતિક સરકાર તો પ્રાંતની જનતાને નામે પણ વાંધો રજૂ કરી શકે. બ્રિટિશ રાજ્યકર્તાથી એવી રીતનો વાંધો રજૂ ન થઈ શકે.

આવી આવી અસામાન્ય સત્તા ધરાવનાર ગવર્નર-જનરલને પછી સામાન્ય સત્તા જેવું કશું જ નથી રહેતું.

# પ્રકરણ સોળમું

## સમવાયતંત્રનું પ્રધાનમંડળ

વિશાળ એવી સત્તાઓ ધરાવતા ગવર્નર–જનરલનું જ્યાં અસ્તિત્વ સ્વીકારવામાં આવ્યું છે ત્યાં સમવાયતંત્રના પ્રધાનમંડળને સાચી સત્તાઓ કેવી હોઈ શકે એની કલ્પના સરળતાથી થઈ શકે એમ છે.

શાસનધારાની દૃષ્ટિએ સમવાયતંત્રનું પ્રધાનમંડળ મુખ્ય વહીવટી અધિકાર ભોગવનાર મંડળ નથી. સર્વોપરી સત્તાનું આરોપણ ગવર્નર-જનરલમાં થયું છે અને વ્યવહારમાં અમલ કરવાનું કામ અમલદાર-શાહી હસ્તક છે.

રાષ્ટ્રની ઉન્નતિ જોડે સૌથી વધારે નિકટ રીતે સંકળાયેલાં એવાં ત્રણ ખાતાં તો પ્રધાનમંડળની હકૂમતથી તદ્દન અલગ રાખવામાં આવ્યાં છે. એનો વહીવટ તો ગવર્નર–જનરલ 'પોતાની મુનસફી' અનુસાર કરવાનો. એની વ્યવસ્થામાં પ્રધાનમંડળની સલાહ લેવાની પણ એના ઉપર ફરજ નથી. એ સલાહ લે તો એને અટકાવનારી કોઈ કલમ શાસનધારામાં નથી. એને આપવામાં આવતું સૂચનાપત્ર (Instrument of Instructions) તો આ પ્રકારની સલાહ લેવા એને સૂચના પણ કરે છે. પણ શહેનશાહના આ સૂચનાપત્રની ધારાશાસ્ત્રની દૃષ્ટિએ તો કશી જ અગત્ય નથી. અને આપણને આજ સુધીનો જે અનુભવ છે એ તો સાફ સાફ બતાવે છે કે આવી સૂચનાઓમાંથી મોટી આશા રાખવી વ્યર્થ છે. એટલે પ્રધાનમંડળની આવાં ખાતાંઓ

પરત્વેની લાગવગ તદ્દન નામની જ હશે એમ આપણે અતિશયોક્તિ-દોષ વિના કહી શકીએ.

પ્રધાનમંડળની હકૂમત નીચેનાં ખાતાંઓ ઉપર એમનો કાબૂ ઉપર ઉપરની દૃષ્ટિએ વિશાળ લાગે છે. પણ ગવર્નર–જનરલની વિશાળ સત્તાઓનો ખ્યાલ કરીએ, એની 'મુનસફી,' 'વ્યક્તિગત અભિપ્રાય' અને 'ખાસ જવાબદારી'ની માયાજાળ નિરખીએ ત્યારે આપણને એ દેખાતી વિશાળ સત્તામાં સાચી સત્તાનો કેટલો અલ્પ અંશ છે એ માલૂમ પડે. સામાન્ય એવો ખ્યાલ આ નિરૂપણથી આવે છે. વધારે સ્પષ્ટતાને માટે પ્રધાનમંડળની નિમણૂક, એનો કાર્યપ્રદેશ અને એની હકૂમતનો વિસ્તાર બતાવનારી શાસનધારાની કલમ જોઈએ.

સમવાયતંત્ર વહીવટમાં ગવર્નર–જનરલને 'સલાહ અને સહાય આપવા' એક પ્રધાનમંડળની નિમણૂક કરવાની સત્તા શાસનધારાની નવમી કલમે આપી છે.

'પોતાની મુનસફી અનુસાર' અથવા 'પોતાના વ્યક્તિગત અભિ-પ્રાય' અનુસાર વર્તન કરવાની ફરજ ગવર્નર–જનરલ ઉપર ન હોય ત્યાં એને સહાય અને સલાહ આપવા દસથી વધારે નહિ એટલા પ્રધાનોનું પ્રધાનમંડળ નીમવાની એને સત્તા છે. એ પ્રધાનમંડળની બેઠકોમાં ગવર્નર–જનરલ પ્રમુખપદ લઈ શકે. ગવર્નર–જનરલે અમુક પ્રશ્નમાં 'પોતાની મુનસફી' અનુસાર અથવા 'પોતાના વ્યક્તિગત' અભિપ્રાય અનુસાર વર્તન કરવું જોઈએ કે કેમ એનો નિર્ણય એ પોતે જ 'પોતાની મુનસફી' અનુસાર કરશે.

સમવાયતંત્રના પ્રધાનમંડળમાં અનેક જુદાં જુદાં હિતોને પ્રતિનિ-ધિત્વ આપવાનું રહેશે. જુદી જુદી કોમો, જુદા જુદા વર્ગો અને વધારામાં રાજસ્થાનોના પ્રતિનિધિઓને એમાં સ્થાન આપવાનું રહેશે.

હિંદી સરકારના મંત્રીઓ આ પ્રધાનમંડળને સહાય કરશે. પણ એ મંત્રીઓની સંખ્યા કે એને વિષેની સ્પષ્ટ સમજણ શાસનધારામાં નથી આપવામાં આવી.

પાર્લામેન્ટરી મંત્રીઓ નીમવાની પ્રથા એક અગત્યની પ્રથા છે. હિંદમાં પણ એ પ્રથાનો વિકાસ થાય એ જરૂરી છે. રાજકારણમાં પ્રવેશતા રાજપુરુષોને આ પ્રથાદ્વારા પૂરતી તાલીમ મળી રહે છે.

પ્રજાતંત્રની રચનાનું એક મહત્ત્વનું લક્ષણ પ્રધાનમંડળની સંયુક્ત જવાબદારી છે. હિંદી શાસનધારામાં સમવાયતંત્રના પ્રધાનમંડળ ઉપર આવી સંયુક્ત જવાબદારી મૂકવામાં આવી નથી. પ્રજાના પ્રતિનિધિઓમાં દૃષ્ટિબિંદુની સમાનતા હોય એ જરૂરનું છે એવા ખ્યાલ ઉપર આ પ્રથાની રચના કરવામાં આવી છે. પણ હિંદી સમવાયતંત્રનું પ્રધાનમંડળ પક્ષ–પદ્ધતિ ઉપર નથી રચાવાનું. હા, ગવર્નર–જનરલને આપવામાં આવતાં સૂચનાપત્રકમાં એવી સૂચના છે કે એણે પ્રધાનમંડળની પસંદગી કરવામાં પ્રધાનો વચ્ચેનાં ઐક્યનો ખ્યાલ રાખવો. પણ સમવાયતંત્રની રચના જ એવી છે કે જેમાં આ શક્યતા નથી. ખાસ કરીને રાજસ્થાનોના પ્રતિનિધિઓ તો પ્રત્યાઘાતી જ હશે. અને પ્રધાનમંડળમાં એ સ્થાનની માગણી કર્યા વિના નહિ રહેવાના. એવા આ પ્રધાનો અને બ્રિટિશ હિંદી પ્રતિનિધિઓમાંથી નીમવામાં આવેલા પ્રધાનો વચ્ચે સમાન દૃષ્ટિ ક્યાંથી હોય ? એટલે સંયુક્ત જવાબદારીનું તત્ત્વ હિંદી સમવાયતંત્રના પ્રધાનમંડળમાં દાખલ થાય એ આશા અર્થહીન જ ગણાય.

અને સમવાયતંત્રના પ્રધાનમંડળને એવાં તત્ત્વો જોડે સહકાર કરવાનો છે કે જેની જોડે કોઈ પણ પ્રકારનો સહકાર અશક્ય છે. રક્ષણ અંગેની વ્યવસ્થા, ગવર્નર–જનરલનો આર્થિક સલાહકાર વગેરે તો હિંદી હિતના વિરોધીઓ જ રહેવાના. એની જોડે પ્રજાકીય પ્રધાનોનો મેળ શી રીતે બેસવાનો હતો ?

પ્રધાનમંડળ ઉપર ગવર્નર–જનરલનો જે વિશાળ કાબૂ છે એ જોતાં એટલું તો અવશ્ય કહી શકાય કે ગવર્નર–જનરલ બંધારણીય સત્તાધીશ નથી. નવેસરની ચૂંટણીની માગણી કરીને પ્રજાનો સહકાર

પોતાને છે એમ પુરવાર કરવાની તક પણ પ્રધાનોને નથી. શાસનધારો ગવર્નર–જનરલને તો પ્રધાનમંડળની બેઠકો બોલાવવાની, ધારાસભા (Federal Assembly)ને વિખેરી નાખવાની વગેરે વિસ્તૃત સત્તા આપે છે. પ્રધાનોની નિમણૂક અને બરતરફી એ કરી શકે. એટલે પ્રધાનો સઘળાયે એના કાબૂ નીચે જ રહેવાના.

સંયુક્ત જવાબદારીની પ્રથાને રૂંધનારી બીજી પણ એક યોજના શાસનધારામાં છે. ગવર્નર–જનરલ પ્રધાનો જોડે વ્યક્તિગત ચર્ચા કરી શકે–એની વ્યક્તિગત સલાહ લઈ શકે. આવી રીતે લેવામાં આવેલી સલાહ વિષે કોઈ પણ અદાલતમાં સવાલ ન થઈ શકે. વળી સમવાય-તંત્રની રચના પણ એટલી વિચિત્ર છે કે એમાં આ રીતે વ્યક્તિગત પ્રધાનોની સલાહ લેવાની જરૂર ગવર્નર–જનરલને રહે જ. સાચા લોકતંત્રમાં આવી પ્રથા ન હોય. પ્રજાના પ્રતિનિધિઓ એક જ સૂરથી બોલે એ એમાં જરૂર છે. પ્રધાનોને ભલે અંદર અંદર મતભેદ હોય પણ એમનું વર્તન તો એક જ પદ્ધતિનું અને શિસ્તબદ્ધ હોવું ઘટે.

સમવાયતંત્રના પ્રધાનમંડળમાં 'વડાપ્રધાન'નો દરજ્જો રાખવામાં આવ્યો નથી. શાસનધારામાં એવો કશો જ નિર્દેશ નથી. ગવર્નર–જનરલને અમારા સૂચનાપત્રમાં એવા પદનો ખ્યાલ એના ઘડવૈયાઓને હોય એમ દેખાય છે.

ગવર્નર–જનરલના આર્થિક સલાહકારનું સ્થાન શાસનધારામાં વિશિષ્ટ છે. અર્થતંત્ર આખુંયે એમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે એ તો નિઃશંક છે–એ તો ગવર્નર–જનરલને એક 'ખાસ જવાબદારી' છે.

આર્થિક સલાહકારની નિમણૂક ગવર્નર–જનરલ 'પોતાની મુનસફી અનુસાર' કરશે. ગવર્નર–જનરલને યોગ્ય લાગે ત્યાં સુધી આર્થિક સલાહકાર પોતાના પદ ઉપર રહેશે. ગવર્નર–જનરલને અને સમવાયતંત્રની સરકારને એ આર્થિક પ્રશ્નો અંગે સલાહ આપશે. પ્રાંતિક સરકારને આ રીતે સલાહ આપવાનો અધિકાર ધરાવતો આ અધિકારી ગવર્નર–

જનરલના બીજા સલાહકારો કરતાં જુદો પડે છે. એને એટલા પૂરતું પ્રધાનમંડળમાં સ્થાન છે એમ કહી શકાય.

આર્થિક સલાહકાર જેવો પણ એના કરતાં કેટલેક અંશે જુદો પડતો એવો બીજો અધિકારી 'એડવોકેટ–જનરલ' છે. એની નિમણૂક પણ ગવર્નર–જનરલ જ પોતાના વ્યક્તિગત અભિપ્રાય અનુસાર કરશે, એની ફરજ ગવર્નર–જનરલ ઠરાવશે.

પ્રધાનોની કાર્યપદ્ધતિ, એમની વચ્ચે કામની વહેંચણી, એમની ચર્ચાપદ્ધતિ વગેરે ઠરાવવાની સત્તા શાસનધારાની સત્તરમી કલમદ્વારા ગવર્નર–જનરલને આપવામાં આવી છે.

હવે આ પ્રકરણના સૌથી વધારે મહત્ત્વના મુદ્દા ઉપર આવીએ. સમવાયતંત્રની વડી ધારાસભામાં ત્રીજા ભાગના સભ્યો તો રાજસ્થાનોએ નીમેલા સભ્યો હશે. એ સંજોગોમાં હિંદી રાજકીય પક્ષો પ્રધાનમંડળ રચી શકે કે કેમ એ સવાલનો ઉત્તર આપવો સરળ નથી. આ પ્રકરણના આગળના ભાગમાં જે કહેવામાં આવ્યું છે એ બધું મહાસભા જેવા પક્ષની બહુમતી કલ્પી લઈને જ કહેવામાં આવ્યું છે. મવાલ પક્ષોની બહુમતીના સંજોગોમાં તો આના કરતાં ઘણા વધારે કરુણ ચિત્રની કલ્પના થઈ શકે.

સમવાયતંત્રની વડી ધારાસભામાં ૩૭૫ બેઠક છે. એમાં ૧૨૫ તો રાજકર્તાઓના પ્રતિનિધિઓ હશે. એટલે બ્રિટિશ હિંદના ૨૫૦ સભ્યો રહ્યા. આમાં ૧૯૦ સભ્યો જ એવા છે કે જેની વ્યવસ્થિત ચૂંટણી થવાની. બીજા સભ્યો તો સ્થાપિત હિતોનું પ્રતિનિધિત્વ ધરાવતા હશે અને તેથી પ્રત્યાઘાતી હશે. મજૂર–પક્ષના ૧૦ સભ્યો ઉપર આપણે અવશ્ય આધાર મૂકી શકીએ. સ્ત્રીઓની નવ બેઠકો છે. એમાંથી પાંચથી વધારે મહાસભાને અને ૬ શીખો ને કોમી પ્રતિનિધિઓ છે. એમાંથી ભાગ્યે જ ૧૨ સભ્યો મહાસભાને મળે. ૧૦૫ સામાન્ય બેઠકોમાં ૧૯ પછાત વર્ગોની છે. એમાંથી ૧૨

મહાસભાને માંડ માંડ મળે. બાકીની ૮૫ બેઠક રહે છે. ખૂબ ખૂબ આશાવાદી દૃષ્ટિએ પણ એમાંથી ૮૦ થી વધારે બેઠક મેળવવાની આશા મહાસભા ન રાખી શકે. વેપાર-ઉદ્યોગના પ્રતિનિધિઓમાંથી મહાસભા ૧૦ સભ્યો મેળવે તો એ ખૂબ સારું પરિણામ ગણાય. આવી ગણતરી કરીએ તો મહાસભાને વધારેમાં વધારે ૧૨૯ બેઠકો મળે. કદાચ બીજા પક્ષોનો સાથ મળે તો એ ૩૭૫ સભ્યોની વડી ધારાસભામાં મહાસભાની બહુમતી તો ન જ થાય.

૩૭૫ સભ્યોની આ ધારાસભામાં મહાસભાના ૧૨૯ સભ્યો આ રીતે થાય. એટલે એમની બહુમતી તો થઈ જ ન શકે. રાજસ્થાનો તરફથી આવતા પ્રતિનિધિઓ જોડે તો જોડાવાનો વિચાર સરખો પણ એ ન કરી શકે. જમીનદારોના પ્રતિનિધિઓ, એંગ્લો-ઇન્ડિયન્સ, હિંદી ખ્રિસ્તીઓ કે યુરોપીઅનો જોડેનું જોડાણ શક્ય નથી. મુસ્લિમ પ્રતિનિધિઓ જોડે મહાસભા કદાચ જોડાય, પણ એક વાત સાચી છે કે મહાસભાનો પક્ષ જ ધારાસભામાં સૌથી વધારે સભ્યો ધરાવનાર પક્ષ હશે. અને એ પક્ષને આમજનતાનો પણ વિશાળ ટેકો હશે. સમવાયતંત્રનું પ્રધાનમંડળ રચવામાં મહાસભાની અવગણના કરવાનું ગવર્નર-જનરલને પાલવે એમ નથી. પણ મહાસભા જો પ્રધાનમંડળ રચે તો ગવર્નર-જનરલની વિશાળ અને અસામાન્ય સત્તાને કારણે આમજતાનાં હિત માટેનાં પગલાં લેવાનું તો એને માટે અશક્ય જ રહે.

આવા સંજોગોમાં સમવાયતંત્રના પ્રધાનમંડળની હાલત ઘણી વિકટ બનવાની. સમવાયતંત્રના અર્થતંત્રનું આપણે જે નિરૂપણ કરીશું એ બતાવશે કે એવાં ચોકઠાંમાં સમવાયતંત્રના પ્રધાનો માટે સુધારાની યોજનાઓ કરવાનું શક્ય નથી જ.

# પ્રકરણ સત્તરમું

## સમવાયતંત્ર અને સનંદી નોકરો

સનંદી નોકરોનો પ્રશ્ન એ હિંદી શાસનધારાનો એક અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. સનંદી નોકરોનો વિશાળ સમુદાય તો પ્રાંતોમાં જ કામ કરે છે. એમને અંગેની ચર્ચા તો પ્રાંતિક વહીવટનું અને એના શાસનતંત્રનું નિરૂપણ કરનારાં પ્રકરણોમાં આવશે. અહીં તો સમવાયતંત્ર જોડે સંબંધ ધરાવનારા સનંદી નોકરો અંગેનું જ પૃથક્કરણ જરૂરી છે.

સમવાયતંત્ર જોડે સંકળાયેલા સનંદી નોકરો નીચેના વિભાગોમાં વહેંચાઈ જાય છે:—

(૧) મંત્રીમંડળ અને સલાહકારો,

(૨) રક્ષણ અંગેના સનંદી નોકરો,

(૩) રાજસ્થાનો સાથેના સંબંધોને કારણેનું રાજકીય ખાતું; સમવાયતંત્રના પરદેશો જોડેના સંબંધો અંગેનું ખાતું,

(૪) ધાર્મિક ખાતું અને બીજાં પરચૂરણ ખાતાં,

(૫) હાઈ કમિશ્નર અને તેનું ખાતું,

(૬) હિસાબતપાસ અંગેનું અને હિસાબી ખાતું.

(૭) રેલવેખાતું; રિઝર્વ બેંક ખાતું; તાર અને ટપાલ ખાતું.

(૮) જકાત, આવકવેરો, મીઠું અને એવાં બીજાં સમવાયતંત્રનાં આર્થિક ખાતાં નીચેનાં ખાતાંઓ.

(૯) દેખરેખ રાખનાર અને સંબંધ જોડનાર ખાતાં,

(૧૦) સમવાયતંત્રનું ન્યાયખાતું.

સમવાયતંત્રના સનંદી નોકરોના ભારે પગાર; હિંદી તત્ત્વનો અભાવ; હિંદી પ્રધાનોના કાબૂનો અભાવ; કોમી ધોરણે જગ્યાઓની વહેંચણી; આવા બધા પ્રશ્નો આ સનંદી નોકરીઓ ઊભા કરે છે અને એના નિરાકરણના માર્ગો ક્યાંયે નથી. આવી સનંદી નોકરીઓ ઉપર પ્રાંતોમાં પણ પ્રધાનોનો કાબૂ નથી. પણ સમવાયતંત્રમાં તો પ્રાંતિક પ્રધાનોની સ્થિતિ કરતાં પણ વધારે ખરાબ સ્થિતિ છે.

ગવર્નર–જનરલને જે ખાતાં સંભાળવાનાં છે અને જેના ઉપર પ્રધાનોનો જરા પણ કાબૂ નથી એ ખાતાનું મંત્રીમંડળ ગવર્નર–જનરલ 'પોતાની મુનસફી અનુસાર' નીમી શકશે એવો શાસનધારાનો પ્રબંધ છે. બ્રિટનનાં સ્થાપિત હિતોના પ્રતિનિધિ શો ગવર્નર–જનરલ સ્વાભાવિક રીતે જ આવાં ખાતાંઓમાં એ હિતોનું રક્ષણ કરે એવી વ્યક્તિઓની નિમણૂક કરવાનો.

ગવર્નર–જનરલના સલાહકારો પણ પ્રજાતંત્રને રૂંધનારાં બળો જ બની રહેવાના. એમના ઉપર ધારામંડળનો તો જરાયે કાબૂ નથી. આજે આવાં સ્થાનો ઉપર જે વ્યક્તિઓ હોય છે એમને હિંદની રાષ્ટ્રીય જાગૃતિની કશી જ તમા નથી હોતી એ તો આપણા અનુભવની હકીકત છે. ભવિષ્યમાં પણ એ સ્થાનો ઉપર આવનારા માણસો એને જ પગલે ચાલશે એવી માન્યતા બાંધવામાં કશું જ ખોટું નથી.

ગવર્નર–જનરલનો આર્થિક સલાહકાર તો આ બધા જ સલાહકારોથી પણ વધારે ભય અને આશંકા ઉત્પન્ન કરે છે. આર્થિક

સલાહકારને તો પ્રધાનો હસ્તકનાં ખાતાંઓ જોડે પણ સંબંધ રહેવાનો. પ્રધાનમંડળની બેઠકમાં એની હાજરી હોય ત્યારે તો પ્રધાનો છૂટથી ચર્ચા ન જ કરી શકે. પ્રધાનો ગવર્નર–જનરલ પાસે જે યોજનાઓ રજૂ કરે એને અંગેની સલાહ આપવાનું એનું કાર્ય હશે. એટલે પરિણામમાં એ ગવર્નર–જનરલ ઉપર આધિપત્ય ભોગવનારો એક વડો બની રહે તો નવાઈ નહિ.

રક્ષણની વ્યવસ્થાનો પ્રશ્ન ખૂબ મહત્ત્વનો છે. એને અંગેની વિસ્તૃત ચર્ચા એક સ્વતંત્ર પ્રકરણ માગી લે છે. એટલે અહીં તો રક્ષણ અંગેની સનંદી નોકરી વિષેનું સંક્ષિપ્ત નિરૂપણ પૂરતું જ ગણાશે. એ સનંદી નોકરીઓ પણ ગવર્નર–જનરલની 'ખાસ જવાબદારી' છે. એમાંની નિમણૂક, પગાર વગેરે અંગેના નિયમો ઘડવાની સત્તા શહેનશાહ હસ્તક સોંપાઈ છે. અને 'શહેનશાહ' એ તો ભારતમંત્રી માટેનો પર્યાય–વાચક શબ્દ જ છે. હિંદી સરકારનું સૌથી વધારે ખર્ચાળ ખાતું આ રીતે ગવર્નર–જનરલના કાબૂમાં નથી રહેતું. કદાચને ગવર્નર–જનરલ ઉપર એના પ્રધાનોની અસર પડી જાય તો ? આવો ભય શાસન-ધારાના ઘડવૈયાઓને લાગ્યો હશે. એટલે જ એમણે એ ખાતું તો બ્રિટનનાં હિતોના રક્ષક એવા ભારતમંત્રીના હાથમાં મૂકી દીધું છે. આ ખાતાની સનંદી નોકરીઓ અંગે, એના નિયમન અંગે શાસન-ધારામાં એક આવું પ્રકરણ રોકવામાં આવ્યું છે. સેનાપતિની નિમણૂક માટે તો એક કલમ પણ છે. એના પગાર, ભથ્થાં વગેરે શહેનશાહ એક 'ઓર્ડર–ઈન–કાઉન્સિલ' દ્વારા મુકરર કરશે.

જૂના શાસનધારામાં પરદેશખાતું અને રાજકીય ખાતું એક હતું. પણ આ શાસનધારા દ્વારા એ જુદાં પડે છે. પણ એથી પરિસ્થિતિ પલટાતી નથી. સ્વાભાવિક રીતે જ આ ખાતાંઓનાં મુખ્ય સ્થાનો તો ગોરા અમલદારો માટે જ અનામત રહેવાનાં. ઘણાંયે રાજસ્થાનોની તો એવી માગણી પણ છે કે એમનો તાજ જોડેનો સંબંધ જોડનારા અમલદારો હિંદી નહિ હોવા જોઈએ.

નેપાલ, કાશ્ગર, અફઘાનિસ્તાન, ઇરાન વગેરેમાં હિંદી એલચીઓની નિમણૂક કરવાનો પ્રબંધ નવા શાસનધારા દ્વારા થયો છે. પણ એ બધી નિમણૂકો ઉપર કાબૂ તો ગવર્નર–જનરલનો જ છે. એટલે એ સ્થાનો ઉપર હિંદીઓની નિમણૂક થાય એવી આશા અસ્થાને છે.

હિંદના વેપારી પ્રતિનિધિઓ (Trade Commissioners) ની નિમણૂક પણ ગવર્નર–જનરલ હસ્તક રહેવાની. એવા ચાર પ્રતિનિધિઓની નિમણૂક કરવાનું ધોરણ શાસનધારાએ ઠરાવ્યું છે. એ નિમણૂકની પદ્ધતિ ઉપર હિંદી વેપારના વિકાસનો ઠીક ઠીક આધાર છે. પણ એ નિમણૂકો ગવર્નર–જનરલ હસ્તક છે એટલે બ્રિટનનાં હિતોની જાળવણી એ એમાં પ્રધાન હેતુ બની રહેશે એમ નિઃસંકોચ કહી શકાય.

હાઈ કમિશ્નરની નિમણૂક વિષે પણ ટૂંકું વિવરણ અહીં કરી લઈએ. એ અધિકારીની નિમણૂક કરવાની સત્તા ગવર્નર–જનરલને 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર સોંપાઈ છે. એટલે પ્રધાનોની સલાહને એ અવગણી શકે એવી યોજના તો છે જ.

દક્ષિણ આફ્રિકા અને બીજાં જે સંસ્થાનોમાં સમવાયતંત્રની સરકારના પ્રતિનિધિની નિમણૂક કરવાની જરૂર જણાય ત્યાં એવી નિમણૂક કરવાનું શાસનધારાએ ઠરાવ્યું છે. આ નિમણૂકો ઉપર પ્રધાનમંડળનો કાબૂ છે. એટલે એ નિમણૂકોમાં હિંદનો સંસ્થાનો જોડેનો સંબંધ સુધારવાની શકયતા છે એમ અવશ્ય કહી શકાય.

ઇંગ્લાંડમાં થતાં હિંદ અંગેનાં ખર્ચાની તપાસ કરવા માટે જે તપાસસમિતિ નીમવામાં આવશે એ પણ પ્રધાનમંડળથી સ્વતંત્ર હશે. એનો અને એના કાર્યવાહક સમુદાયનો પગાર હિંદી સરકારને જ આપવાનો રહેશે. પણ એના ઉપર ધારામંડળનો કશો જ કાબૂ નહિ રહે.

રેલવે–ખાતું તો તદ્દન જુદું જ પાડી નાખવામાં આવ્યું છે. એની બધી સત્તા 'ફેડરલ રેલવે ઑથોરિટી' હસ્તક સોંપાઈ છે. એ

રેલવે ઑથૉરિટી એટલે ગવર્નર–જનરલ. વળી, આ ખાતામાં જે રીતે ઍંગ્લો–ઇન્ડિયન કોમને વધારે પડતી જગ્યાઓ આપવામાં આવે છે એ રીતે જ શાસનધારામાં છે. લઘુમતી કોમોનાં હિતના રક્ષણની ગવર્નર–જનરલની 'ખાસ જવાબદારી' છે એટલે આ નિયમના પાલન ઉપર તો એ ખાસ ધ્યાન આપશે.

જકાત, મીઠું, તાર–ટપાલ અને ન્યાયખાતાની નિમણૂકો અંગે પણ આવું જ કહી શકાય.

હિંદ માટે એક 'ઑડીટર–જનરલ'ની નિમણૂક શાસનધારાની ૧૬૬મી કલમ અનુસાર શહેનશાહ કરશે. 'ફેડરલ કોર્ટ'ના ન્યાયમૂર્તિ જે કારણોએ એનાં સ્થાન ઉપરથી દૂર કરી શકાય એવાં જ કારણોએ ઑડીટર–જનરલને પણ દૂર કરી શકાય. આ સ્થાન માટેના નિયત સામે તો કશું જ કહેવાનું નથી. પણ એક વાત ખૂંચે એવી છે. આવાં મહત્ત્વનાં સ્થાન ઉપર હિંદીની જ નિમણૂક થાય તો કેટલું સારું? પણ આજની જે વ્યવસ્થા છે એમાં એ સ્થાન હિંદીને મળવાનો સંભવ નથી.

રિઝર્વ બૅંકના ગવર્નર અને ડેપ્યુટી ગવર્નરની નિમણૂક પણ 'ગવર્નર–જનરલ પોતાની મુનસફી અનુસાર' કરશે. એમના પગાર, ભથ્થુ વગેરે પણ એવી જ રીતે મુકરર થશે.

દેખરેખ રાખનાર અને સંબંધ જોડનાર અધિકારીઓની નિમણૂકમાં ગવર્નર–જનરલ પ્રધાનોની સલાહ લેશે.

ન્યાયખાતા અંગેની ચર્ચા એક જુદા જ પ્રકરણ દ્વારા કરવાની જરૂર જણાય છે, એને વિષે અહીં કશું જ કહેવાનું નથી રહેતું.

સનંદી નોકરોનો મોટો ભાગ બિનહિંદી હોય અને એમના ઉપર ગવર્નર–જનરલનો આટલો વિશાળ કાબૂ હોય એટલે સ્વાભાવિક રીતે જ વહીવટી તંત્ર ઉપર એ અધિકારીનો કાબૂ અસામાન્ય રહે. અને આ કાબૂ

સમવાયતંત્રના કાર્યપ્રદેશનાં ખાતાંઓ પૂરતો જ નહિ રહે. પ્રાંતિક સરકારનાં વહીવટી તંત્રમાં પણ સનંદી નોકરો તો છે જ. એના ઉપર પણ 'બડા લાટ'નો કાબૂ જેવો ને તેવો જ છે. આવા સનંદી નોકરોની નિમણૂક વગેરે અંગેની સત્તા કાં તો ગવર્નર-જનરલ હસ્તક છે, કાં તો ભારતમંત્રી હસ્તક છે, કાં તો એને અંગેનું જડ નિયમન શાસન-ધારામાં જ છે. ગવર્નર-જનરલની આ પ્રશ્ન અંગેની બધી જ સત્તાઓ એ 'પોતાની મુનસફી' અનુસાર વાપરી શકે.

# પ્રકરણ અઢારમું

## સમવાયતંત્રનું ધારામંડળ

**ન**વા શાસનધારાનો દાવો છે કે સમવાયતંત્રના ધારામંડળદ્વારા 'જવાબદાર તંત્ર'નું તત્ત્વ સમવાયતંત્રમાં દાખલ કરવામાં આવ્યું છે. મધ્યસ્થ ધારાસભાનાં આજપર્યંતનાં સ્વરૂપ કરતાં આ નવા ધારામંડળનું સ્વરૂપ બે દૃષ્ટિએ જુદું પડે છે. આજસુધી મધ્યસ્થ ધારાસભાઓ એકલા બ્રિટિશ હિંદ માટે કાયદા ઘડવાનો અધિકાર ધરાવતી, નવા શાસનધારા અનુસાર સમવાયતંત્રની ધારાસભાઓ બ્રિટિશ હિંદ ઉપરાંત સમવાયતંત્રમાં જોડાનાર રાજ્યોને અસર કરે એવા કાયદા કેટલાક પ્રશ્નોમાં ઘડી શકશે. અને જૂના તંત્રમાં ગવર્નર-જનરલનું કારોબારી મંડળ ધારાસભાઓને જવાબદાર નથી. નવા તંત્રમાં પ્રધાનો ધારાસભાને જવાબદાર રહેશે, જવાબદારીનું આ તત્ત્વ કેટલા પ્રમાણમાં વાસ્તવિક છે, રાજકીય સ્વાતંત્ર્યનો વિકાસ એને પરિણામે કેટલા પ્રમાણમાં થશે, સામાજિક પુનર્રચના એમાં કેટલી શક્ય છે અને રાષ્ટ્રની આર્થિક આબાદી સાધવામાં કેટલાં પગલાં એમાં લઈ શકાય એમ છે એની ચર્ચા આ પ્રકરણમાં કરવામાં આવશે.

આ પ્રકરણમાં આપણે નીચેના પ્રશ્નોની ચર્ચા કરીશું:—

(૧) ધારામંડળની રચના; બે ધારાસભા; એમની વચ્ચેના સંબંધો; એમના અધિકારો; બે ધારાસભાઓનો હેતુ; સભ્યોની ચૂંટણીની પ્રથા; મતાધિકાર; સભ્યોની યોગ્યતા અને

અયોગ્યતા; સીધી ચૂંટણીની પ્રથા વિરુદ્ધ આડકતરી ચૂંટણીની પ્રથા.

(૨) સમવાયતંત્રના ધારામંડળના અધિકારો;

(૩) ધારામંડળની કાર્યપદ્ધતિ; ધારાસભાઓના અધિકારીઓ; ધારામંડળના ખાસ અધિકારો; સભ્યોના હક્કો; સભ્યોના પગાર; પ્રશ્નો; નીતિ અંગેના ઠરાવો; બે ધારાસભાઓની સંયુક્ત બેઠક; ખર્ચની મંજૂરી; આર્થિક કાયદાઓનું ઘડતર.

(૪) ધારામંડળ અને ગવર્નર-જનરલ;

(૫) ધારામંડળ અને પ્રધાનો;

(૬) ધારામંડળ અને રાષ્ટ્ર.

૧૯૩૫ના શાસનધારાની ૧૮મી કલમ અનુસાર ધારામંડળની રચના થશે. શહેનશાહના પ્રતિનિધિ તરીકે ગવર્નર-જનરલ અને બે ધારાસભાઓનું આ ધારામંડળ બનશે. એક ધારાસભા રાજસભા (Council of state)ના નામથી અને બીજી 'હાઉસ ઓફ એસેમ્બ્લી' અથવા 'ફેડરલ એસેમ્બ્લી' એવાં નામથી ઓળખાશે. રાજસભામાં બ્રિટિશ હિંદના ૧૫૬ પ્રતિનિધિઓ રહેશે અને રાજસ્થાનોના વધારેમાં વધારે ૧૦૪ પ્રતિનિધિઓ રહેશે. 'ફેડરલ એસેમ્બ્લી'માં બ્રિટિશ હિંદના ૨૫૦ પ્રતિનિધિઓ અને રાજસ્થાનોના વધારેમાં વધારે ૧૨૫ પ્રતિનિધિઓ રહેશે. શાસનધારાની પહેલી પૂરવણીમાં આપવામાં આવેલા નિયમો અનુસાર આ પ્રતિનિધિઓની ચૂંટણી થશે. રાજસભાને કોઈપણ કાળે વિખેરી નાખવામાં નહિ આવે. એ કાયમી સ્વરૂપની ધારાસભા રહેશે. એના લગભગ ત્રીજા ભાગના સભ્યો પ્રતિ ત્રણ વર્ષે છૂટા થશે. એને અંગેના નિયમ પણ શાસનધારાની પહેલી પૂરવણીમાં આપવામાં આવ્યા છે. 'ફેડરલ એસેમ્બ્લી'ની પહેલી બેઠક મળે એ તારીખથી બરાબર પાંચ વર્ષે એ વિખેરાઈ જશે. એ પહેલાં કેટલાક સંજોગોમાં એને વિખેરી

નાખવાની સત્તા ગવર્નર-જનરલને આપવામાં આવી છે. પણ એ સત્તાનો ઉપયોગ ગવર્નર-જનરલે ન કર્યો હોય તોયે પાંચ વર્ષે તો એ ધારાસભાની નવી ચૂંટણી થાય જ. પાંચ વર્ષથી એની મુદત કોઈપણ સંજોગોમાં લંબાવી શકાય એવી યોજના શાસનધારામાં નથી.

પાંચ વર્ષ પહેલાં 'ફેડરલ એસેમ્બ્લી'ને વિખેરી નાખવાની જરૂર કયા સંજોગોમાં ગણાવી જોઈએ એ પ્રશ્નનો જવાબ રૂઢિ આપી શકે. સામાન્ય રીતે જ્યારે પ્રધાનમંડળ ધારાસભામાંની બહુમતીનો ટેકો ગુમાવે ત્યારે ફરીને ચૂંટણી કરવાની પ્રથા બધાં જ પ્રજાતંત્રવાળાં રાષ્ટ્રોમાં હોય છે. પણ આપણે ત્યાં તો આ પ્રકારની સત્તા ગવર્નર-જનરલ હસ્તક છે. એટલે ગવર્નર-જનરલ આવા સંજોગોમાં પોતાના અસામાન્ય અધિકારોનો ઉપયોગ કરીને ચલાવી પણ લે અને નવી ચૂંટણી મુલતવી રાખ્યા કરે.

રાજસભામાં રાજસ્થાનોના પ્રતિનિધિત્વનું પ્રમાણ વધારે પડતું છે. વસ્તી કે સંપત્તિની દૃષ્ટિએ આમાં સાફ સાફ અન્યાય છે. વળી, એ ધારાસભામાં ૬ સભ્યો તો ગવર્નર-જનરલ નીમી શકે એવો પ્રબંધ છે.

સમવાયતંત્રના ધારામંડળની એક વિચિત્રતા એ છે કે એમાં ઉપરની ધારાસભા એટલે રાજસભાના પ્રતિનિધિઓની ચૂંટણી સીધી રીતે થવાની છે ત્યારે નીચેની ધારાસભાની એટલે 'ફેડરલ એસેમ્બ્લી'ની ચૂંટણી આડકતરી થવાની છે. સામાન્યતઃ લોકનું પ્રતિનિધિત્વ ધરાવનારી નીચેની ધારાસભા ઘણાખરા સમવાયતંત્રમાં પ્રજા સીધા મતાધિકાર દ્વારા જ ચૂંટે છે. ઉપરની ધારાસભામાં જ આડકતરી ચૂંટણીની પદ્ધતિ હોય છે.

રાજસભા હિંદી જનતાના સાચા પ્રતિનિધિત્વનો દાવો ન કરી શકે. એને માટેનો મતાધિકાર અતિ મર્યાદિત છે. પાંત્રીસ કરોડની જનસંખ્યા ધરાવતા એક ખંડ શા આપણા આ મહારાષ્ટ્રમાં ભાગ્યે જ દોઢ લાખ માનવીને આ ધારાસભા માટેની ચૂંટણીમાં મત

આપવાનો અધિકાર છે. પ્રાંતિક ધારાસભાની ચૂંટણી માટે લગભગ ૩ કરોડ ૬૦ લાખ મતદારોને મતાધિકાર છે. હિંદની પુખ્ત વયની જનસંખ્યા લગભગ ચૌદ કરોડ હશે. વળી, રાજસભાનું સ્વરૂપ કાયમી છે. આમજનતાના મતનું પ્રતિબિંબ એ શી રીતે પાડી શકે? નવ વર્ષમાં તો પ્રજાનો મત કેટલોયે પલટાઈ જાય. ધારા ઘડવાની સત્તા ધરાવનાર મંડળને આ પ્રકારનું કાયમી સ્વરૂપ આપવામાં સ્પષ્ટ અન્યાય છે. રાજસભામાં રાજ્યકર્તાઓના પ્રતિનિધિઓનું પ્રમાણ પણ 'ફેડરલ એસેમ્બ્લી'માંના પ્રમાણ કરતાં મોટું છે. રાજસભામાં ૪૦ ટકા આવા પ્રતિનિધિઓ છે જ્યારે 'ફેડરલ ધારાસભા'માં ૩૩ ટકા છે. રાજકર્તાના પ્રતિનિધિઓને પ્રતિનિધિ એવું જ નામ આપવું પણ યોગ્ય નથી. એ તો બિચારા 'ચિઠ્ઠીના ચાકર' હોવાના. વસ્તીની દૃષ્ટિએ રાજસ્થાની પ્રદેશનું મહત્ત્વ બ્રિટિશ હિંદી પ્રદેશના મહત્ત્વ કરતાં ત્રીજા ભાગનું રહેવાનું. સંપત્તિની દૃષ્ટિએ તો એ એથી પણ ઓછું છે. રાજ્યની આવકની દૃષ્ટિએ સમવાયતંત્રની આવકના ૯૦ ટકા બ્રિટિશ હિંદી પ્રદેશમાંથી જ આવવાના જ્યારે માત્ર ૧૦ ટકા જ રાજસ્થાની પ્રદેશમાંથી. રાજકીય જાગૃતિ પણ બ્રિટિશ હિંદી પ્રદેશમાં અનેકગણી વધારે છે. પણ પ્રત્યાઘાતી બળોનું પ્રમાણ વધારવાના હેતુથી જ રાજ્યકર્તાઓના પ્રતિનિધિઓનું પ્રમાણ આટલું મોટું રાખવામાં આવ્યું છે.

ધારામંડળના સભ્ય તરીકે ઉમેદવારી કરવા માટેની લાયકાતોમાં નીચેની ખાસ મહત્ત્વની છે:—

(૧) ઉમેદવાર બ્રિટિશ પ્રજાજન હોવો જોઈએ. અથવા સમવાય-તંત્રમાં પ્રવેશેલા રાજસ્થાનનો રાજ્યકર્તા અથવા પ્રજાજન હોવો જોઈએ.

(૨) રાજસત્તાના ઉમેદવારની ઉમર ઓછામાં ઓછી ત્રીસ વર્ષની હોવી જોઈએ અને 'ફેડરલ એસેમ્બ્લી'ના ઉમેદવારની ઉમર ઓછામાં ઓછી ૨૫ વર્ષની હોવી જોઈએ.

(૩) બીજી જરૂરી લાયકાત એ ધરાવતો હોવો જોઈએ.

સમવાયતંત્રમાં પ્રવેશ ન કર્યો હોય એવા રાજસ્થાનનો રાજકર્તા અથવા પ્રજાજન જો પ્રાંતિક ધારાસભા માટે ઉમેદવારી કરવાનો અધિકારી હોય તો એની આ ધારાસભા માટેની લાયકાત દૂર નથી થતી.

એક વેળા ચૂંટાયેલા સભ્યોને બીજી વાર ચૂંટણીમાં ઉમેદવારી કરવાનો અધિકાર છે. ખાલી પડેલી જગ્યા પૂરનાર સભ્ય એ જગ્યાની બાકીની મુદત સુધી સભ્ય તરીકે ચાલુ રહે.

બધી બેઠકોના નીચેના વિભાગ કરવામાં આવ્યા છે—(૧) સામાન્ય બેઠકો–આમાં હિંદુઓ અને કેટલીક લઘુમતી કોમોનો સમાવેશ થાય છે. (૨) કેટલીક કોમો માટે મુકરર કરેલી બેઠકો (૩) શીખોની બેઠકો (૪) મુસલમાનોની બેઠકો અને (૫) સ્ત્રીઓની બેઠકો. આ ઉપરાંત ઍંગ્લો ઇન્ડિયન, યુરોપિયન અને હિંદી ખ્રિસ્તીઓની બેઠકો છે. એ બેઠકો માટેની ચૂંટણી એ કોમોના પ્રાંતિક ધારાસભાઓમાંના પ્રતિનિધિઓ કરશે.

ગવર્નરના અને ચીફ કમિશ્નરના પ્રાંતોના વિભાગ પાડીને એ પ્રત્યેક વિભાગ માટે સામાન્ય, મુસલમાન અને શીખ પ્રતિનિધિઓની સંખ્યા મુકરર થશે. રાજસભા માટે પણ એમની બેઠકોની સંખ્યા ઠરાવવામાં આવશે.

શીખ અને મુસલમાન પ્રતિનિધિઓની ચૂંટણી કરવામાં મતદારો શીખ અને મુસલમાન જ હોવા જોઈએ. એ મતદારોને સામાન્ય બેઠકો માટેની ચૂંટણીમાં મતાધિકાર ન મળવો જોઈએ. એ જ રીતે, ઍંગ્લો ઇન્ડિયન, હિંદી ખ્રિસ્તીઓ અને યુરોપિયનો પણ સામાન્ય બેઠકો માટેની ચૂંટણીમાં મત નહિ આપી શકે.

બ્રિટિશ બલુચિસ્તાનના પ્રતિનિધિઓની ચૂંટણી માટે જુદા જ નિયમ ઘડવામાં આવશે. મુકરર કરેલી કોમોના પ્રતિનિધિઓની ચૂંટણી એ કોમોની પ્રાંતિક ધારાસભાઓના સભ્યો કરશે અને સ્ત્રીઓની ચૂંટણી પ્રાંતિક ધારાસભાઓનાં સ્ત્રી–સભ્યો કરશે.

રાજસભાની બેઠક માટેના ઉમેદવારને પોતાના મતદારમંડળમાં મતાધિકાર હોવો જોઈએ. ઍંગ્લો ઈન્ડિયન વગેરે માટે ખાસ જુદા નિયમો ઘડવામાં આવશે. જે મતદારમંડળ તરફ એ ચૂંટાઈને આવે એ મતદારમંડળના એ સભ્યો ન હોય તો ચાલી શકે.

'ફેડરલ એસેમ્બ્લી'ની ચૂંટણી માટે પણ આવા જ નિયમો છે. એમની ચૂંટણી પ્રાંતિક ધારાસભાઓના પ્રતિનિધિઓ કરશે.

ફેડરલ ધારાસભામાં પ્રાંતો મારફતે વેપાર-ઉદ્યોગના ૮ અને કામદારોના નવ પ્રતિનિધિઓ આવશે. એ ઉપરાંત, વેપાર-ઉદ્યોગના ૪ સભ્યો અને કામદારોનો ૧ સભ્ય સીધી રીતે ચૂંટાશે. જમીનદારોને સમવાયતંત્રની નીચેની ધારાસભામાં સાત બેઠક આપવામાં આવી છે.

કોમી ધોરણે ચૂંટણી કરવાની પ્રથા રાષ્ટ્રીયતાના વિકાસની દૃષ્ટિએ ખૂબ ખૂબ હાનિકર્તા છે. મુસલમાનો કે એવી બીજી લઘુમતી કોમોને પૂરતું પ્રતિનિધિત્વ મળે એ નિઃશંક જરૂરી છે. પણ સંયુક્ત મતદારમંડળોની રચના દ્વારા એ શકય છે એમાં શંકા નથી. આજે જ્યાં જ્યાં કોમી ધોરણનાં મતદારમંડળ હિંદમાં નથી ત્યાં મુસલમાનો કે લઘુમતી કોમોને અન્યાય ન થાય એની ખાસ કાળજી રાખવામાં આવે છે. મહાસભાની ચૂંટણીઓમાં આપણે આ તત્ત્વ સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ. અને કોમી ભેદ આજે એટલો મહત્ત્વનો નથી રહ્યો જેટલો આર્થિક ભેદ મહત્ત્વનો છે. પુખ્ત વયના પ્રત્યેક માનવીને મતાધિકાર હોય એવી પદ્ધતિ જો દાખલ કરવામાં આવે તો સંયુક્ત મતદારમંડળોમાં પણ બધી જ કોમોને પ્રતિનિધિત્વ મળી રહેવાનું.

* * *

સમવાયતંત્રના ધારામંડળમાં બે ધારાસભાઓની પદ્ધતિ દાખલ કરીને વિના કારણે ગૂંચવણો ઊભી કરવામાં આવી છે. મધ્યસ્થ તંત્રમાં બે ધારાસભાઓની પ્રથા શાસનધારાએ તદ્દન નવી નથી દાખલ કરી

એ વાત સાચી, પણ મધ્યસ્થ તંત્રમાં પણ આ પદ્ધતિ ૧૬ વર્ષથી જ દાખલ થઈ છે. ૧૯૦૯માં ભારતમંત્રી લોર્ડ મોર્લી હતો. એ પ્રજાતંત્રવાદી હતો. સરંજામી પદ્ધતિના અવશેષ શી એ ધારાસભાઓની પદ્ધતિ એ હિંદમાં દાખલ કરવાની વિરુદ્ધ હતો. પણ ૧૯૧૭ના ભારતમંત્રી મોન્ટેગ્યુને એ પદ્ધતિ વ્યાજબી જણાઈ અને પરિણામે ૧૯૧૯ના શાસનધારામાં એને સ્થાન મળ્યું. ૧૯૩૫ના શાસનધારાના ઘડવૈયાઓને તો આ પદ્ધતિ ખૂબ ખૂબ મહત્ત્વની લાગી. લઘુમતી કોમોના અથવા રાષ્ટ્રીય હિતોના રક્ષણનો જે દાવો રાજસભાની રચના માટે થાય છે એ અર્થહીન છે. ધારાવિષયક બધા જ પ્રશ્નોમાં—આર્થિક ધારાઓને અપવાદરૂપ ગણતાં, રાજસભાની અને 'ફેડરલ એસેમ્બ્લી'ની સત્તા સમાન છે. સંયુક્ત બેઠક બોલાવવાનો આગ્રહ બેમાંથી એક પણ ધારાસભા કરી ન શકે, એ તો ગવર્નર–જનરલને ઇચ્છા થાય તો જ સંયુક્ત બેઠક બોલાવવામાં આવે. રાજસભાની રચના તદ્દન પ્રત્યાઘાતી છે. એ પ્રગતિકારક પગલાં લે એવી આશા અસ્થાને છે. અને સમવાયતંત્રના ધારામંડળમાં સામાન્ય રીતે જે હેતુઓથી બે ધારાસભા રચવામાં આવે છે એ હેતુઓ આમાં પાર પડે એમ નથી.

* * *

સમવાયતંત્રના ધારામંડળના અધિકારોની હવે ચર્ચા કરીએ. એ ચર્ચા નીચેના વિભાગોમાં વહેંચાઈ જાય છે :—

(૧) ધારાવિષયક અધિકારો;

(૨) સામાન્ય રાષ્ટ્રીય નીતિનું ઘડતર;

(૩) આર્થિક પ્રશ્નો અંગેના અધિકારો;

(૪) વહીવટી તંત્ર ઉપરની દેખરેખ અને કાબૂ; પ્રધાનો પાસે જવાબદારીનું પાલન કરાવવું;

(૫) શેષ અધિકારો; ખાસ પરિસ્થિતિને અંગેના અધિકારો;

સમવાયતંત્રના ધારામંડળના ધારાવિષયક અધિકારોનું નિરૂપણ શાસનધારાની ૯૯ થી ૧૧૦ સુધીની કલમોમાં છે. સમવાયતંત્રની ધારાસભા આખાયે બ્રિટિશ હિંદ માટે ધારા ઘડવાની સત્તા ધરાવે છે. એ ઉપરાંત, સમવાયતંત્રમાં જે રાજસ્થાનોએ પ્રવેશ કર્યો હોય એને માટે પણ એ રાજસ્થાનોનાં પ્રવેશપત્રને અનુસરીને ધારા ઘડવાની સત્તા એ ધરાવે છે. જેટલા પ્રમાણમાં સમવાયતંત્રને ધારા ઘડવાની સત્તા રાજ્યકર્તા સોંપે એટલા પ્રમાણમાં એ પોતાની સત્તાનો ત્યાગ કરે છે એમ કહી શકાય. સમવાયતંત્રની સરકારને સમવાયતંત્રમાં પ્રવેશેલા રાજકર્તાઓના પ્રદેશમાં સમવાયતંત્રના કાયદાઓનો અમલ કરાવવાનો અધિકાર રહેશે. પ્રવેશપત્રમાં એના ઉપર જેટલી મર્યાદા મુકાઈ હશે એટલા પૂરતી એ સત્તા મર્યાદિત રહેશે. સમવાયતંત્રના કાયદા જોડે રાજસ્થાનનો કોઈ કાયદો જો અથડામણમાં આવશે તો સમવાયતંત્રનો કાયદો જ કાયદેસર ગણાશે. પ્રાંતોને વિષે પણ આવું જ છે. એક એવો અપવાદ છે જ્યાં પ્રાંતિક ધારાસભાનો કાયદો સમવાતંત્રની ધારાસભાના કાયદાથી વિરોધી હોય તોપણ કાયદેસર ગણી શકાય. શાસનધારાએ કાયદા ઘડવા માટે વિષયોની વહેંચણી કરી છે. એક યાદીમાં સમવાયતંત્રના વિષયો છે. એ વિષયો પરત્વે સમવાયતંત્રની ધારાસભા જ કાયદા ઘડી શકે. બીજી યાદીમાં પ્રાંતિક વિષયો છે. એ વિષયો પરત્વેના કાયદા પ્રાંતિક ધારાસભા ઘડી શકે. ત્રીજી યાદી એવી છે કે એ વિષયો પરત્વે સમવાયતંત્રની અને પ્રાંતિક એમ બંને ધારાસભાઓ કાયદા ઘડી શકે. પણ આવા વિષયોમાં સમવાયતંત્રે એક કાયદો ઘડ્યા પછી પ્રાંતિક ધારાસભા બીજો કાયદો ઘડે તો શું ? એવા સંજોગોમાં જો એ ધારાને શહેનશાહની સંમતિ મળે તો એ પ્રાંત પૂરતો એ કાયદો કાયદેસર ગણાય. ત્યાં સમવાયતંત્રના કાયદાનો અમલ ન થાય, પણ સમવાયતંત્રનું ધારામંડળ એ વિષય પરત્વે વધારે કાયદા તો ઘડી જ શકે.

રાષ્ટ્રીય નીતિના ઘડતર ઉપર સમવાયતંત્રના ધારામંડળની અસરની

સ્પષ્ટ વ્યાખ્યા સારાયે બંધારણમાં ક્યાંયે નથી. પણ નીચેની વસ્તુઓ ઉપરથી આપણે એનું માપ અવશ્ય કાઢી શકીએ :—

(૧) પ્રધાનોની જવાબદારી.

(૨) સમવાયતંત્રના અર્થતંત્ર ઉપરનો કાબૂ; ખાસ કરીને ખર્ચની મંજૂરી અંગે મતાધિકાર અને આર્થિક કાયદા ઘડવાની સત્તા.

(૩) પ્રધાનોને પ્રશ્નો પૂછવાના, નીતિ અંગે ઠરાવો પસાર કરવાના, ખાસ પ્રશ્નોની ચર્ચા માટે ધારાસભાની બેઠક મુલતવી રાખવાનો ઠરાવ રજૂ કરવાના, વગેરે અધિકારો.

પ્રધાનો ધારામંડળને જવાબદાર છે એમ તો શાસનધારામાં ક્યાંયે ઠરાવવામાં નથી આવ્યું. એ તો માત્ર રૂઢિ ઉપર નિર્ભર એવો એક નિયમ 'મુનસફી' કે 'વ્યક્તિગત જવાબદારી' ઉપર છોડવામાં નહિ આવેલા પ્રશ્નો અંગે ગવર્નર–જનરલે પ્રધાનોની સલાહને અનુસરવાની ફરજ છે એમ કહી શકાય.

આ પરિસ્થિતિમાં પ્રધાનો ગવર્નર–જનરલે નીમેલા અધિકારી-સમા બની જાય છે. ધારાસભાઓ એમના પગાર મુકરર ન કરે ત્યાં સુધી તો એમને પગાર માટે પણ ગવર્નર–જનરલ ઉપર જ આધાર રાખવાનો રહેશે. એક પગારના પ્રશ્ન પૂરતો જ પ્રધાનોને ધારામંડળ જોડે અગત્યનો સંબંધ છે. પણ આ પ્રશ્નમાં પણ ધારામંડળનો પ્રધાનો ઉપરનો કાબૂ આડકતરો જ છે. પ્રધાનોને ગવર્નર–જનરલ બોલાવે છે, એ જ એની નિમણૂક કરે છે, એ જ એમને એમની ફરજો બતાવે છે અને જુદાં જુદાં ખાતાંઓ, તાબાના અધિકારીઓ અને પોતાની જોડેના એમના સબંધો પણ એ જ મુકરર કરે છે. અલબત્ત ગવર્નર–જનરલને શહેનશાહ જે સૂચનાપત્ર આપે છે એમાં એક સ્પષ્ટ સૂચના છે કે એણે મુખ્ય પ્રધાન તરીકે એવા જ માણસની નિમણૂક કરવી કે જેને ધારામંડળમાં બહુમતીનો ટેકો હોય. પણ એ નિમણૂક અંગે તો ગવર્નર–જનરલને પોતાની ' મુનસફી ' અનુસાર

વર્તન કરવાનો અધિકાર છે. ગવર્નર–જનરલ જે માણસને પસંદ કરે એને મહુમતિનો ટેકો છે એમ બતાવવાનું કોઈ સાધન નથી. ફ્રાન્સમાં એવો નિયમ છે કે જ્યારે જ્યારે નવા પ્રધાન નિમાય ત્યારે ત્યારે એમનામાં વિશ્વાસની એક દરખાસ્ત રજૂ થાય. ઇંગ્લાંડમાં પણ પ્રધાનમંડળ તરફ અવિશ્વાસ જાહેર કરતી દરખાસ્ત રજૂ કરવામાં આવે છે. પણ ત્યાં આ નિયમનો ઉપયોગ ખૂબ થોડો થાય છે. છેલ્લો એવો ઉપયોગ ૧૯૨૪માં થયો હતો જ્યારે એસ્કવીથે મજૂર–સરકાર તરફ અવિશ્વાસ જાહેર કરતી દરખાસ્ત રજૂ કરી હતી અને એ પસાર થઈ ગઈ હતી. પરિણામે મેકડોનલ્ડના પ્રધાનમંડળને રાજીનામું આપવું પડયું હતું. પણ ઇંગ્લાંડમાં તો કોઈ મહત્ત્વના પ્રશ્ન ઉપર પ્રધાનમંડળની હાર થાય તોપણ એ રાજીનામું આપી દે.

આપણા દેશમાં આ પ્રકારની બંધારણીય રૂઢિ ઊભી થશે કે કેમ એ તો જોવાનું રહે છે. ધારામંડળનો પ્રધાનમંડળની નિમણૂક ઉપર કોઈપણ પ્રકારનો સીધો કાબૂ રહેશે કે કેમ એ પણ એક સવાલ છે. શાસનધારો તો એ નિમણૂક કરવાની સત્તા ગવર્નર–જનરલની 'મુનસફી' ઉપર જ છોડે છે. ધારામંડળની બહુમતિનો વિશ્વાસ ગુમાવનાર પ્રધાનને બરતરફ કરવાની જરૂર શાસનધારાએ સ્વીકારી નથી. પ્રધાનમંડળની સંયુક્ત જવાબદારીનો પણ શાસનધારામાં તો નિર્દેશ નથી. એવા મહત્ત્વના પ્રશ્નને ગવર્નર–જનરલના સૂચનાપત્રમાં જ સ્થાન છે.

પ્રધાનમંડળમાં એવા માણસની નિમણૂક પણ થઈ શકે કે જે ધારાસભાનો સભ્ય ન હોય. શાસનધારામાં એવો પ્રબંધ છે કે એવી નિમણૂક પછી છ મહિનાની અંદર એણે ધારામંડળની કોઈ સભામાં સ્થાન મેળવી લેવું જોઈએ. પણ એવું સ્થાન તો ગવર્નર–જનરલ એને અપાવી શકે. કોઈ રાજ્યકર્તાના પ્રતિનિધિ તરીકે એ એને ધારાસભામાં મોકલી શકે અને રાજસભામાં તો ગવર્નર–જનરલ એની સીધી નિમણૂક પણ કરી શકે.

પ્રધાનોના પગાર ઉપરનો ધારામંડળનો કાબૂ પણ અધૂરો જ છે.

વર્ષમાં એક જ વખત એ પ્રશ્ન ધારાસભા સમક્ષ આવવાનો. અને પ્રધાનના પગારમાં એની પ્રધાનપદની સત્તાની મુદ્દત દરમિયાન ફેરફાર ન થઈ શકે એવો નિયમ કરીને તો પ્રજાતંત્રના સિદ્ધાંતનું મૂળમાંથી જ ખંડન કરવામાં આવ્યું છે.

સવાલો પૂછવાના, ઠરાવો કરવાના વગેરે ધારામંડળના સભ્યોના અધિકાર સરકારની ટીકા કરવા પૂરતા અને એ રીતે લોકમત કેળવવામાં ઉપયોગી થાય. પણ એનો રચનાત્મક દૃષ્ટિએ તો કશો જ ઉપયોગ નથી. ધારાસભાની બેઠક મુલતવી રાખવાની દરખાસ્ત વિષે પણ આવું જ કહી શકાય.

સમવાયતંત્રમાં ધારામંડળનો અર્થતંત્ર ઉપરનો કાબૂ પણ તદ્દન મર્યાદિત છે. એ મર્યાદાઓ નીચે પ્રમાણે ગણાવી શકાયઃ—

(૧) ગવર્નર–જનરલને સમવાયતંત્રની સરકારની સાખ અને આર્થિક સ્થિરતા જાળવવાની 'ખાસ જવાબદારી.'

(૨) ગવર્નર–જનરલને પ્રધાનોથી અને ધારામંડળથી સ્વતંત્ર એવો એક આર્થિક સલાહકાર સલાહ આપશે.

(૩) આર્થિક પ્રશ્નોનો ઝડપી નિકાલ થાય એ માટેનું નિયમન કરવાની ગવર્નર–જનરલની સત્તા.

(૪) સમવાયતંત્રનાં મહત્ત્વનાં અને ખર્ચાળ ખાતાંઓ તો ધારામંડળ કે પ્રધાનોના કાબૂ બહાર છે.

(૫) ગવર્નર–જનરલનો પગાર વગેરે ખર્ચ, સમવાયતંત્રનાં દેવાં અંગેનું ખર્ચ, પ્રધાનોનો પગાર, 'ફેડરલ કોર્ટ'ના ન્યાયમૂર્તિઓના પગાર, રક્ષણ, ધાર્મિક ખાતું, તાજની જવાબદારી અદા કરવા માટે શહેનશાહને આપવાની રકમ, બાકાત પ્રદેશોના વહીવટ માટેનો ખર્ચ વગેરે શાસનધારાની ૩૩ (૩)મી કલમમાં જણાવેલાં ખર્ચો અંગે ધારામંડળને મત આપવાનો અધિકાર નથી.

ધારામંડળમાં અંદાજપત્ર પસાર કરવાની પદ્ધતિ શાસનધારાની ૩૩થી ૩૬મી કલમોમાં આપવામાં આવી છે. સૌથી પ્રથમ વાર્ષિક આર્થિક નિવેદન (Annual Financial statement) ધારામંડળનાં બંને ગૃહ સમક્ષ રજૂ કરવામાં આવશે. એ નિવેદનમાં ખર્ચના બે સ્પષ્ટ ભાગ પાડવામાં આવશે. એક ભાગ તો 'સમવાયતંત્રની આવકમાંથી કરવાનાં ખર્ચનો (Expenditure charged upon the revenues of the Federation) હશે. એ ભાગમાં જે ખર્ચનો સમાવેશ થાય એના ઉપર ધારાસભાઓ મત ન આપી શકે. બીજા ભાગનાં ખર્ચ ઉપર ધારાસભાઓ મત આપી શકે અને એમાં વધારો–ઘટાડો કરી શકે. ગવર્નર–જનરલ પોતાની 'ખાસ જવાબદારી'ના પાલન માટે જરૂરી માને એવાં ખર્ચનો પણ એમાં સ્પષ્ટ નિર્દેશ હશે. એટલે ધારામંડળના સભ્યોને જાણે ચેતવણી આપવાની હોય કે જો એ અમુક ખર્ચ નામંજૂર કરે તો ગવર્નર–જનરલ એ ખર્ચને પોતાની ખાસ સત્તાનો ઉપયોગ કરીને મંજૂર કરશે. એ પછી આ આર્થિક નિવેદન ઉપર સામાન્ય ચર્ચા થાય છે. ગવર્નર–જનરલને અને તાજના પ્રતિનિધિને આપવાની રકમો સિવાય બીજા બધા પ્રશ્નોની આ વખતે ચર્ચા થઈ શકે. આર્થિક પ્રશ્નોના ઝડપી નિકાલ અંગે ધારામંડળની કાર્યપદ્ધતિ મુકરર કરવાની ગવર્નર–જનરલની સત્તા આ વખતે અમલમાં આવી શકે, અને એની મારફતે ગવર્નર–જનરલ ધારામંડળના સભ્યોના આ ચર્ચા અંગેના અધિકાર ઉપર અંકુશ મૂકી શકે. એ પછી જુદાં જુદાં ખાતાંવાર ખર્ચની મંજૂરીની માગણી (Demands for grants) થાય. 'ફેડરલ એસેમ્બ્લી'માં આ ચર્ચા પૂરી થાય અને એમાં આ રીતે મંજૂરી મળી જાય પછી એ માગણીઓ રાજસભા સમક્ષ રજૂ કરવામાં આવે. જે ખર્ચની મંજૂરી આપવાનો ધારામંડળને અધિકાર છે એ ખર્ચની મંજૂરી પરત્વે મતાધિકાર બંને ધારાસભાઓને છે. પણ આવી માગણી પહેલાં 'ફેડરલ એસેમ્બ્લી'માં જ રજૂ થઈ શકે. અને જે માગણી એ ધારાસભામાં નામંજૂર થઈ હોય એના ઉપર રાજસભા વિચાર કે ચર્ચા ન કરી શકે. પણ જો

ગવર્નર–જનરલ એ માગણીને મૂળ કે ઘટાડેલા સ્વરૂપમાં રાજસભા સમક્ષ રજૂ કરવાનું ફરમાન કરે તો એ રાજસભા સમક્ષ મત માટે રજૂ કરવામાં આવે ખરી. 'ફેડરલ એસેમ્બ્લી'એ ખર્ચની માગણીમાં ઘટાડો કર્યો હોય તો એ ઘટાડેલી માગણી જ રાજસભા સમક્ષ રજૂ કરવાનું ફરમાન કરવાનો ગવર્નર–જનરલને અધિકાર તો છે જ.

ખર્ચની માગણી પહેલાં ગવર્નર–જનરલની એ માટેની સંમતિ આવશ્યક છે.

બંને ધારાસભાઓ વચ્ચે ખર્ચની મંજૂરી અંગે મતભેદ પડે તો ગવર્નર–જનરલે બંને ધારાસભાઓની સંયુક્ત બેઠક બોલાવવાની રહે છે. બંને ધારાસભાના સભ્યોની આ સંયુક્ત બેઠકની બહુમતિ એ નિર્ણાયક બહુમતિ રહેશે. સામાન્ય રીતે પ્રજાતંત્રોમાં નીચલી ધારાસભાને હસ્તક જ આર્થિક પ્રશ્નો અંગેની સત્તા હોય છે. હિંદી સમવાયતંત્રની યોજનામાં આવી સમાન સત્તાનું તત્ત્વ દાખલ કરીને 'ફેડરલ એસેમ્બ્લી'ની સત્તા ઉપર ખૂબ મોટો કાપ મૂકવામાં આવ્યો છે.

આ પછી અંદાજપત્ર અંગેનું છેલ્લું પગલું આવે છે. ધારામંડળે ગમે તે નિર્ણય આપ્યો હોય તોયે જો ગવર્નર–જનરલને એમ જણાય કે કોઈ નામંજૂરી અને કાપ એની 'ખાસ જવાબદારીઓ'ના પાલનને હાનિકર્તા છે તો ગવર્નર–જનરલ એને મંજૂર કરી શકે. જેનો ગમે તે અર્થ કરી શકાય એવી આ કલમ ધારાસભાઓને રમકડાં–ધારાસભાઓ જ બનાવી મૂકે છે. અંદાજપત્રમાં જે ખર્ચનો સમાવેશ ન થયો હોય એવાં ખર્ચ માટેની વધારાની માગણીઓને પણ આ નિયમ લાગુ પડે જ છે.

આમ સમવાયતંત્રનાં ધારામંડળોની સત્તા અતિમર્યાદિત જણાય છે. અને આવી મર્યાદિત સત્તામાંયે ગવર્નર–જનરલ પગલે પગલે ડખલ કરી શકે, સૂચના કરી શકે અને ફરમાનો પણ કરી શકે! રાષ્ટ્રીય ચણતરનો પાયો અર્થતંત્ર છે અને એમાં પ્રજાકીય તત્ત્વને જરાયે અધિકાર

ન રહે એવા તંત્રને પ્રજાતંત્રનું નામ આપવામાં આપણા રાષ્ટ્રની ક્રૂર હાંસી છે.

શાસનધારામાં ધારામંડળની સમિતિઓનો નિર્દેશ નથી. પણ એવી સમિતિઓની નિમણૂક તો થવાની જ. આર્થિક પ્રશ્નો, રેલવે અને હિસાબખાતા અંગે આવી કાયમી સમિતિઓ રચાશે. પણ આ સમિતિઓનું કાર્ય સલાહ આપવાનું જ હોય છે, એમને એ ખાતાંઓના વહીવટમાં કશા જ અધિકાર નથી હોતા. આ ઉપરાંત બીજી પણ કેટલીક સમિતિઓ રચાશે તો ખરી જ, પણ એમની દશા પણ આ સમિતિઓ જેવી જ રહેવાની.

સમવાયતંત્રના ધારામંડળને બીજી પણ કેટલીક નામની સત્તાઓ છે. જે પ્રશ્નો વિષે કાયદા ઘડવાની સત્તા પ્રાંત છે કે સમવાયતંત્રને કે પછી બંનેને એનો નિર્ણય શાસનધારામાં ન હોય એવા શેષાધિકારોમાં એને સત્તા છે. ખાસ પરિસ્થિતિ અંગે કાનૂની સત્તા સમવાયતંત્રના ધારામંડળને છે અને પ્રાંતિક ધારાસભાએ ઘડેલા કાયદાઓની ઉપરવટ જવાના પણ એના કેટલાક અધિકારો છે. પણ આ બધા જ અધિકારોનો ભોગવટો ગવર્નર–જનરલની મંજૂરી મેળવ્યા પછી જ થઈ શકે.

ધારાસભાઓના કાર્યની રૂપરેખા હવે આપણે દોરીશું. એ પ્રશ્નની ચર્ચા નીચેના ૭ વિભાગમાં વહેંચાઈ જાય છે :—

(૧) ધારાસભાનું આવાહન, સભ્યોના સોગન, સભ્યોની લાયકાત દૂર થવાની પદ્ધતિ.

(૨) ધારાસભાના અધિકારીઓની નિમણૂક.

(૩) હકકો–ધારાસભાઓના અને વ્યક્તિગત સભ્યોના.

(૪) સભ્યોના પગાર.

(૫) ધારાસભાનાં કાર્યના પ્રકારો — (ક) ખરડાઓ, (ખ) નીતિના પ્રશ્નો અંગેના ઠરાવો, (ગ) પ્રશ્નો, (ઘ) બીજી દરખાસ્તો અને (ચ) આર્થિક કાર્ય.

(૬) બંને ધારાસભાઓની સંયુક્ત બેઠક.

ધારાસભાની બેઠકોનું આવાહન કરવાની, એને મુલતવી રાખવાની અને એને વિખેરી નાખવાની સંપૂર્ણ સત્તા ગવર્નર–જનરલની છે. શાસનધારાએ એને અંગે એક નિયમ કર્યો છે. વર્ષમાં ઓછામાં ઓછી એક બેઠક તો મળવી જ જોઈએ એવો એ પ્રબંધ છે. ધારામંડળની બે બેઠકો વચ્ચે બાર મહિનાથી ઓછી મુદત રહેવી જોઈએ.

કાર્યનો આરંભ થાય એ પહેલાં સભ્યોએ સોગન લેવા જોઈએ. બ્રિટિશ હિંદી પ્રજાજન માટે, રાજકર્તાઓના પ્રતિનિધિઓ માટે અને ધારામંડળના સભ્ય બનનાર રાજ્યકર્તા માટે આ સોગનનું સ્વરૂપ જુદું જુદું ઠરાવવામાં આવ્યું છે. સોગન લેવા સામે જેમને વાંધો હોય એવા લોકો વચન આપી શકે એવો પ્રબંધ પણ શાસનધારામાં છે.

સમવાયતંત્રના ધારામંડળની બંને ધારાસભાઓ માટે સભ્ય થવાની અને એમાં બેસવાની અને મત આપવાની લાયકાત દૂર કરનારાં કારણો અનેક છે. એને અંગેના નિયમોનું ઉલ્લંઘન સજાને પાત્ર ગણવામાં આવ્યું છે. એ નિયમો નીચે પ્રમાણે છે:

(૧) કોઈ પણ વ્યક્તિ બંને ધારાસભાઓમાં એક સાથે રહી શકે નહિ. બંને ધારાસભાઓમાં ચૂંટાઈ આવેલા સભ્ય માટે એક ધારાસભામાંથી પોતાની બેઠકનું રાજીનામું આપવા અંગે નિયમો ઘડવાની સત્તા ગવર્નર–જનરલને આપવામાં આવી છે.

(૨) કોઈ પણ વ્યક્તિ એક સાથે સમવાયતંત્રની ધારાસભા અને પ્રાંતિક ધારાસભામાં સભ્ય તરીકે ન રહી શકે.

(૩) ૨૬મી કલમમાં બતાવવામાં આવેલાં કારણોથી જો કોઈ વ્યક્તિ ધારાસભાના સભ્ય થવાની લાયકાત ન ધરાવતી હોય તો એણે સમવાયતંત્રની ધારાસભાઓની બેઠક ખાલી કરવી જોઈએ; ધારાસભાની સભાઓમાંથી એક સામટા ૬૦ દિવસ સુધી ગેરહાજર રહેનાર પણ સભ્ય તરીકેના હક્ક ગુમાવે છે.

(૪) ૨૬ મી કલમના નિયમો નીચેના છે :—

(ક) સરકારી અમલદારો—

સમવાયતંત્રનાં ધારામંડળે જે અમલદારોને અપવાદ-રૂપ ગણ્યા હોય તે સિવાય;

(ખ) અસ્થિર મગજ ધરાવનારા;

(ગ) નાદાર થયેલા;

(ઘ) ચૂંટણી અંગેના કાયદા વગેરેનો ભંગ કરનારા;

(ચ) બે વર્ષ કે તેથી વધારે મુદ્દતની જેને સજા થઈ હોય અને એ સજા પૂરી થયે પાંચ વર્ષ કે એથી વધારે સમય ન ગયા હોય એવા લોકો,

(છ) ચૂંટણીના ખર્ચની તારીજ રજૂ ન કરી હોય એવા લોકો;

આટલા માણસો ધારાસભાના સભ્ય થવાને લાયક નથી. ફોજદારી ગુનાને માટે કેદ કે દેશનિકાલની સજા ભોગવી રહ્યા હોય એવાઓને તો ધારાસભાના સભ્ય બનવા માટે ઉમેદવાર થવાનો પણ અધિકાર નથી.

ધારાસભાના કોઈ ચાલુ સભ્યને ફોજદારી ગુના માટે સજા થાય તો એની જગ્યાએ બીજી ચૂંટણી તરત જ નથી થતી. એને ત્રણ માસનો સમય આપવામાં આવે છે. એ ત્રણ મહિનાના સમય દરમિયાન અપીલ કે બીજા માર્ગે એ નિર્દોષ જાહેર થાય તો જ એને એની જગ્યા ઉપરથી બરતરફ કરવામાં આવે. પણ એ ત્રણ મહિનાના સમય દરમિયાન એ ધારાસભામાં સભ્ય તરીકે હાજરી ન આપી શકે અથવા સભ્યના કોઈ પણ અધિકારો ભોગવી ન શકે.

આવા નિયમોનો ભંગ કરીને અધિકાર વિના જો કોઈ શખ્સ ધારાસભામાં સભ્ય તરીકે બેસે તો દરેક દિવસ માટે એનો ૫૦૦ રૂપિયા દંડ થાય.

ધારાસભાને પોતાના પ્રમુખ ચૂંટવાનો અધિકાર છે. 'ફેડરલ એસેમ્બ્લીના પ્રમુખને 'સ્પીકર' કહેવામાં આવે છે અને એની અવેજીમાં કામ કરવા માટે 'ડેપ્યુટી સ્પીકર'ની ચૂંટણી થાય છે. રાજસભાના પ્રમુખને 'પ્રેસિડન્ટ' કહેવામાં આવે છે. એના મદદનીશને 'ડેપ્યુટી પ્રેસિડંન્ટ' કહેવામાં આવે છે. ધારામંડળના સભ્યોને શાસનધારા દ્વારા જો એકે વિશિષ્ટ હક્ક મળતો હોય તો એ એક માત્ર છે. એ છે ધારાગૃહોમાં વાણીસ્વાતંત્ર્યનો અધિકાર. આ અધિકાર ઉપર પણ મર્યાદાઓ તો છે જ છે. સમવાયતંત્રનું ધારામંડળ એક અથવા બંને ધારાસભાને કેટલાક ખાસ અધિકાર આપી શકે, પણ અદાલતી સત્તાનું આરોપણ આ રીતે ન થઈ શકે એવી સ્પષ્ટ કલમ શાસનધારામાં છે.

ધારામંડળમાંના વાણીસ્વાતંત્ર્યના અધિકારનો ઉપયોગ કોણ કરી શકે ? ધારાસભાઓના પ્રમુખોને—અને ખાસ કરીને નીચલી ધારાસભાના પ્રમુખને—તો ભાગ્યે જ વ્યાખ્યાન આપવાની તક હોય. ગવર્નર-જનરલને સંદેશાઓ મોકલવાનો અને જાતે વ્યાખ્યાન આપવાનો પણ અધિકાર છે. એના વ્યાખ્યાનમાં હાજરી આપવાની એ ધારામંડળના સભ્યો ઉપર ફરજ પણ પાડી શકે. પણ ધારાસભાઓમાં ચાલતી ચર્ચાઓમાં એ ભાગ ન લઈ શકે.

પ્રધાનોને ધારાસભાઓમાં બોલવાના અવસરો ઠીક ઠીક આવે. એમને બંને ધારાસભાઓમાં બોલવાનો અધિકાર રહે. ચર્ચાઓમાં પણ એ બંને ધારાસભાઓમાં ભાગ લઈ શકે. પણ એમને મતાધિકાર તો એ જ ધારાસભામાં રહે કે જેમાં એ સભ્ય હોય.

ગવર્નર-જનરલના સલાહકારોને પણ ધારાસભામાં બોલવાનો ખાસ અધિકાર શાસનધારાની ૨૧મી કલમદ્વારા મળ્યો છે. પણ ગવર્નર-જનરલના આર્થિક સલાહકારને એવો કોઈ પણ જાતનો અધિકાર નથી મળતો.

આ ઉપરાંત, એક ધારાસભાના મંત્રી સિવાય બીજા કોઈ પણ

નસભ્યને ધારાસભાઓમાં બોલવાનો અધિકાર નથી. મંત્રીની પણ સત્તા જાહેરાતો કરવા અંગેની અને એવી એવી જ છે.

સમગ્ર દૃષ્ટિએ, હિંદી ધારાસભાના અધિકારો બ્રિટન અને બીજાં નતંત્રોનાં ધારામંડળોના અધિકારોની તુલનાએ તો નામના જ છે.

બીજો મહત્ત્વનો સવાલ છે ધારાસભાના સભ્યોને પગાર આપવાનો. ાજૂનો પગાર વિના પ્રજાકીય સેવા કરવાનો સિદ્ધાંત ફેંકી દઈને ર્લામેન્ટના સભ્યોને પગાર આપવાની પ્રથા બ્રિટનમાં ૧૯૧૧માં મલ કરવામાં આવી હતી. હિંદમાં એ પદ્ધતિ દાખલ કરવામાં વી નથી. પ્રમાણિક રીતે અને પોતાની ફરજ યોગ્ય સ્વરૂપે સમજીને ધારાસભાના સભ્યો વર્તન કરે તો એમને વેતન મળવું જ ઈએ એમાં શંકા નથી. એ કામ એટલુ રહે કે જેથી એમને નનિર્વાહ માટે આજીવિકા મેળવવાનો સવાલ ન રહે. અને સાચું તકીય તંત્ર ત્યારે જ થઈ શકે. આમજનતાના સાચા પ્રતિનિધિઓ ારાસભાઓમાં જતા ત્યારે જ થાય જ્યારે ધારાસભાના સભ્યોને ગાર આપવાની પ્રથા દાખલ થાય.

ધારાસભાઓ સમક્ષ આવતાં જુદાં જુદાં કામના પ્રકારો વિષે ી ચર્ચા અહીં અસ્થાને નથી. આર્થિક પ્રશ્નો અંગેના કાયદા વાય બંને ધારાસભાઓમાં બધા જ ખરડાનો આરંભ થઈ શકે. તેની કાર્યપદ્ધતિ પણ એક જ પ્રકારની છે, એટલે એક ધારાસભાની ર્યપદ્ધતિનું નિરૂપણ પૂરતું થશે.

હિંદી ધારામંડળની ધારાસભા સમક્ષ સામાન્યત: પાંચ પ્રકારનાં ર્ય આવે છે :–

૧. સવાલો અને પૂરક સવાલો;

૨. જાહેર નીતિ અંગેના ઠરાવો;

૩. ધારાસભા મોકૂફ રાખનારી અને એવી બીજી ખાસ દરખાસ્તો;

૪. ખરડાઓ—સામાન્ય

૫. ખરડાઓ—આર્થિક

હવે આપણે આ પાંચ પ્રકારના કાર્યની ક્રમાનુસાર સંક્ષેપ ચર્ચા કરીએ.

ધારાસભાઓમાં સવાલો પૂછવાની પદ્ધતિ લોકજાગૃતિ સાધવાના કાર્યને સહાયક બને છે. ધારાસભાના સભ્યો પોતાને મત આપનારના હિતની કેવી તકેદારી રાખે છે એના સૂચક આવા સવાલો હોય છે. એ સવાલો પૂછવા અંગે અને એના જવાબો આપવા અંગે નિયમો હોય છે. સામાન્ય રીતે દસ દિવસ પહેલાં સવાલ આપવામાં આવ્યા હોય એનો જવાબ મળે છે. સવાલોનો જવાબ આપવા માટે રોજ એક કલાક અલગ રાખવામાં આવે છે.

જાહેર નીતિ અંગેના ઠરાવો રજૂ કરીને સભ્યો સરકાર ઉપર અસર કરી શકે. પણ એ ઠરાવોનું પાલન એટલું બધું મરજિયાત છે કે એનો અમલ થાય જ એની કશી જ ખાતરી નથી હોતી. પ્રધાનમંડળે આવા ઠરાવોનું શું પરિણામ આવ્યું એનો જવાબ આપવાનો રહેશે.

ધારાસભાનું મહત્ત્વનું કાર્ય તો ખરડાઓ પસાર કરવાનું અને એની ચર્ચા કરવાનું છે. આર્થિક પ્રશ્નો અંગેના ખરડાઓ માટેના નિયમો જુદા પ્રકારના હોય છે. સામાન્ય ખરડાઓનાં જીવનમાં ત્રણ જુદાં જુદાં પગલાં હોય છે.

સૌથી પ્રથમ તો ધારાસભામાં એને રજૂ કરવાની પરવાનગી માગતી દરખાસ્ત ધારાસભામાં રજૂ થાય. એ વખતે ખરડાની કલમોની કે એવી બીજી વિગતવાર ચર્ચા ન થાય. સામાન્યતઃ તો આ કક્ષામાંથી ખરડો તત્કાળ જ પ્રસિદ્ધ થઈ જાય છે. એ પછી ખરડો સરકારી ગેઝેટમાં પ્રકાશન પામે છે. આ કક્ષાને 'પહેલું વાંચન' કહેવામાં આવે છે.

બીજું પગલું છે એ ખરડાની ચર્ચાનું. એ વખતે કાં તો એ

ખરડાની સીધી જ ચર્ચા હાથ ધરવામાં આવે, અને કાં તો ખાસ સમિતિને (Select Committee) એ સોંપવાની દરખાસ્ત આવે અથવા પ્રજામત જાણવા પ્રકાશન કરવાની દરખાસ્ત આવે. આ દરખાસ્તોનો હેતુ તો ખરડાનું અકાળ મૃત્યું નિપજાવવાનો હોય છે. જો ખરડાની ચર્ચા હાથ ધરવામાં આવે તો એની જુદી જુદી કલમની વિસ્તૃત ચર્ચા થાય.

સિલેક્ટ કમિટીને તો બિલ તો જ સોંપી શકાય જો એના સિદ્ધાંતનો સ્વીકાર થયો હોય. સિલેક્ટ કમિટીમાં ખૂબ ઝીણવટભરી ચર્ચા થાય છે. પણ એના અહેવાલને અનુસરીને જ ખરડો પસાર થાય એવું કશું નથી.

ધારાસભામાં બિલની ચર્ચા થતી હોય એ દરમિયાન જ જો ધારામંડળ વિખેરી નાખવામાં આવે તો એનો અંત ન આવે. રાજસભામાં એક બિલની ચર્ચા થતી હોય એ દરમિયાન જો 'ફેડરલ એસેમ્બ્લી'ને વિખેરી નાખવામાં આવે તોપણ એ બિલનો અંત આપમેળે ન જ આવે. પણ 'ફેડરલ એસેમ્બ્લી'માં એક બિલ પસાર થઈ ગયું હોય અને રાજસભામાં એની ચર્ચા ચાલતી હોય ત્યારે જો 'ફેડરલ એસેમ્બ્લી'ને વિખેરી નાખવામાં આવે તો એ બિલનો અંત આવી જાય. બંને ધારાસભાઓએ બિલને ત્યારે જ મંજૂર કર્યું ગણાય જ્યારે બંને ધારાસભાઓ એને એક જ સ્વરૂપે પસાર કરે.

ખરડાના ત્રીજા વાંચન વખતે એમાં સુધારા ન થઈ શકે. એનો વિરોધ કરનારા એને નામંજૂર કરવાની દરખાસ્ત રજૂ કરી શકે. સામાન્ય રીતે ત્રીજા વાંચન વખતે એ રીતે એ નામંજૂર નથી થઈ શકતો. પણ એના વિરોધીઓને એની ચર્ચા કરવાની તક આપવાના આશયથી જ આવી દરખાસ્ત લાવવાની છૂટ રાખવામાં આવી હોય છે.

ખરડાઓની ચર્ચા ધારામંડળમાં થાય ત્યારે વ્યાખ્યાન આપવાના સમય ઉપર જરા જેટલો પણ કાબૂ નથી હોતો. માત્ર આર્થિક પ્રશ્નો અંગેના ખરડાઓ મુકરર કરેલી સમયમર્યાદામાં પૂરા થઈ જવા જોઈએ.

ધારામંડળની એક ધારાસભામાંથી ખરડો આ રીતે પસાર થઈ ગયા પછી એ બીજી ધારાસભામાં જાય અને ત્યાં પણ આવા જ પ્રકારની વિધિમાંથી એને પસાર થવાનું રહે છે. 'ફેડરલ એસેમ્બ્લી' વધારે મહત્ત્વની ધારાસભા છે એટલે સામાન્ય રીતે ઘણાખરા ખરડાનો આરંભ ત્યાં જ થવાનો એ તો સ્વાભાવિક છે.

બંને ધારાસભાઓ વચ્ચે મતભેદ પડે તો ખરડો દાખલ થયા પછી છ મહિને ગવર્નર–જનરલ બે ધારાસભાની સંયુક્ત બેઠક બોલાવી શકે. પણ આર્થિક પ્રશ્નો અંગેના ખરડાઓ અને જે પ્રશ્નો અંગે 'ગવર્નર–જનરલ'ને એની 'મુનસફી' અનુસાર વર્તન કરવાનું છે એવા ખરડાઓમાં એવી સંયુક્ત બેઠક એ છ મહિના વીત્યા પહેલાં પણ બોલાવી શકે.

આર્થિક પ્રશ્નો અંગેના ખરડાઓની કાર્યપદ્ધતિ તો આવી જ છે. પણ એનો આરંભ 'ફેડરલ એસેમ્બ્લી'માં જ થઈ શકે એટલો એને અંગે ભેદ છે. બીજો ભેદ સંયુક્ત બેઠકો અંગેનો છે.

સંયુક્ત બેઠક બોલાવવામાં આવે તો એ સમયે કુલ હાજર સભ્યોની બહુમતિથી ખરડો પસાર થયેલો ગણી કાઢવામાં આવે.

બંને ધારાસભામાંથી પસાર થાય એટલેથી જ એને કાયદાનું સ્વરૂપ નથી મળી જતું. ગવર્નર–જનરલની સંમતિ એને મળે ત્યારે એને એ સ્વરૂપ મળે.

ગવર્નર–જનરલ સમક્ષ જ્યારે ખરડો પેશ થાય ત્યારે કાં તો એને એ સંમતિ આપે અથવા તો એ એને નામંજૂર કરે. એ ત્રીજો માર્ગ પણ લઈ શકે. શહેનશાહ સમક્ષ મંજૂરી માટે રજૂ કરવા એ ખરડાને એ પોતાની પાસે રાખી લે.

વ્યક્તિગત સભ્યને તો ધારા ઘડવાના પ્રશ્ન પરત્વે અતિમર્યાદિત નિર્ણાયક સત્તા રહે છે. રાજકીય પક્ષોની વ્યવસ્થિત રચનાથી તો એ મર્યાદા વધારે સંકુચિત બની જાય. આજ પર્યંત તો ચૂંટાયેલા બધા જ સભ્યો સામાન્ય રીતે સરકાર સામે વિરોધી પક્ષ સમા બની રહેલા.

હવે તો પ્રધાનમંડળો રચવાનો સવાલ આવે છે. એટલે જુદા જુદા પક્ષો રચાઈ જશે અને એ રીતે સરકાર સામે બધા સંયુક્ત રીતે કામ નહિ કરવાના.

સમવાયતંત્રના ધારામંડળ અને આમજનતા વચ્ચે સંબંધ રહી શકે એવી કોઈ યોજના નથી. પ્રજાકીય તત્ત્વનું પ્રમાણ જેમાં વધારે છે એ 'ફેડરલ એસેમ્બ્લી'ની ચૂંટણી આડકતરી છે. સીધી રીતે ચૂંટાયેલી પ્રજાકીય પ્રતિનિધિ સભામાં રાષ્ટ્રીય લાગણીનો જે વિકાસ શક્ય છે એ જુદા જુદા વર્ગોના સભ્યોના આવા આડકતરી રીતે ચૂંટાયેલા શંભુમેળામાં શક્ય નથી. અને વિચિત્રતા તો એ છે કે રાજસભાની ચૂંટણી સીધા મતની છે પણ એને માટેનો મતાધિકાર મર્યાદિત છે અને એ મત આપનાર વર્ગ સંપૂર્ણપણે પ્રત્યાઘાતી છે. સ્વાભાવિક રીતે એનો અવાજ પ્રજાકીય માગણી જોડે બંધબેસતો ન જ થાય.

અને આમજનતા અને ધારામંડળના સંપર્ક વચ્ચે મોટા નડતરરૂપ થનાર ૯૯મી કલમ છે. એ કલમમાં એમ ઠરાવવામાં આવ્યું છે કે ધારામંડળમાં બધું જ કાર્ય અંગ્રેજી ભાષા મારફતે થશે. જે સભ્યને અંગ્રેજી ન આવડતું હોય એ સભ્યોને બીજી ભાષામાં બોલવાની છૂટ છે એ વાત સાચી, પણ સામાન્યતઃ મોટા ભાગનું કાર્ય જે ધારાસભાઓમાં અંગ્રેજીમાં થાય એનો આમજનતા જોડે સહવાસ ન રહી શકે.

જનતા અને ધારામંડળ જોડે સંબંધ જોડનાર સૌથી વધારે મહત્ત્વની યોજના વર્તમાનપત્રો છે. હિંદી ધારામંડળોમાં વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને બેસવાની ગોઠવણ આપ્યા સિવાય આમજનતા જોડે ધારાસભાઓનો સંબંધ યોજવાનો કોઈ પ્રયત્ન આજ પર્યંત નથી થયો. આપણા દેશમાં સમાચાર પૂરા પાડનારી સંસ્થાઓનો હજી યોગ્ય વિકાસ નથી થયો. 'યુનાઈટેડ પ્રેસ' જેવી કોઈ યોજના છે, પણ એ હજી અધૂરી છે. અને એ પ્રજાકીય પક્ષકાર છે એ કારણે સભાસ્થાને બિરાજતા લોકોનો એને સાથ નથી મળી શકતો. ધારામંડળ અંગેની બધી જ

માહિતી વિદેશી તંત્ર નીચે મુકાયેલી સમાચાર–સંસ્થાઓને જ પૂરી પાડવામાં આવે છે.

રાજકીય પ્રશ્નો દ્વારા ચાલતો પ્રચાર અવશ્ય આ દિશામાં કંઈક કરી શકે. પણ રાજકીય પક્ષો હસ્તક વર્તમાનપત્રો રહે છે ત્યારે એ તદ્દન અર્થહીન બની જાય છે, ફાસીઝમ તરફનું એ એક પગલું બની રહે છે. નાગરિક સ્વાતંત્ર્યની જરૂરત માટે જોઈએ એ પ્રમાણમાં આગ્રહ હજી આપણે ત્યાં નથી જણાતો. એના રૂંધનના માર્ગો પણ પ્રજાકીય આગેવાનો દ્વારા થયાનાં દૃષ્ટાંતો ઓછાં નથી.

આજે આપણાં વર્તમાનપત્રોની હાલત પણ કફોડી છે. એમનો પ્રચાર ખૂબ મર્યાદિત હોય છે. એમની આર્થિક સ્થિતિ પણ ખરાબ છે. લેખકો પણ એમને નથી મળતા. સારા ખબરપત્રીઓ પણ આપણે ત્યાં થોડા છે. ખાસ ખબરપત્રીઓ બહુ થોડાં વર્તમાનપત્રો રોકી શકે છે. પરદેશી વર્તમાનપત્રો જોડે આપણા પત્રકારોને સંબંધ પણ નથી હોતા. ઘણાં વર્તમાનપત્રો ઉપર તો મૂડીદારોનો કાબૂ હોય છે અને તેથી એ સ્વતંત્ર રહી નથી શકતાં. જનતાના ઊંડાણમાં રાજકીય જાગૃતિ પહોંચાડવાનું કાર્ય તો સામયિકપત્રો જ કરી શકે, પણ એ પ્રકારનાં પત્રકારત્વનો પણ પૂરતો વિકાસ નથી જ થયો. રેડીઓ અને સિનેમાનો વિકાસ પણ હજી સુધી પૂરતો તો નથી જ. આ પરિસ્થિતિમાં આમજનતામાં જાગૃતિ પૂરવાના કાર્ય માટે વ્યવસ્થિત પ્રચારયોજના રચવાની આવશ્યકતા છે.

# પ્રકરણ ઓગણીસમું

## સમવાયતંત્રનું ન્યાયતંત્ર

**શા**સનધારાનો નવમો વિભાગ હિંદના ન્યાયતંત્રનું નિરૂપણ કરે છે. એમાં ૩૨ કલમ છે. હિંદના ન્યાયતંત્રમાં સૌથી વધારે કાર્ય તો પ્રાંતિક વડી અદાલતો અને એની નીચેની અદાલતો કરે છે. પણ બંધારણ અંગેના પ્રશ્નોનો નિકાલ કરવા અને સારાયે રાષ્ટ્રના ન્યાયતંત્રને એકત્રિત કરવા માટે એક યોજના કરવાની આવશ્યકતા છે. એ આવશ્યકતા પૂરી પાડવા એક ફેડરલ અદાલતની સ્થાપના કરવાની જરૂર રહે છે. એ અદાલતમાં એક મુખ્ય ન્યાયમૂર્તિ (Chief Justice of India) અને વધારેમાં વધારે છ સામાન્ય ન્યાયમૂર્તિઓ નીમવામાં આવે. સમવાયતંત્રનું ધારામંડળ શહેનશાહ સમક્ષ વિનતિ પેશ કરે તો સમવાયતંત્રના ન્યાયમૂર્તિઓની સંખ્યામાં વધારો થઈ શકે. આ અદાલતના ન્યાયાધીશોને એમનાં રાજીનામાં સિવાય કોઈ કારણે દૂર કરી શકાય નહિ. કુવર્તન, શારીરિક કે માનસિક નબળાઈ, અથવા પ્રિવી કાઉન્સિલની જ્યુડીશિયલ કમિટીની શહેનશાહ સમક્ષની માગણી—આટલાં એવાં કારણો છે જેને અનુસરીને એમને છૂટા કરી શકાય.

ન્યાયાધીશો રાજકીય પક્ષાપક્ષીમાં ન પડે એવી સામાન્ય આવશ્યકતા તો બધાં જ પ્રજાતંત્રોમાં સ્વીકારવામાં આવે છે, પણ હિંદમાં તો આ ન્યાયાધીશો શહેનશાહના અધિકાર નીચે મુકાયા છે એટલે એમની

સ્વતંત્રતા સંપૂર્ણ તો અખંડિત નથી રહેતી. જો આમજનતા એ સર્વોપરી સત્તા છે એ સૂત્રનો આપણે ત્યાં સ્વીકાર થતો હોય તો ન્યાયાધીશો ઉપર પણ આખરી સત્તા પ્રજાની જ રાખવી ઘટે. વર્ગીય ભેદો અને વર્ગીય જાગૃતિનો હિંદમાં ઝડપી વિકાસ થઈ રહ્યો છે, ન્યાયાધીશો માનવીઓ જ છે અને તેથી એમનામાં પણ એ પ્રકારના ભેદોના ખ્યાલ ઊભા થયા વિના નહિ રહે. એ પરિસ્થિતિમાં ન્યાયાધીશોની નિમણૂકની આજની પ્રથા અવશ્ય વિરોધોની જનક બનશે. ને નિમણૂકની સત્તા જેટલી જ મહત્ત્વની સત્તા બરતરફીની છે. ઇંગ્લાંડમાં ન્યાયાધીશોની નિમણૂક જીવનપર્યંત થાય છે. એમની બરતરફી ત્યારે જ થાય જ્યારે પાર્લામેન્ટની બંને સભાઓ શહેનશાહ સમક્ષ એ જાતની માગણી કરતી વિનતિ રજૂ કરે. હિંદુસ્તાનમાં આ પ્રકારની યોજના શા માટે નથી? હિંદી ધારામંડળની માગણીથી જ ન્યાયાધીશોને નીમી શકાય અથવા રજા આપી શકાય એવી પદ્ધતિ શા માટે સ્વીકારવામાં નથી આવતી? અને આ ન્યાયાધીશો ઉપર ધારામંડળનો થોડો પણ કાબૂ ન રહે એ હેતુથી એમના પગાર પણ ધારાસભાઓના મતાધિકારમાં નથી રાખવામાં આવ્યા.

આ ન્યાયાધીશોની લાયકાત પણ એવી છે કે જેને પરિણામે એ સ્થાનો ઉપર પરદેશીઓની નિમણૂક આવશ્યક બને. વડો ન્યાયમૂર્તિ તો સામાન્ય રીતે વિદેશી જ રહેવાનો.

ટૂંકા સમય માટે જ્યારે વડા ન્યાયમૂર્તિની જગા ખાલી પડે ત્યારે એ જગા માટેની નિમણૂક કરવાની સત્તા ગવર્નર–જનરલને સોંપવામાં આવી છે.

ફેડરલ કોર્ટની હકૂમતના બે પ્રકાર છે. એ અપીલો સાંભળી શકે અને કેટલુંક કાર્ય સીધું કરે. ગવર્નર–જનરલ ફેડરલ અદાલત સમક્ષ અભિપ્રાય માટે કોઈ વસ્તુ રજૂ કરે તો એના ઉપર એણે અભિપ્રાય વ્યક્ત કરવો જોઈએ.

પ્રાંત પ્રાંત વચ્ચે, પ્રાંત અને સમવાયતંત્ર વચ્ચે, પ્રાંત અને કોઈ રાજસ્થાન વચ્ચે, સમવાયતંત્ર અને રાજસ્થાન વચ્ચે, રાજસ્થાન અને બીજાં રાજસ્થાન વચ્ચે—આવા પ્રકારના કોઈ ઝઘડા થાય ત્યારે ત્યારે એનો નિકાલ ફેડરલ અદાલત મારફત થાય. એ ઝઘડાનું સ્વરૂપ બંધારણીય જ હોવું જોઈએ એવું કશું નથી. કાયદાની દૃષ્ટિએ હક્કો અંગેનો ઝગડો હોય તોપણ એનો નિર્ણય ફેડરલ અદાલત પાસે માગી શકે.

બંધારણ અંગેના પ્રશ્નોનો નિર્ણય આપવાની પ્રાથમિક સત્તા તો પ્રાંતિક વરિષ્ટ અદાલતોની જ છે. ફેડરલ અદાલત એવા નિર્ણયો ઉપર અપીલ સાંભળી શકે. પણ એવી અપીલ ત્યારે જ થઈ શકે. એવા પ્રશ્નો કે જેમાં વરિષ્ટ અદાલતની મંજૂરી વિના પ્રિવી કાઉન્સિલમાં અપીલ થઈ શકતી હતી એમાં ફેડરલ અદાલતમાં અપીલ થઈ શકશે. બીજા પ્રશ્નોમાં એની મંજૂરીની જરૂર રહેશે.

બંધારણીય પ્રશ્નો સિવાયના પ્રશ્નોમાં પણ ફેડરલ અદાલતને અપીલ સાંભળવાની કેટલીક સત્તા છે. ૫૦ ૦૦૦ રૂપિયાની રકમ અથવા એથી વધારે રકમના દીવાની દાવાઓ ઉપર આવી અપીલ થઈ શકે. સમવાયતંત્રનું ધારામંડળ એ રકમ જ ઘટાડીને ૧૫,૦૦૦ રૂપિયા સુધી લઈ જઈ શકે. એટલી જ કિંમતની મિલકત અંગેના દાવાઓ અથવા એવા દાવાઓ કે જેમાં ફેડરલ અદાલત ખાસ મંજૂરી આપે તેમાં પણ આવી અપીલ થઈ શકે

ફેડરલ અદાલતની હકૂમતમાં વિસ્તાર કરવો હોય તો ધારામંડળમાં એને અંગે કાનૂન પસાર કરવાની જરૂરત છે. જે પ્રશ્નો અંગેની અપીલ સાંભળવાની સત્તા ફેડરલ અદાલતને આપવામાં આવે એ પ્રશ્નોમાં પ્રિવી કાઉન્સિલ અપીલ ન સાંભળી શકે એવો કાનૂની પ્રબંધ પણ થઈ શકે. પણ ફોજદારી ગુનાઓમાં તો સર્વોપરી સત્તા પ્રાંતિક વરિષ્ટ અદાલતોના હાથમાં જ રહે છે.

સમવાયતંત્રમાં જોડાયેલાં રાજસ્થાનોની વરિષ્ટ અદાલત ઉપર

સામાન્ય દીવાની દાવાઓમાં અપીલ સાંભળવાની સત્તા ફેડરલ અદાલતને નથી. પણ બંધારણીય પ્રશ્નો અંગે ફેડરલ અદાલતનો અભિપ્રાય માગી શકાય. અને ફેડરલ અદાલત એવા પ્રશ્નો પોતાના અભિપ્રાય માટે રજૂ કરવાની માગણી પણ કરી શકે. આ અભિપ્રાયનું વજન સામાન્ય ચુકાદા જેટલું જ રહે છે. એટલે માત્ર વિવેકની ખાતર જ એનું નામ અભિપ્રાય પાડવામાં આવ્યું છે એમ આપણે કહી શકીએ.

ફેડરલ અદાલતનો મરતબો જાળવવાની યોજના શાસનધારાની ૨૧૦મી કલમમાં છે. એ અદાલતનાં ફરમાનો ન માનનારને સજા કરવાની એને સત્તા આપવામાં આવી છે. એના નિર્ણયોની અસર ફેડરેશનના બધા જ પ્રદેશમાં થાય એવો પ્રબંધ પણ કરવામાં આવ્યો છે.

પણ આ બધું છતાંયે ફેડરલ અદાલત એ હિંદની અંતીમ સર્વોપરી અદાલત તો નથી જ બની જતી. એના ઉપર પ્રિવી કાઉન્સિલમાં અપીલ થઈ શકે એમ શાસનધારાની ૨૦૮મી કલમ ઠરાવે છે અને એ રીતે હિંદની જ એક વરિષ્ઠ અદાલતદ્વારા હિંદનો અદાલતી કાનૂન (common Law) ઊભો થાય એ શકયતા નથી રહેતી.

ફેડરલ અદાલતને પોતાની કાર્યપદ્ધતિનું નિયમન કરનારા અને એવા બીજા નિયમો ઘડવાની સત્તા છે. અને એની આ સત્તા અધૂરી લાગે તો અને ત્યારે ફેડરલ ધારામંડળ એની સત્તા વધારનારા કાનૂન કરી શકે.

હિંદની અદાલતી સત્તામાં કેટલીક વિશિષ્ટતાઓ છે જે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનું ખંડન કરે છે. એ વિશિષ્ટતાઓનું સંક્ષિપ્ત નિરૂપણ આપણે અહીં કરીશું.

સૌથી પ્રથમ અને સૌથી વધારે અન્યાયી એવી વિશિષ્ટતા એ છે કે રાષ્ટ્રની સર્વોપરી અદાલત રાષ્ટ્ર બહાર અને બીજા રાષ્ટ્રમાં મૂકવામાં આવી છે. આપણા સમાજની પરિસ્થિતિ, એનાં રૂઢિ અને

રિવાજોથી બિનવાકેફ એવા લોક જ્યારે આપણે માટે કાનૂની નિર્ણયો કરવા બેસે ત્યારે આપણી પ્રગતિની બધી જ આકાંક્ષાઓ ભાંગીને ભુક્કો થઈ જાય. ઈંગ્લાંડના બંધારણીય વિકાસની તવારીખનું જેને જ્ઞાન છે એ તો જાણે જ છે કે અદાલતી સ્વાતંત્ર્ય રાજકીય સ્વાતંત્ર્યના વિકાસ માટેની એક અતિ મહત્ત્વની આવશ્યકતા છે.

બંધારણીય પ્રશ્નો અંગેના નિર્ણયો કરવાની સત્તા પણ ફેડરલ અદાલતને મર્યાદિત સ્વરૂપમાં જ આપવામાં આવી છે. એ સત્તાનો લાભ સામાન્ય નાગરિકો જ લઈ શકે.

નાગરિક સ્વાતંત્ર્યના સામાન્ય અધિકારોની વ્યાખ્યા પણ શાસનધારામાં કરવામાં નથી આવી.

અને હિંદના ન્યાયતંત્રમાં વિદેશી તત્ત્વનું પ્રમાણ ઘણું જ મોટું છે.

આ બધા અન્યાયો જેમ જેમ રાજકીય જાગૃતિનો વિકાસ થશે તેમ તેમ વધારે સ્પષ્ટ સ્વરૂપે દેખાશે અને પ્રજાનો વિરોધ વધારે ને વધારે સ્પષ્ટ સ્વરૂપ ધારણ કરશે.

# પ્રકરણ વીસમું

## સમવાયતંત્રનું અર્થતંત્ર

શાસનતંત્ર સુવ્યવસ્થિત ચાલવાની પહેલી શરત છે સુસંગઠિત અર્થતંત્ર. નવા શાસનધારાની અર્થતંત્ર વિષયક યોજનાનો વિચાર કરતાં એની રાષ્ટ્રીય અર્થકારણ ઉપર થતી વિનાશક અસર વિષે પણ નિર્દેશ કર્યા વિના તો નહિ જ ચાલે.

આ પ્રકરણના વસ્તુમાં નીચેના પ્રશ્નોનો સમાવેશ થશે.

(૧) સમવાયતંત્રની આવકનાં સાધનો. ૧૯૩૫ના શાસનધારા અનુસાર જે સાધનો મળે તે, રાજસ્થાનોમાં પ્રવેશપત્રો દ્વારા જે સાધનો મળે તે અને બીજાં સાધનો.

(૨) સમવાયતંત્રની સરકારની જવાબદારીઓ અને એનાં ખર્ચોની વિગતો.

(૩) સમવાયતંત્ર લોન કયા સંજોગોમાં લઇ શકે એને વિષે અને આજે જે ઋણ છે એના નિકાલના માર્ગ વિષે.

(૪) અર્થતંત્રની યોજનાની રૂપરેખા—એની ટીકા અને સૂચનો.

સમવાયતંત્રના અર્થતંત્રનું નિરૂપણ એકત્રિત રીતે રજૂ કરનારું એક પણ પ્રકરણ શાસનધારામાં નથી. ૧૯૩૫ના શાસનધારાના સાતમા વિભાગનું શીર્ષક આમ છે! "અર્થતંત્ર મિલકત, કરારો અને દાવાઓ." પણ એ પ્રકરણમાં અર્થતંત્રને લગતી બધી જ

કલમોનો સમાવેશ નથી થતો. શાસનધારાના અનેક વિભાગોમાં અર્થતંત્રવિષયક કલમો વેરવિખેર પડી છે.

ગવર્નર જનરલ હસ્તકનાં ખાતાંઓ અંગે અને તાજના પ્રતિનિધિને એની રાજસ્થાનો પ્રત્યેની જવાબદારીઓ અને ફરજોનું પાલન કરવા અંગે જે રકમો આપવાની રહેશે એ હિંદી અર્થતંત્ર ઉપરનો એક અસહ્ય બોજ છે. રેલવે અંગેની ચર્ચા કરતું ૧૯ કલમોવાળું પ્રકરણ શાસનધારાના અર્થતંત્ર ઉપર મહાન અસર કરનારું છે. બ્રહ્મદેશ અને એડનને હિંદથી જુદાં પાડવામાં આવ્યા છે એને અંગે, અને ખાસ કરીને બ્રહ્મદેશ–ભંગને અંગે. હિંદી અર્થતંત્ર ઉપર ખૂબ દબાણ આવવાનો સંભવ છે. આ પ્રકરણમાં તો આ બધાંની ખૂબ આછી રેખા દોરવાની જ શક્યતા છે.

## સમવાયતંત્રની આવકનાં સાધનો

આવકનાં સાધનોની વહેંચણી શાસનધારાએ સંપૂર્ણ રીતે કરી છે. રાજસ્થાનો પરત્વે એ વહેંચણી રાજસ્થાનોનાં પ્રવેશપત્રો દ્વારા જ વધારે સ્પષ્ટ રીતે દોરાશે. પણ શાસનધારાએ જે વસ્તુઓ સ્પષ્ટ રીતે મૂકી છે એને વિષેની સંક્ષિપ્ત ચર્ચા આપણે આ પ્રકરણમાં અવશ્ય કરી લેવાના. પ્રાંતો અને સમવાયતંત્ર વચ્ચેની આવકનાં સાધનોની વહેંચણી તો શાસનધારામાં તદ્દન સ્પષ્ટ છે. સમવાયતંત્રની સરકારનાં આવકનાં સાધનો નીચેનાં છેઃ—

(૧) કસ્ટમની જકાત, નિકાસની જકાત સાથે.

(૨) માનવીના વપરાશ માટેના દારૂ, અફીણુ, ભાંગ અને એવા બીજા કેફી અને બિનકેફી પદાર્થો સિવાયની વસ્તુઓ કે જે હિંદમાં ઉત્પન્ન થતી હોય એના ઉપરની આબકારી જકાત.

(૩) કૉરપોરેશન ટૅક્ષ

(૪) નિમકવેરો

(૫) રાજ્ય તરફથી સ્થાપવામાં આવતી લોટરી.

(૬) ખેતી સિવાયની બીજી આવક ઉપરનો આવકવેરો.

(૭) મિલકતવેરો-ખેતીની જમીન સિવાયની મિલકત ઉપર.

(૮) ખેતીની જમીન સિવાય બીજી મિલકત ઉપર વારસાહક્ક મેળવવા માટે આપવાનો વેરો.

(૯) કેટલાક પ્રકારના સ્ટૅમ્પ ઉપરનો વેરો.

(૧૦) રેલવે કે હવાયાન મારફતે લઈ જવામાં આવતા મુસાફરો ઉપર નાખવામાં આવતો વેરો. રેલવેમાં મોકલવામાં આવતા માલ ઉપરની જકાત.

પ્રાંતિક સરકારોની આવકનાં સાધનો નીચે પ્રમાણે છે :–

(૧) જમીનમહેસૂલ.

(૨) આબકારી ખાતાની આવક

(૩) ખેતીની આવક ઉપરના વેરા

(૪) જમીન વગેરે ઉપરના વેરા

(૫) ખેતીની જમીનનો વારસો મેળવવા માટે આપવો પડતો વેરો.

(૬) ખાણુ ઉપરના વેરા – સમવાયતંત્રની સરકાર આ વેરાનું નિયમન કરી શકે.

(૭) ધંધા અંગેના વેરાઓ.

(૮) પ્રાણીઓ અને નૌકાઓ ઉપરનો વેરો.

(૯) વેચાણુ ઉપર અને જાહેરખબર ઉપરનો વેરો.

(૧૦) કોઈ સ્થાનિક પ્રદેશમાં વપરાશ, વેચાણુ કે વ્યય માટે આવતા માલ ઉપરનું દાણુ.

(૧૧) એશઆરામનાં સાધનો ઉપરનો વેરો.

(૧૨) કેટલોક સ્ટૅમ્પ વેરો.

(૧૩) અંદરના પ્રદેશના જળમાર્ગો ઉપર ચાલતા વહેવાર ઉપરનો વેરો.

(૧૪) ટોલ.

સમવાયતંત્ર અને પ્રાંતિક સરકાર એ બંને હસ્તક મુકાયેલા પ્રશ્નો અંગે તો પરિસ્થિતિ તદ્દન ગૂંચવણભરેલી છે. પણ ઉપર જે બે યાદીઓ આપવામાં આવી છે—જે સંપૂર્ણ તો નથી જ—એ એક વાત તો જરાયે સંદેહ વિના બતાવે છે કે સમવાયતંત્રની આવકનાં સાધનો ચોક્કસ અને વિકાસ પામે એવાં છે. ત્યારે પ્રાંતિક સરકારની આવકનાં સાધન અચોક્કસ અને જડ છે. પ્રાંતિક સરકારને આશાના તંતુશી એક માત્ર કલમ શાસનધારામાં છે એ છે કલમ ૧૩૮મી. એ કલમ દ્વારા અમુક સમય પછી આવકવેરાનો કેટલોક વિભાગ પ્રાંતિક સરકારોને મળે એવી યોજના છે. ૧૪૨મી કલમદ્વારા પણ કદાચ પ્રાંતિક તંત્રને કેટલીક સહાય મળી શકે. આ બંને કલમ અંગે જે લાભ પ્રાંતિક સરકારને મળી શકે એની વિસ્તૃત ચર્ચા નિમેયર કમિટીના અહેવાલમાં છે.

૧૩૭મી કલમદ્વારા પણ પ્રાંતિક સરકારોને વારસાના વેરામાંથી, સ્ટેમ્પની આવકમાંથી, રેલવે અને હવાયાન મારફતે લઈ જવામાં આવતા મુસાફરો ઉપરના વેરામાંથી અને રેલવેની ટિકિટો અને એના માલ ઉપરના વેરામાંથી કંઈક લાભ મળશે એવી આશા રાખી શકાયે.

શાસનધારાની ૧૪૦મી કલમ ખોટી આશાઓ ઊભી કરે એવી છે. એને પરિણામે શાસનધારાદ્વારા કેટલાક લાભ મેળવવાની વ્યર્થ આશાઓ પ્રાંતિક સરકારોમાં જન્મે. પણ મીઠાવેરો, આબકારી ખાતાની કેટલીક આવક વગેરેમાંથી કેટલોક ભાગ સમવાયતંત્રની સરકાર પ્રાંતિક સરકારને આપે એવી આશા અર્થહીન અને અસ્થાને છે. સમવાયતંત્રની સરકાર પોતાનાં આવકનાં સાધન જતાં કરી શા માટે પોતાની સત્તા ઘટે એવી પરિસ્થિતિ ઊભી કરે? એ કલમનો માત્ર એક ભાગ એવો છે જે ચોક્કસ છે. શણની નિકાસ ઉપરના વેરાનો અડધો ભાગ પ્રાંતિક સરકારોને મળે એવી એમાં યોજના છે. આને પરિણામે બંગાળા, બિહાર અને આસામની સરકારોનો સારો એવો

લાભ અવશ્ય મળવાનો. પણ શણનું ઉત્પાદન કરનારા પ્રાંતોને એમાંથી થતી બધી જ આવક શા માટે ન મળે?

પ્રાંતિક સરકારોની આવકનાં સાધનોની યાદી લાંબી છે—પણ એ માત્ર દેખાવની જ છે. એમાંનાં ઘણાંખરાં સાધનો તો મ્યુનિસિપાલિટી અને એવી બીજી સ્થાનિક સ્વરાજની સંસ્થા હસ્તક જ છે. પ્રાંતિક સરકારોની આવકનાં સાધનો વધારે મર્યાદિત બની જાય એવાં પગલાં સમયવાયતંત્રનું ધારામંડળ લઈ શકે એવી કેટલીયે શકયતા શાસનધારામાં ભરી છે.

સમવાયતંત્રની સરકારનાં આવક—ખર્ચનો અંદાજ હિંદી સરકારના ૧૯૩૭—૩૮ના અંદાજપત્ર ઉપરથી બાંધી શકાય એમ છે. એ સમયના કર—વેરાનાં ધોરણે એ વર્ષની આવકનો અંદાજ ૭૯·૯૯ કરોડ રૂપિયાનો હતો. અને ખર્ચનો અંદાજ ૮૩·૪૧ કરોડ રૂપિયા હતો, એટલે ૩.૪૨ કરોડ રૂપિયાની ચોખ્ખી ખાધ હતી. આ ખોટ પૂરી પાડવા માટે નાણાંપ્રધાને કરવેરા વધારવાની સૂચના કરી હતી. કેટલીક ખોટ આગળની રકમમાંથી પૂરી પાડવાની હતી. પ્રાંતોને સહાય આપવામાં આવી હોત, બ્રહ્મદેશ જોડે સ્પષ્ટ સમજણો થઈ ગઈ હોત તોયે આ આંકડા સમવાયતંત્રની સરકારની આર્થિક હાલત વિષે પૂરો ખ્યાલ નથી આપતા. રાજસ્થાનોના સમવાયતંત્રપ્રવેશને કારણે પણ કેટલુંક ખર્ચ વધે એવો સંભવ છે. ખર્ચના વધારાનું પ્રમાણ કેટલું વધશે એ આજે ચોક્કસ રીતે કહી શકાય એમ નથી અને ખર્ચ ઘટાડવાની શકયતા તો ખૂબ જ મર્યાદિત છે.

મધ્યસ્થ તંત્રના અર્થકારણ ઉપર ૧૯૩૭—૩૮ના વર્ષમાં અસર કરનારાં બળોનું સંક્ષિપ્ત પણ સ્પષ્ટ નિરૂપણ એ સમયના નાણાંમંત્રીએ અંદાજપત્ર રજૂ કરતી વેળા કર્યું હતું. સમવાયતંત્રમાં પણ એ જ બળો અસર કરતાં રહેવાનાં છે એ કારણે એમાંથી એક અવતરણ અહીં ઉતારીએ :—

"સ્વરૂપના ભેદ ઉપરાંત એવા પણ બીજા ભેદ ૧૯૩૭–૩૮ના અંદાજપત્ર ઉપર અસર કરે છે. બ્રહ્મદેશ–ભંગ, નિમેયર સમિતિનો ચુકાદો અને પ્રાંતિક સ્વરાજ્યની સ્થાપનાને પરિણામે આ અંદાજપત્ર ઉપર ખૂબ વિપરીત અસર થાય છે. આ બધા પલટાઓની અસર અંદાજપત્રની કલમે કલમમાં છે. અર્થમંત્રીના અહેવાલના પહેલા કોઠા ઉપરથી એ દેખાશે કે બ્રહ્મદેશ–ભંગથી આવકમાં ચોખ્ખો ૧ કરોડ ૩૮ લાખ રૂપિયાનો ઘટાડો થયો છે અને ખર્ચમાં ચોખ્ખો ૯૨ લાખ રૂપિયાનો વધારો થયો છે. આમાં બીજાં કેટલાંક ખર્ચનો તો સમાવેશ પણ નથી થતો. આમ બ્રહ્મદેશ–ભંગનો ખર્ચ ૨ કરોડ ૩૩ લાખ રૂપિયાનો થાય છે.

બ્રહ્મદેશની સરકારે દેવા વગેરે જવાબદારી અંગે ૨ કરોડ ૧૯ લાખ રૂપિયાની જવાબદારી સ્વીકારી છે તે અને પેન્શન અંગે ૯૪ લાખ રૂપિયાની જે જવાબદારી સ્વીકારી છે તેનો ખ્યાલ, એમેરી–ચુકાદા અનુસાર લેવામાં આવ્યો છે. બ્રહ્મદેશ–ભંગથી થતું સ્પષ્ટ નુકશાન ૫ કરોડ ૫૬ લાખ રૂપિયા થાય છે. એ કહેવાની જરૂર નથી કે આ બધાં ખર્ચ તો કામચલાઉ પ્રકારનાં છે. કસ્ટમ અને આવક ઉપરના વેરાનું સ્વરૂપ અચોક્કસ છે. બ્રહ્મદેશ તરફથી વાર્ષિક જે રકમ મળવાનો સંભવ છે એની ગણતરી અત્યારે થઈ શકે એમ નથી.

* * *

પ્રાંતિક સ્વરાજ્યની સ્થાપનાને પરિણામે ખર્ચમાં ૧ કરોડ ૩૪ લાખનો વધારો થયો છે અને આવકમાં ૫૧ લાખ રૂપિયાનો ઘટાડો થયો છે. એટલે મધ્યસ્થ તંત્રને ૧ કરોડ ૮૫ લાખ રૂપિયાની એકંદર ખોટ છે.

આવતા એપ્રિલની પહેલી તારીખથી જે બંધારણીય સુધારા થવાના છે એને કારણે આ ૪ કરોડ અને ૧૮ લાખ રૂપિયાનો વધારાનો ખર્ચ મધ્યસ્થ અંદાજપત્ર ઉપર આવે છે. શણની જકાતના ૫૦ ટકા જતા કર્યા એ કારણે; સરહદનો પ્રાંત, સિંધ અને ઓરિ-

સ્સાના નવા પ્રાંતોની રચનાને કારણે અને એવાં બીજાં કારણોને પરિણામે તો મધ્યસ્થ સરકારને આથી પણ વધારે ખોટ આગળનાં વર્ષોથી જતી જ રહી છે.

* * *

૧૯૩૬–૩૭ના વર્ષની નિરાશાને કારણે આપણને નિમેયર–ચુકાદા અનુસારની મધ્યસ્થ તંત્રની જવાબદારીઓ સહન કરવાની શક્તિ વિષે શંકા કરવાને કારણ છે? બે કરોડના રેવન્યુ ફંડની સહાયથી આપણે ૧૯૩૭–૩૮નું વર્ષ સરળતાપૂર્વક પસાર કરી શકીશું અને પછીથી તો જરૂરતને પહોંચી વળવા પૂરતો આવકનો વધારો થતો જ રહેવાનો એવી આગાહી મેં એક વર્ષ પૂર્વે કરી હતી. પણ આપણી બચતનું ફંડ કંઈક ઓછું છે અને આવકમાં તો ચોખ્ખો ઘટાડો થતો રહ્યો છે. એટલે આપણી આગાહી ખોટી ઠરી છે અને ૧૯૩૭–૩૮ના વર્ષમાં આપણને લગભગ પોણા બે કરોડ રૂપિયાની ખોટ પડી છે. ભૂતકાળના અનુભવને પરિણામે જે આવકના વધારાની આપણે આશા રાખી શકીએ એનાથી વધારે આશાઓ ન બાંધીએ તો આ વર્ષમાં પણ આપણને એટલી જ મોટી ખોટ જવાની આગાહી કરી શકાય. ત્યારે શું આપણી બધી જ ગણતરી ખોટી છે? શું આપણે મૃગજળ પાછળ આંધળિયાં કરી રહ્યા છીએ? શું આપણે નવા બંધારણનું અર્થતંત્ર નહિ ચલાવી શકીએ? મને લાગે છે કે આ બધી ખોટી કુશંકાઓ છે.

* * *

નિમેયર–અહેવાલની આશાઓ મૂર્ત સ્વરૂપ લાંબે સમયે અવશ્ય ધારણ કરશે એમ હું કહું તો વધારે પડતો આશાવાદ હું વ્યક્ત કરું છું એમ મને નથી લાગતું. અને નજીકના ભવિષ્યમાં પણ આપણને વાર્ષિક દોઢથી પોણા બે કરોડથી વધારે ખોટ નથી આવવાની. આ વર્ષે પણ આપણને એટલી જ ખોટ છે. આંતરિક

અવ્યવસ્થા કે બહારનાં યુદ્ધો ન હોય એવી સ્થિતિની જ, અલબત્ત, મારી કલ્પના છે. આ વધારાની રકમ આપણે ક્યાંથી લાવવી?

એટલે બ્રિટિશ હિંદની આવકની સ્થિતિ તપાસતાં એમ લાગે છે કે મધ્યસ્થ તંત્ર કે પ્રાંતો એ બેમાંથી એકની પરિસ્થિતિ પણ સંતોષકારક નથી. પ્રાંતોની હાલત તો આરંભથી જ મુશ્કેલ છે. એ સુધારાની યોજનાઓ હાથ ધરી શકે એમ નથી. પોતાની ઉત્પાદન–શક્તિનો વિકાસ એ કરી શકે એમ નથી. સામાજિક પુનર્રચના કે આર્થિક સુધારાની એમાં શકયતા નથી. મધ્યસ્થ તંત્ર પાસે આવકનાં ઘણાંખરાં સાધનો છે. પણ નવા તંત્રની સ્થાપનાને અંગે એને જે ખાસ ખર્ચમાં ઊતરવું પડે છે એને લીધે એ આવક અને ખર્ચનાં પાસાંને સરખાં ન કરી શકે. સમવાયતંત્રની સ્થાપનાને કારણે જ જે ખાસ ખર્ચ વધવાનો સંભવ છે એનો તો ઉપરના અવતરણમાં સમાવેશ પણ નથી થતો. આ ખર્ચો પણ વાર્ષિક પોણા કરોડથી દોઢ કરોડ સુધી જવા સંભવ છે.

સમવાયતંત્રમાં જોડાવા ઇચ્છતાં રાજસ્થાનોની દૃષ્ટિએ હવે આપણે સમવાયતંત્રની અર્થરચના નીરખીએ. સમવાયતંત્રની અર્થરચનામાં એવી કેટલીયે નવીનતાઓ છે કે જેનો અભ્યાસ સમવાયતંત્રમાં પ્રવેશ કરવા ઇચ્છનાર સૌએ કરવો જરૂરી છે.

સિંધ, ઓરિસ્સા, સરહદના પ્રાંતો, બિહાર. અને બંગાળાના પ્રાંતોને લગભગ સાડાચાર કરોડ રૂપિયાની સહાય આપીને બીજા પ્રાંતો અને સમવાયતંત્રમાં જોડાયેલાં રાજસ્થાનોને અન્યાય કરવામાં આવ્યો છે. જે પ્રાંતો મધ્યસ્થ તંત્રને દેવાદાર હશે એમને પણ રાહત આપવાની યોજના છે, પણ રાજસ્થાનોને એ પ્રકારની રાહત નહિ મળે. શણ જેવા પદાર્થોની નિકાસ ઉપરના કરની આવકમાંથી પણ પ્રાંતોને ભાગ મળશે. બીજા પણ એવા કરવેરા છે કે જેમાંથી પ્રાંતોને ભાગ મળશે, પણ રાજસ્થાનોને એવો કશો જ લાભ નહિ મળે. રાજસ્થાનો ઉપર શાસનધારા દ્વારા કેટલીક જવાબદારીઓ આવે છે. એવી જવાબદારીઓ

પ્રાંતિક તંત્ર ઉપર નથી આવતી. સમવાયતંત્રની આવક ઉપરની જે જવાબદારીઓ છે એને અંગે નવા દૃષ્ટિબિંદુનો સ્વીકાર કરવામાં આવ્યો છે અને તેથી સમવાયતંત્રમાં નવાં જોડાનાર અંગો ઉપર, એટલે રાજસ્થાનો ઉપર, ખૂબ મોટી જવાબદારીઓ આવવા સંભવ છે.

આ નવું દૃષ્ટિબિંદુ શું છે? 'સમવાયતંત્રની આવક'ની વ્યાખ્યા શાસનધારાની ૧૩૬મી કલમ આ પ્રમાણે કરે છે: કેટલાક કરવેરા પ્રાંતિક તંત્રોને અથવા સમવાયતંત્રમાં જોડાયેલાં રાજસ્થાનોને આપવાના છે એને અંગેની શાસનધારાની યોજનાને ધ્યાનમાં રાખીને અને 'ફેડરલ રેલવે ઓથોરિટી' વિષેની આ ધારાની કલમોને લક્ષમાં રાખીને 'સમવાયતંત્રની આવક' એ શબ્દસમુચ્ચયનો અર્થ તે છે કે સમવાયતંત્રે ઊભી કરેલી અને એને મળતી બધી આવકનો એમાં સમાવેશ થઈ જાય છે અને 'પ્રાંતની આવક' એ શબ્દસમુચ્ચયનો અર્થ એ છે કે પ્રાંતે ઊભી કરેલી અને એને મળતી એવી બધી જ આવકનો એમાં સમાવેશ થઈ જાય છે.'

આ વ્યાખ્યામાં એક દીવા જેવી સ્પષ્ટ ખોડ નજરે ચડે છે. 'સમવાયતંત્રની આવક' અને 'પ્રાંતની આવક' એ બંનેની જો વ્યાખ્યા આપવામાં આવી છે તો સમવાયતંત્રમાં જોડાયેલાં રાજસ્થાનની આવક અથવા એવાં રાજસ્થાનોની સંયુક્ત આવકની વ્યાખ્યા કાં ન આપવામાં આવે? આનું કારણ કલ્પી શકાય એમ તો છે જ. પ્રાંતો પાસેથી નાણાં મેળવવાના માર્ગો જ્યારે શાસનધારો મુકરર કરે છે ત્યારે રાજસ્થાનો પાસેથી નાણાં મેળવવાના માર્ગો ઉપર કોઈ પણ પ્રકારની મર્યાદા મૂકવામાં નથી આવતી. આમ રાજસ્થાનોની આવકની વ્યાખ્યા નથી આપવામાં આવી એ હેતુપુરઃસર હોય તો નવાઈ નહિ.

સમવાયતંત્રની આવકની વ્યાખ્યા ખૂબ વિસ્તૃત છે. સામાન્ય માર્ગો દ્વારા થતી આવકનો એમાં સમાવેશ છે, એટલું જ નહિ પણ એમાં લોન જેવા અસામાન્ય માર્ગોદ્વારા થતી આવકનો પણ સમાવેશ થાય

છે. નિયમિત રીતે ન આવનારી એવી આ આવકનો વ્યાખ્યામાં સમાવેશ કરવામાં બંધારણીય દૃષ્ટિએ તેમ જ આર્થિક દૃષ્ટિએ પણ દોષ છે. એક જ વ્યાખ્યામાં તદ્દન વિવિધ એવી વસ્તુઓનો એમાં સમાવેશ થાય છે. આને પરિણામે અર્થતંત્ર ઉપર ખૂબ અવળી અસર થશે, એને પરિણામે હિંદની જાહેર શાખને હાનિ પહોંચશે. કારણ કે સામાન્ય આવક અને લોન જેવી આવકો વચ્ચેનો ભેદ જો ભૂંસવામાં આવે તો અધિકારીઓ અર્થતંત્રમાં કરકસર ઉપર ધ્યાન આપતા અટકશે અને પરિણામ હાનિકર થશે.

શાસનધારાની અનેક જુદી જુદી કલમોદ્વારા નક્કી થયા પ્રમાણે રાજસ્થાનો સમવાયતંત્રની તિજોરીમાં નાણાં ભરશે. શાસનધારાની એવી કલમોનો સંક્ષિપ્ત નિર્દેશ અહીં કરીએ:–

(૧) સામાન્ય સંજોગોમાં સાધારણ કરવેરાદ્વારા સમવાયતંત્ર પોતાની આવક મેળવશે અને એમ કરવામાં રાજસ્થાનોએ ભાગ આપવાનો રહેશે.

(ક) જકાતના વેરા

(ખ) નિકાસના વેરા

(ગ) કેટલીક આબકારી આવક

(૪) નિમકવેરો

(૫) કોરપોરેશન–ટેક્ષ

આવા આવા વેરાઓમાંથી રાજસ્થાનો ને સમવાયતંત્રને ભાગ આપવાને રહેશે. આની સ્પષ્ટ અને સીધી અસર છે. જે રાજસ્થાની પ્રદેશમાં આજે આમાંના નિમકવેરા જેવા વેરા નથી ત્યાં એ વેરા આપમેળે આવવાના અને એ રીતે શોષિત રાજસ્થાની જનતા ઉપર આ વધારાનો બોજ આવી પડવાનો.

સામાન્ય સંજોગોમાં કેટલાક કરવેરામાંથી રાજસ્થાનોએ સમવા-

યતંત્રની તિજોરીમાં નાણાં ભરવાનાં નથી રહેતાં. એવા કરવેરા નીચે પ્રમાણે સંક્ષેપમાં ગણાવી શકાયઃ—

(૧) ખેતીની આવક અને અમુક મર્યાદાથી વધારે આવક ઉપરના, ખાસ કરને બાદ કરતાં આવકવેરો.

(૨) મિલકત–વેરો.

સમવાયતંત્રની સરકાર જ્યારે ભીડમાં હોય ત્યારે રાજસ્થાનોએ આવકવેરાઓથી અને એવા કેટલાક વેરામાંથી ભાગ આપવાનો રહેશે એમ શાસનધારાએ ઠરાવ્યું છે. વર્તમાન સમવાયતંત્રોનાં અર્થકારણ ઉપર નજર નાખીએ તો આપણે જોઈ શકીએ એમ છીએ કે સમવાયતંત્રની સરકાર સામાન્યતઃ ભીડમાં જ હોય છે. એટલે અસામાન્ય ગણાવવામાં આવેલા આ કરવેરા અમલમાં તો સામાન્ય જ બની જવાના. આર્થિક ભીડના સમયમાં પણ નીચેના કરોમાંથી રાજસ્થાનોએ ભાગ આપવાનો નહિ રહેઃ—

(૧) અમુક મર્યાદાથી વારસા–વેરો વધે ત્યારે ખાસ વધારે લેવામાં આવતી રકમ

(૨) રેલવે કે બીજાં વ્યવહારનાં સાધનો દ્વારા લઈ જવામાં આવતા માલ કે ઉતારુઓ ઉપર નાખવામાં આવતા વેરા ઉપરનો વધારાનો દર.

(૩) કેટલાક સ્ટેમ્પના વેરા ઉપરના વધારાના દર.

કરવેરા મારફતે ન આવતી એવી કેટલીક આવકમાં રાજસ્થાનીઓ અથવા એમની પ્રજાએ સીધો કે આડકતરો વેરો આપવાનો રહે છે.

અને ૧૦૪મી કલમ દ્વારા ગવર્નર–જનરલ સમવાયતંત્રના ધારામંડળને કરવેરા વધારવાની જે સત્તા આપી શકે છે એનાથી રાજસ્થાનો ઉપર ઘણો મોટો બોજો આવવા સંભવ છે. સમવાયતંત્રની સરકારનો જે કરવેરા ઉપર અધિકાર છે એ બધા એ સરકાર સીધી રીતે ઉઘરાવી શકે છે. રાજસ્થાની પ્રદેશમાં આ કારણે ઘણી વહીવટી

ગૂંચો ઊભી થવા સંભવ છે. ખાસ કરાર કરીને અને સમવાયતંત્રની સરકારને ચોક્કસ રકમ આપવાની બાંહેધરી આપીને રાજસ્થાનો પોતાના પ્રદેશમાંની આ ડખલ ટાળી શકે એવી યોજના શાસનધારામાં છે એટલું સારું છે.

સાગર–કિનારા ઉપર આવેલાં રાજસ્થાનોને બંદરી જકાતના પ્રશ્નમાં પણ ખૂબ ગૂંચવણો છે. એ રાજસ્થાનોનો પ્રશ્ન આજે પણ ખૂબ મુશ્કેલ છે. સમવાયતંત્રમાં પણ એને અંગે અથડામણો થવા સંભવ છે. જો એ રાજસ્થાનો અમુક ચોક્કસ રકમ લઈ લઈને બંદરી–જકાત ઉપરનો બધો જ અધિકાર ઉઠાવી લે તો જ આ પ્રશ્ન ઊકલે.

આબકારી આવક અંગે પણ આવી ગૂંચ ઊભી થવા સંભવ છે.

આમ સમવાયતંત્રનું આવકપાસું તો ખૂબ અસંતોષકારક છે. હિંદી જનતાનું હિત જેને હૈયે છે એને તો આ યોજના કમકમાટી ઉપજાવે એવી છે.

ખર્ચનું પાસું પણ એટલું જ અનિષ્ટકારક છે. સમવાયતંત્રના અંદાજપત્રકમાં ૮૬ ટકા જેટલા ભાગ ઉપર તો ધારામંડળને મતાધિકાર પણ નથી. એ ઉપરાંત, એવાં બીજાં આડકતરાં ખર્ચની ફરજિયાત જવાબદારી સમવાયતંત્રની સરકાર ઉપર છે. અને રક્ષણ અને એવાં ખાતાંઓનાં ખર્ચમાં તો હજુયે વધારો જ થયે જવાનો. રાજસ્થાનો સમવાયતંત્રમાં પ્રવેશે એ પહેલાં તો મધ્યસ્થ તંત્રના અંદાજપત્રની જમા અને ઉધાર બાજુઓનો બરાબર મેળ થવાનો સંભવ જ નથી. એ પછી પણ પ્રાંતિક તંત્રનું ભલે ગમે તે થાય પણ મધ્યસ્થ તંત્રની હાલત તો મુશ્કેલીભરેલી જ રહેવાની છે.

આજ પર્યંત જરૂરી લોન ઊભી કરવાની સત્તા ભારતમંત્રીની હતી. હવે એ સત્તા સમવાયતંત્રની સરકારની બનશે, પણ એ સત્તા ઉપર ગવર્નર–જનરલનો સીધો અંકુશ હશે.

રાજસ્થાનો અને પ્રાંતિક સરકારોને સમવાયતંત્રની સરકાર

પાસેથી અથવા ખુલ્લી બજારમાંથી લોન ઊભી કરવાનો અધિકાર છે, પણ પ્રાંતિક સરકાર ઉપર જ્યારે આ પ્રશ્નમાં કાબૂ છે ત્યારે રાજસ્થાનો ઉપર જરાયે કાબૂ નથી. અરાજકતા અને દુર્ગુણનાં ધામ શાં રાજસ્થાનોને આવું સ્વાતંત્ર્ય આપવામાં ચોખ્ખી ભૂલ છે.

સંક્ષેપમાં, સમવાયતંત્રનું અર્થકારણ નીરખતાં એમ લાગે છે કે :–

(૧) સમવાયતંત્રના ઘટકો અને સમવાયતંત્ર વચ્ચે આવકનાં સાધનોની વહેંચણી અસમાન છે. આર્થિક વિકાસ કે સામાજિક સુધારણાનાં કોઈ પણ અસરકારક પગલાં લઈ શકાય એવી સ્થિતિ પ્રાંતિક સરકારોની નથી જ રહેતી. આ પદ્ધતિ સરલ નથી કે નથી લાભદાયી. શાસનધારામાં યોજાયેલાં આવકનાં નવાં સાધનો બોજ વધારનારાં અને ગૂંચવાડો ઊભો કરનારાં નીવડશે એમ કહી શકાય.

(૨) પ્રાંતિક કે રાજસ્થાની પ્રતિનિધિઓનો કાબૂ સમવાયતંત્રના મોટા ભાગના ખર્ચ ઉપર નથી. સમવાયતંત્રનું લગભગ બધું જ ખર્ચ ઉત્પાદક તો નથી જ. શાહીવાદી અને શોષક યંત્રની ચાવીઓ એ રીતે ગોઠવાઈ છે કે એમાંથી ઉત્પાદક બળો ઊભાં ન જ થઈ શકે. સમવાયતંત્રમાં જોડાનારાં નવાં અંગો ઉપર જે કેટલોક બોજ પડે છે તે અનૈતિક અને અનાર્થિક છે.

(૩) લોન ઊભા કરવા અંગેની કલમો પણ હાનિકર નીવડે એવો સંભવ છે.

(૪) રાષ્ટ્રીય સંપત્તિની વ્યવસ્થિત અને ન્યાય્ય વહેંચણીની શકયતા આ યોજનામાં નથી. જાહેર ખર્ચને વ્યવસ્થિત કરવાની શકયતા શાસનધારાએ રહેવા દીધી નથી.

(૫) હિસાબી ખાતાં અંગેની અને હિસાબ–તપાસ (ઑડિટ) અંગેની શાસનધારાની યોજના સંતોષકારક છે તેમ કહી શકાય.

# પ્રકરણ એકવીસમું

## હિંદી રક્ષણ

ગવર્નર-જનરલના અને સમવાયતંત્રના ધારામંડળના અધિકારોના નિરૂપણમાં રક્ષણના પ્રશ્નનો નિર્દેશ અનેકવાર કરવામાં આવ્યો છે, પણ એ પ્રશ્નને અંગેની શાસનધારાની કલમોનું પૃથક્કરણ ત્યાં ત્યાં નથી થયું. આ પ્રકરણમાં એ પ્રકારનું પૃથક્કરણ આપવામાં આવ્યું છે.

આ પ્રશ્નને સ્પર્શતી કલમ શાસનધારામાં વેરવિખેર પડી છે. એ બધી વચ્ચે સંબંધ યોજવામાં આવે તો જ સામાન્ય અભ્યાસીને એને વિષે ખ્યાલ આવી શકે. હિંદી રાષ્ટ્રીય રક્ષણનો બંધારણીય દૃષ્ટિએ વિચાર કરતાં જે પ્રશ્નો ઊભા થાય છે એની સંક્ષિપ્ત ચર્ચા આપણે અહીં કરીશું. સૌથી પ્રથમ આપણા રક્ષણની યોજનાનો હેતુ શો છે એ તપાસીએ. હિંદી સરકાર રક્ષણને નામે જે વિશાળ બોજ ઉઠાવી રહી છે એવા વિશાળ બોજનો હેતુ સમજાવતી એક પણ કલમ શાસનધારામાં નથી. શાસનધારાની ૧૦૦મી કલમ અનુસાર શહેનશાહના હિંદમાંના સૈન્ય અંગે ધારા ઘડવાની સત્તા સમવાયતંત્રનાં ધારામંડળને છે. આવા પ્રકારનો કાનૂની પ્રબંધ થાય ત્યારે કદાચ રક્ષણની યોજનાનો હેતુ ચોક્કસ સ્વરૂપ પામે, પણ શાસનધારામાં તો એ હેતુનો નિર્દેશ નથી જ. આવા વિશાળ ખર્ચને શા માટે નભાવવામાં આવે છે એ પ્રશ્નનો જવાબ આજે તો એક જ રીતે આપી શકાય કે શહેનશાહની ખાસ સત્તાનો ઉપયોગ કરીને જ આ ખર્ચ નભાવાય છે.

હિંદમાં રક્ષણની યોજનાના સામાન્ય દૃષ્ટિએ સ્વીકાર પામેલા ત્રણ હેતુ છે :–

(૧) સરહદ બહારના પ્રદેશોમાંથી હિંદ ઉપર આક્રમણ થાય તો હિંદનો બચાવ કરવાનો હેતુ;

(૨) સ્થાપિત સરકાર અને નાગરિક શાંતિ જાળવવાનો હેતુ.

(૩) બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણમાં અને બ્રિટનનાં શાહીવાદી યુદ્ધોમાં ફાળો આપવાનો હેતુ.

આ ત્રીજા હેતુનો સ્પષ્ટ સ્વીકાર આજે નથી થતો પણ રક્ષક–સૈન્યનાં કદ અને ખર્ચને સમજાવવા માટે એની ચર્ચા આવશ્યક બની રહે છે. આક્રમણ સાથે રાષ્ટ્રના રક્ષણમાં તો સમસ્ત દેશનું, પ્રાંતોનું અને રાજસ્થાનોનું હિત સમાયેલું છે. પણ રાજસ્થાનો તો મર્યાદિત રીતે પોતાની સેનાઓ નભાવે છે. અને એમની સેનાઓ યુરોપિયન પદ્ધતિનાં સૈન્યની સામે ટકી શકે એવી તો નથી જ હોતી, એટલે રાજસ્થાનો આજે આ દિશામાં જે ખર્ચ કરે છે એ તદ્દન અર્થહીન વ્યય છે. કેટલાંક રાજ્યોએ બ્રિટિશ સલ્તનત જોડે કરાર કર્યા છે. એ કરારને આધારે બહારનાં આક્રમણ સામે અને આંતરિક વિગ્રહ સામે એમનું રક્ષણ કરવાની જવાબદારી બ્રિટિશ સરકારની છે. તેથી એ રાજ્યોના રાજકર્તાઓ વિના કારણ લશ્કરનાં ખર્ચ નભાવ્યે જ જાય છે. અને કદાચ આ ખર્ચ એ બંધ કરે તો બ્રિટિશ સરકાર એ પરિસ્થિતિ ચલાવી લે કે કેમ એ એક મોટો સવાલ છે. બહારનાં આક્રમણનો હિંદને કેટલો ભય છે એ પ્રશ્ન બંધારણીય કરતાં રાજકીય વધારે છે. પણ આંતરિક રક્ષણના પ્રશ્નમાં પણ પ્રાંતો અને રાજસ્થાનો એમ સૌનું સમાન હિત તો છે જ. કહેવાય છે કે બ્રિટિશ પ્રાંતોમાં એવાં આંતરવિગ્રહનાં બળો છે કે જે લશ્કરના અસ્તિત્વને કારણે જ કાબૂમાં રહે છે. આ વાત સાચી છે કે નહિ અને કેટલે અંશે એ સાચી છે એ સવાલ બંધારણનો સવાલ નથી અને તેથી એની ચર્ચા અહીં અસ્થાને છે. પણ રાજસ્થાનો વિષે તો એમ અવશ્ય કહી

શકાય કે એમને તો આંતરવિગ્રહના પ્રશ્નમાં બ્રિટિશ બાંહેધરી છે. પણ આ બધા હેતુઓ પાર પાડવા માટે હિંદની આજની યોજના જરૂરી પ્રમાણથી ખૂબ ખૂબ વધારે છે એમ તો નિઃસંકોચ કહી શકાય.

સામ્રાજ્યના રક્ષણમાં અને બ્રિટનના શાહીવાદી વિગ્રહમાં હિંદનો ફાળો આપવાનો હેતુ છે એ વાતને સ્પષ્ટ રીતે સત્તાધીશ વર્ગે નકારી તો નથી જ. પણ આ હેતુથી આપણી રક્ષણ-યોજનાને કેટલો બોજો સહન કરવો પડે એ કહેવું મુશ્કેલ છે. પણ ખૂબ ખૂબ માગણીઓ અને આંદોલનને પરિણામે, બ્રિટનની સરકારે હિંદી સૈન્યના ખર્ચમાં ૧૫ લાખ પૌંડની વાર્ષિક સહાય આપવાનું સ્વીકાર્યું છે એ હકીકત એટલું તો અવશ્ય પુરવાર કરે છે કે હિંદી સૈન્યના હેતુઓમાં સામ્રાજ્યના રક્ષણ અને શાહીવાદી યુદ્ધોનો સમાવેશ થઈ જ જાય છે.

શાહીવાદી હેતુઓથી જે સંગ્રામ લડવામાં આવે એના ખર્ચનો બોજો હિંદ ઉપર ન પડવો જોઈએ એમ તો સરકારના કેટલાક સભ્યોએ પણ સ્વીકાર્યું છે. ૧૮૭૯ના રોબર્ટ્સ રિપોર્ટમાં એવો સ્વીકાર છે. હિંદના જ રક્ષણના હેતુથી જો રક્ષણની યોજના ઘડાતી હોત તો આજે લશ્કર પાછળ જે ખર્ચ થઈ રહ્યું છે એમાં મોટો કાપ પડી જાત.

સામ્રાજ્યનાં હિતો હિંદી રક્ષણના સવાલ ઉપર આટલી ઊંડી અસર કરે છે એ કારણે તો રક્ષણ અને વિદેશી સંબંધોનાં ખાતાં ધારામંડળના કાબૂથી બહાર રાખવામાં આવ્યાં છે.

ગવર્નર–જનરલનો કાબૂ સેનાધિપતિ ઉપર કેટલો છે એ સવાલ પણ અસ્પષ્ટ રહે છે. સેનાધિપતિની નિમણુક શહેનશાહ કરે છે, એનાં પગાર, ભથ્થાં વગેરે પણ એ મુકરર કરે છે. આ પરિસ્થિતિમાં સેનાધિપતિ, શાંતિના સમયમાં પણ, ગવર્નર–જનરલના અધિકારમાં ન રહે એવા સંજોગો ઊભા થાય એ સ્વાભાવિક છે. ૧૯૩૫ના શાસનધારા અનુસાર ગવર્નર–જનરલ અને વાઈસરોયના હોદ્દાઓનું એકીકરણ થઈ શકે પણ ગવર્નર–જનરલ અને સેનાધિપતિના હોદ્દાઓનું એવું એકી-

કરણ ન થાય. કેનેડા, ઑસ્ટ્રેલીઆ વગેરે પ્રદેશમાં તો ગવર્નર–જનરલ અને સેનાધિપતિના હોદ્દાઓનું સામાન્ય રીતે એકીકરણ થાય જ છે.

જૂના શાસનતંત્રમાં ગવર્નર–જનરલની કારોબારી સમિતિમાં સેનાધિપતિનું સ્થાન છે. પણ નવા શાસનતંત્રમાં એનું સ્થાન રક્ષણ અંગેનો સલાહકાર લેશે.

પણ સેનાધિપતિનો અવાજ રક્ષણ અંગેની યોજનામાં અસરકારક થઇ શકે એ માટે શાસનધારામાં યોજના તો છેજ. ગવર્નર–જનરલે આ યોજના અંગેના ખુશ અહેવાલ ભારતમંત્રીને આપવાના છે. એવા અહેવાલમાં સેનાધિપતિની સૂચનાઓનો સમાવેશ કરવાની એની ફરજ છે.

હિંદી સેનાને હિંદી કાબૂ નીચે મૂકવાની માગણીને ઘણીયે વાર હિંદી સેનાના હિંદીકરણની માગણી જોડે ગોટવી દેવામાં આવે છે. આ બંને એક બીજીથી સ્વતંત્ર એવી માગણીઓ છે. પહેલી માગણીનો સ્વીકાર નહિ થાય ત્યાં સુધી બીજી માગણીનો અમલ નહિ જ થવાનો.

હિંદી રક્ષણની યોજનાની જરૂરતોને પહોંચી વળવા માટે કેટલાક ઉદ્યોગોનો પણ હિંદમાં આરંભ થવાની જરૂર છે. રાષ્ટ્રીય વિકાસમાં આ યોજનામાં આ હકીકતનો ખ્યાલ રાખી શકાય. આ માર્ગે પ્રગતિ થઈ શકે એવી શકયતા શાસનધારામાં નથી એટલે એ દિશામાં આશાઓ રાખનાર અંતે નિરાશા જ પામવાના.

રાષ્ટ્રીય આપત્તિના કાળમાં સશક્ત શરીર ધરાવનાર પ્રત્યેક નાગરિકની ફરજ રાષ્ટ્રીય રક્ષણમાં સહાય આપવાની છે. આવી ફરજ નાગરિકો ઉપર નાખવાનો કાનૂની પ્રબંધ કરવાની સત્તા સમવાયતંત્રના ધારામંડળને નથી. શાહીવાદનાં હિતોને કદાચ હિંદી શાસ્ત્રીકરણ ભયમાં મૂકે એ ભયે શાસનધારામાં આવી યોજનાનો સ્વીકાર નથી થયો.

# પ્રકરણ બાવીસમું

## 'ફેડરલ રેલવે ઑથોરીટી' વગેરે

શાસનધારામાં છૂટાછવાયા એવા કેટલાય વિભાગો છે જે કોઈ એક જ શીર્ષક નીચે એકઠા ન થઈ શકે. એવા બધા વિભાગનું નિરૂપણ આ વિભાગમાં કરવામાં આવે છે.

સૌથી પહેલાં આપણે બ્રિટિશ–વેપાર–વિરોધી પગલાંઓને અટકાવવાની જે યોજના શાસનધારામાં છે એની ચર્ચા કરીએ. આજે બ્રિટિશ વેપારનું જે હિત હિંદમાં છે એ નભાવી રાખવાનો અને શકય એટલો એનો વિકાસ કરવાનો સ્પષ્ટ આશય આ યોજનાનો છે. હિંદી રાષ્ટ્રવાદીના પોતાના ઉદ્યોગ કે વેપાર કરવાની ભાવના, આ શાસનધારાનું અસ્તિત્વ રહે ત્યાં સુધી પૂરી નથી થવાની.

વેપાર અને ઉદ્યોગની સૌથી સમૃદ્ધ શાળાઓમાં અને જાહેર નોકરીના સૌથી મોટા પગારવાળા દરજ્જાઓમાં આ વિદેશી હિતોએ પોતાનો પાયો જમાવ્યો છે. હિંદની રાષ્ટ્રીય સંપત્તિમાં એ સિંહભાગ લઈ જાય છે. ઉદ્યોગોના વિકાસમાં રાષ્ટ્રીય સરકારની સહાય જે મહત્ત્વનો ભાગ વર્તમાન પરિસ્થિતિમાં ભજવી શકે એ આજે સૌ કોઈની માહિતીનો વિષય બની ગઈ છે અને તેથી એની વિસ્તૃત ચર્ચા અહીં બિનજરૂરી બની રહે છે. આ પરિસ્થિતિમાં સમવાયતંત્રના ધારામંડળને જો આ પ્રશ્ન અંગેની સત્તા સોંપવામાં આવી હોત તો એનો ઉપયોગ હિંદના આર્થિક વિકાસ માટે થયા વિના

ન રહેત એમ બ્રિટિશ રાજપુરુષો જાણતા હતા. એમના એ જ્ઞાનને પરિણામે જ નવા શાસનધારામાં બ્રિટિશ હિંદના રક્ષણનો ખાસ કાનૂની પ્રબંધ થયો છે.

બ્રિટનનાં નાગરિકોને હિંદમાં બધે જ સ્વતંત્ર વિહારની છૂટ રહે એવી શાસનધારાની એક કલમ છે. એમાં એક માત્ર અપવાદ છે રાજકીય આંદોલન ચલાવવાનો પ્રયત્ન કરનારાનો. શાહીવાદના અસ્તિત્વને જ જોખમમાં મૂકે એવા તો કોઈને પણ—ભલેને એ બ્રિટનનાં નાગરિક હોય તોયે—સ્વાતંત્ર્ય શાનું હોય?

બ્રિટનમાં સ્થપાયેલી કંપનીઓ સામે પણ કોઈ પણ પ્રકારનાં પગલાં ન લેવાઈ શકે એવો પ્રબંધ શાસનધારામાં છે. આડકતરી રીતે પણ એના ઉપર અંકુશ મૂકવાનો પ્રયત્ન નિષ્ફળ નીવડે. જેવા અધિકારો બ્રિટનમાં સ્થપાયેલી કંપનીઓને હિંદમાં અપાયા છે એવા જ અધિકારો હિંદમાં સ્થપાયેલી કંપનીઓને બ્રિટનમાં છે. પણ વિકાસ પામેલા બ્રિટનના વેપાર જોડે હરીફાઈ કરી શકે એવી શકયતા આ રીતે મળતા હક્કો ઊભી નથી કરતા.

શાસનધારાની ૧૧૫મી કલમ સાગરકાંઠાનાં જળયાનની ચર્ચા કરે છે. બ્રિટનના સંયુક્ત રાજ્યમાં જે વહાણ કે આગબોટ નોંધાયું હોય એના વેપાર ઉપર અંકુશ મૂકનારો કાનૂની પ્રબંધ થઈ ન શકે એમ એ કલમ ઠરાવે છે. વાયુયાનને પણ આ જ નિયમ લાગુ પડે છે.

આ કલમની અસર દેખીતી છે. હિંદના સાગરકાંઠા ઉપરનો વેપાર પુનઃ હસ્તગત કરવાનો કદાચ પ્રયત્ન થાય તો એને આ કલમદ્વારા રૂંધવામાં આવે. આ ક્ષેત્ર આજે બ્રિટિશ વેપારીઓના કબજામાં છે. સરકારી સહાય વિના એ ક્ષેત્રમાં કોઈ હિંદી સાહસ સફળતા મેળવી શકે એ શકય જ નથી.

હિંદી ઉદ્યોગના વિકાસ માટે પ્રાંતિક સરકાર કે સમવાયતંત્રની સરકાર જો કંઈ સહાય આપે તો એવી સહાય મેળવવાનો અધિકાર

બ્રિટનમાં સ્થપાયેલી કંપનીઓને પણ મળે. આ જાતની યોજનાને પરિણામે હિંદી ઉદ્યોગને મળતી સહાયનો હરીફાઈની દૃષ્ટિએ કશો જ અર્થ નથી રહેતો. આયાત ઉપરની જકાતના માર્ગ કરતાં સીધી આર્થિક સહાય આપવાનો માર્ગ ઉદ્યોગના વિકાસ માટે ખૂબ જરૂરી છે. આયાત ઉપરની જકાત તો છેવટે માલ વાપરનાર વર્ગ ઉપર જ આવી પડે છે.

આવી કલમોની આડકતરી અસર એ છે કે એને પરિણામે ઉદ્યોગના રાષ્ટ્રીયકરણને ઉત્તેજન મળવાનું. એક વખત ઉદ્યોગ રાષ્ટ્રીય માલિકીનો બની જાય તો પછી એને આવી કલમોની કશી જ અસર ન થાય.

બ્રિટન અને હિંદ વચ્ચેના અને બ્રિટન અને સામ્રાજ્યમાંનાં સંસ્થાનોના વેપાર અંગેના કરારો તો સીધા થઈ જ શકે એવી યોજના શાસનધારામાં છે. વેપાર અને ઉદ્યોગના પ્રશ્નમાં જ બ્રિટિશ હિતોને રક્ષણ આપવામાં આવ્યું છે એટલું જ નથી. બ્રિટનના વકીલો, દાકતરો વગેરેને પણ રક્ષણ મળે એવો પ્રબંધ કરવામાં આવ્યો જ છે.

આ પ્રકારની શાસનધારાની કલમોનો અમલ બ્રિટિશ હિંદ પૂરતો જ થઈ શકે. રાજસ્થાની પ્રદેશ ઉપર એની કશી જ અસર નથી. એટલે કાનૂની દૃષ્ટિએ રાજસ્થાનો ધારે તો હિંદી વેપાર અને ઉદ્યોગને ઉત્તેજન આપી શકે. પણ વ્યવહારમાં શાહીવાદની શુભેચ્છા ઉપર નભતાં હિંદી રાજસ્થાનો બ્રિટિશ હિતો વિરુદ્ધ હિંદી વેપાર–ઉદ્યોગને રક્ષણ આપે એ શકય જ નથી.

*　　*　　*

હવે આપણે ફેડરલ રેલવે ઑથોરીટીના પ્રશ્નની ચર્ચા કરીએ. આ સંસ્થાની રચના શાસનધારા દ્વારા જ થઈ છે. રેલવેના વહીવટને રાજકીય અસરથી દૂર રાખવાનો આ યોજનાનો આશય છે એવો દાવો શાહીવાદી સરકાર રજૂ કરે છે. આ દાવો એક જાળ જ છે.

આજપર્યંતનો રેલવે–વહીવટ તપાસતાં માલૂમ પડશે કે પ્રજાના પ્રતિનિધિઓના કાબૂના અભાવની પરિસ્થિતિમાં પણ એ વહીવટ આર્થિક દૃષ્ટિએ રાષ્ટ્રીય હિતમાં નથી જ થયો. અને આર્થિક દષ્ટિએ તો રેલવેઓ ખોટ આપનાર નથી. મંદીનાં વર્ષોમાંયે રેલવેઓએ સારો જેવો નફો કર્યો છે. હિંદીઓ રેલવેના વહીવટ માટે નાલાયક છે એમ પુરવાર કરનારું એક પણ કારણ આજે તો નથી. પણ હિંદી રેલવે ઉપરથી ધારામંડળના અંકુશને દૂર કરવાનું સાચું કારણ તો જુદું જ છે. એ રેલવેઓમાં બ્રિટિશ મૂડી રોકવામાં આવી છે એનું રક્ષણ કરવા કાજે અને એ રેલવેઓ મારફતે બ્રિટનનાં પોલાદ અને યંત્રોનાં કારખાનાંઓને ઉત્તેજન આપવા માટે જ એના ઉપર સીધો શાહીવાદી કાબૂ રાખવામાં આવ્યો છે.

રેલવેઓનો વહીવટ કરવાની, એનાં બાંધકામ અંગેની અને એનું નિયમન કરવાની સત્તા શાસનધારાની ૧૮૧મી કલમદ્વારા 'ફેડરલ રેલવે ઓથોરીટી'ને સોંપવામાં આવી છે. સમવાયતંત્રની બધી જ રેલવેઓના વહીવટની અને એવી રેલવે અંગેની બીજી પ્રવૃત્તિઓના વહીવટની જવાબદારી આ રેલવે ઓથોરીટી હસ્તક છે. રેલવે ઓથોરીટીના કાર્યક્ષેત્ર જોડે સંબંધ ધરાવનારી પ્રવૃત્તિઓ ચલાવનારાઓ જોડે સંબંધ બાંધવાનો પણ એનો અધિકાર છે. મોટર–સર્વિસ ચલાવનાર, રેલવેની હદમાં અથવા એનાથી નજીક હોટેલ વગેરે ધરાવનારા, વર્કશોપ અને લોખંડનો સામાન બનાવનારા અને એવા વ્યવસાયોમાં રોકાયેલા લોકોનો આમાં સમાવેશ થઈ જાય છે.

રેલવે ઓથોરીટીના વહીવટ જોડે બંધબેસતા થાય એવા કાનૂનો જ–પછી એ સમવાયતંત્રના હોય કે પ્રજાના હોય–એને અસર કરે.

'ફેડરલ રેલવે ઓથોરીટી' ઉપર સમવાયતંત્રની સરકાર દેખરેખનો અધિકાર અવશ્ય ધરાવે છે.

'ફેડરલ રેલવે ઓથોરીટી' સાત સભ્યોની બનશે, એમાંથી ત્રણ સભ્યોની નિમણૂક ગવર્નર–જનરલ કરશે. પ્રમુખની નિમણૂક પણ ગવર્નર–

જનરલ કરશે. આ નિમણૂક એ એની મુનસફી અનુસાર કરશે. વેપાર, ઉદ્યોગ, ખેતી, અર્થકારણ અથવા વહીવટ અંગેનો અનુભવ ધરાવનાર જ સભ્ય બની શકે. એની નિમણૂક પહેલાં બાર મહિના સુધી તે પ્રાંતિક કે સમવાયતંત્રની કોઈ ધારાસભાનો સભ્ય કે સરકારી અમલદાર કે રેલવેનો અમલદાર ન હોવો જોઈએ.

પ્રથમ નિમણૂકને સમયે ત્રણ સભ્યો ત્રણ વર્ષને માટે નિમાશે. પછી એ ફરીને બીજાં ત્રણ વર્ષ માટે, અથવા વધારેમાં વધારે પાંચ વર્ષને માટે સભ્ય તરીકે નિમાઈ શકે. એ સિવાયના સભ્યો પાંચ વર્ષ માટે નિમાશે અને એમને ફરીને બીજાં પાંચ વર્ષ માટે નીમી શકાશે. ગવર્નર–જનરલને જો એમ લાગે કે કોઈ સભ્ય એનું કાર્ય કરવા માટે નાલાયક છે તો એ એને બરતરફ કરી શકે. કામચલાઉ સભ્યની નિમણૂક અંગેના નિયમો ગવર્નર–જનરલ કરી શકશે. આ બધી વસ્તુ અંગેના નિયમોમાં ધારામંડળ સુધારા કરી શકે, પણ એવા સુધારા માટેના ખરડાને દાખલ કરવા માટે ગવર્નર–જનરલની મંજૂરી આવશ્યક છે.

રેલવે ઑથોરીટીના સભ્યોના પગાર ગવર્નર–જનરલ પોતાના 'વ્યક્તિગત અભિપ્રાય અનુસાર' મુકરર કરશે, પણ કોઈ પણ સભ્યનો પગાર એની નોકરીના સમય દરમિયાન ઘટાડી ન શકાય.

રેલવે ઑથોરીટીના બધા જ નિર્ણયો હાજર સભ્યોની બહુમતિ કરી શકે. બંને પક્ષોએ મત આપ્યા પછી જો સરખા પડે તો પ્રમુખને વધારાનો નિર્ણયાત્મક (Casting) મત આપવાનો અધિકાર છે. ગવર્નર–જનરલ પોતાના તરફથી એક અથવા વધારે શખસોને 'ઑથોરીટી'ની સભાઓમાં હાજર રહેવા મોકલી શકે. એમને એ સભાઓમાં ચર્ચા કરવાનો અધિકાર રહેશે પણ એ મત નહિ આપી શકે.

'રેલવે ઑથોરીટી'નો મુખ્ય વહીવટી અધિકારી 'મુખ્ય રેલવે કમિશ્નર' કહેવાશે. રેલવે–વહીવટનો અનુભવ એને માટે આવશ્યક ગણાશે. 'રેલવે ઑથોરીટી'ની સલાહ લીધા પછી ગવર્નર–જનરલ 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર એની નિમણૂક કરશે. મુખ્ય રેલવે

કમિશ્નરને સહાય આપવા માટે એક 'ફાઈનેન્સીયલ કમિશ્નર' (આર્થિક કમિશ્નર)ની નિમણૂક ગવર્નર–જનરલ પોતાના પ્રધાનોની સલાહને અનુસરીને કરશે. રેલવેના બીજા વહીવટી અમલદારોની નિમણૂક 'રેલવે ઑથોરીટી' મુખ્ય કમિશ્નરની સલાહને અનુસરીને કરશે. મુખ્ય કમિશ્નરને રેલવે ઑથોરીટી ગવર્નર–જનરલની મંજૂરી વિના બરતરફ ન કરી શકે. રેલવે ઑથોરીટીની સભાઓમાં મુખ્ય કમિશ્નર અને આર્થિક કમિશ્નર હાજરી આપી શકશે.

રેલવે ઑથોરીટીની આવક ઉપર આવકવેરો નહિ લાગે. આ નિયમમાં દેખીતો અન્યાય છે. એ નિયમ મારફતે સમવાયતંત્રની સરકારને આવકમાં ૫ કરોડ રૂપિયાની ખોટ આવે છે.

'રેલવે ઑથોરીટી'ની સામાન્ય જરૂરત માટેનાં નાણાં રિઝર્વ બેંકમાં જમા રહેશે.

'રેલવે ઑથોરીટી'ની સ્થાપના એ તદ્દન નવો અખતરો છે. એ સફળ નીવડશે કે નિષ્ફળ જશે એ આજને તબક્કે કહી ન શકાય. પણ પ્રજાતંત્રના સિદ્ધાંતોનું ખૂન કરીને એની સ્થાપના કરવામાં આવી છે એટલે એની સામે ખૂબ ખૂબ કડક ટીકાઓ તો થવાની જ. પ્રધાનમંડળની હકૂમતમાં આ યોજનાથી મોટો કાપ પડે છે અને તોયે એ માગે કાંઈ કરકસર તો નથી જ થતી. રેલવેના વહીવટ પરત્વે સરકાર જે પક્ષપાત આજ પર્યંત બતાવી રહી છે એને કારણે આવી રચનાઓ તરફ સહજ જ શંકાની દૃષ્ટિએ પ્રજા નીરખતી થઈ ગઈ છે.

મિલકત, કરાર, જવાબદારીઓ અને દાવાઓ અંગેની શાસનધારાની કલમો કોઈ નવું બંધારણીય તત્ત્વ ઊભું નથી કરતી એટલે એની ચર્ચા બિનજરૂરી છે.

મહેસૂલી પ્રશ્નો અંગેની તકરારો માટે અપીલ કરવા એક અદાલતની સ્થાપના કરવાનો પ્રબંધ શાસનધારાની ૨૯૬મી કલમમાં છે. ધારામંડળોના સભ્યો એ અદાલતમાં ન બેસી શકે. પ્રત્યેક પ્રાંતમાં ગવર્નર આ પ્રકારની અદાલત સ્થાપશે.

શાસનધારાની ૨૯૭મી કલમ ખાસ મહત્ત્વની છે. એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં માલ લઈ જવામાં અડચણ ઊભી થાય એવાં કોઈ પણ પગલાં કોઈ પણ પ્રાંત ન લઈ શકે એવો પ્રબંધ એ કલમ કરે છે. આંતરિક વેપારના વિકાસને કોઈ પણ પ્રકારની અડચણું અટકાવવાનો એ કલમનો હેતુ છે. સમવાયતંત્રમાં જોડાયેલાં રાજસ્થાનોને એ કલમ અસર કરશે કે કેમ એ ચોક્કસ કહી શકાય એટલી સ્પષ્ટ એ કલમ નથી. રાજસ્થાનો અંગેની આ અસ્પષ્ટતા એ એની એક માત્ર ખોડ છે. એ સિવાય તો આ કલમ જરૂરી અને ન્યાયી છે એમ કહી શકાય.

બ્રિટિશ હિંદના તમામ વતનીઓને અને સમવાયતંત્રમાં જોડાએલાં રાજસ્થાનના રાજ્યકર્તા અને પ્રજાજનોને સરકારી નોકરી માટે સમાન હક્ક શાસનધારાની ૨૯૮મી અને ૨૬૨મી કલમ દ્વારા મળે છે.

તમામ પ્રજાજનોના સમાન હક્ક સ્વીકારવામાં આવ્યા છે. પણ જાતીય દૃષ્ટિની અસમાનતા શાસનધારામાં ટકાવી રાખવામાં આવી છે. રક્ષણ અંગેનાં ખાતાંઓમાં સ્ત્રીઓને કામ ન મળી શકે. પાર્લામેન્ટ એને માટે ખાસ પ્રબંધ કરે ત્યારે જ એમાં એને કામ મળી શકે. યુદ્ધભૂમિ ઉપર સીધું ન જવું પડે એવાં ખાતાંઓમાં પણ સ્ત્રીઓને કામ ન આપવાનું કારણ શું હશે ? સનંદી નોકરી માટેની જે પરીક્ષા લેવાય છે એમાં પણ માત્ર પુરુષો જ બેસી શકે એવો પ્રબંધ છે. સૌ નાગરિકોની સમાનતાના પાયા ઉપર રચાવાનો દાવો આગળ કરનારા શાસનધારા જોડે આ બધું બંધબેસતું નથી થતું.

## પ્રકરણ તેવીસમું

### 'પ્રાંતિક સ્વરાજ્ય'

**આ** પ્રકરણથી આપણે શાસનધારાના નવા વિભાગમાં પ્રવેશીએ છીએ. શાસનધારાનો સમવાયતંત્રને લગતો ભાગ આપણે આગળનાં પ્રકરણોમાં રજૂ કર્યો છે. એના અમલનો આરંભ હજી નથી થયો, પણ એ શાસનધારાનો પ્રાંતિક તંત્રને લગતો ભાગ તા. ૧લી એપ્રિલ ૧૯૩૭થી અમલમાં મુકાઈ ગયો છે. બ્રિટિશ રાજપુરુષોનો દાવો છે કે એ વિભાગ દ્વારા પ્રાંતોમાં જવાબદાર શાસનપ્રણાલીનો આરંભ થયો છે અને તેથી પ્રાંતોને સ્વરાજ મળી ગયું છે. 'પ્રાંતિક સ્વરાજ્ય'નું નિરૂપણ કરતો શાસનધારાનો વિભાગ થોડી પણ કાળજીથી જો કોઈ વાંચે એને એમ લાગ્યા વિના નહિ રહે કે 'પ્રાંતિક સ્વરાજ્ય' એ નામ માત્રમાં જ 'સ્વરાજ્ય' છે—વસ્તુતઃમૃગજળવત્ છે.

સાચા 'પ્રાંતિક સ્વરાજ્ય'માં તો શાસનતંત્ર આમજનતાને પ્રાંતિક પ્રશ્નો પૂરતું તો સંપૂર્ણ જવાબદાર હોય. એ વિષયોમાં બહારની કોઈ સત્તાનો હસ્તક્ષેપ ન હોય. એમાં સમવાયતંત્રની સરકાર કે બ્રિટિશ સરકારની ડખલ ન હોય. બીજી ગોળમેજી પરિષદમાં ગાંધીજીએ જાહેરાત કરી હતી કે 'બ્રિટિશ સરકાર જો આજે પ્રાંતિક સ્વરાજ્ય આપે તો મહાસભા એનો સ્વીકાર કરી લે' આ જાહેરાત વ્યાજબી હો કે ન હો, મહાસભાને સંપૂર્ણ સ્વાધીનતાથી ઓછું કશું જ સ્વીકાર્ય નથી એ વાત ભલે સાચી હો, પણ જ્યારે ગાંધીજીએ આ માંગ રજૂ કરી

ત્યારે એમની કલ્પનામાં, શાસનધારામાં જે પ્રાંતિક સ્વરાજ્યની રૂપરેખા દોરવામાં આવી છે એનો, ખ્યાલ તો નહિ જ હોય.

જોઈન્ટ પાર્લામેન્ટરી કમિટીએ એના અહેવાલમાં 'પ્રાંતિક સ્વરાજ્ય' (Provincial autonomy)ની વ્યાખ્યા આ કરી છે :

'પ્રાંતિક સ્વરાજ્ય' એટલે એવી પરિસ્થિતિ કે જેમાં ગવર્નરવાળા પ્રાંતોમાં અમુક ચોક્કસ મર્યાદિત વિષયોનો વહીવટ પ્રાંતિક ધારાસભા અને પ્રાતિક સરકાર કરશે અને એ વિષયો પૂરતી પ્રાંતિક સરકાર મધ્યસ્થ સરકાર અને મધ્યસ્થ ધારામંડળથી તદ્દન સ્વતંત્ર રહેશે.'

આ અહેવાલને બ્રિટનની પાર્લામેન્ટે મંજૂર કર્યો છે, એટલે આ વ્યાખ્યા બ્રિટિશ રાજપુરુષોએ માન્ય રાખવી જોઈએ. અને જો એ આવી વ્યાખ્યા સ્વીકારે છે તો એને અંગે કેટલીક ટીકા કરવાની પ્રાપ્ત થાય છે. મધ્યસ્થ ધારાસભા અને મધ્યસ્થ સરકારની ડખલ ન હોય એમ આ વ્યાખ્યા સ્વીકારે છે, પણ બ્રિટિશ સરકાર કે બ્રિટિશ પાર્લામેન્ટની ડખલમાંથી એ પ્રાંતિક તંત્રને મુક્તિ નથી આપતી. વળી જવાબદાર શાસનપ્રણાલીની આવશ્યકતા પણ એ વ્યાખ્યા નથી સ્વીકારતી, એટલે આ વ્યાખ્યા તદ્દન અધૂરી છે અને સાચા 'પ્રાંતિક સ્વરાજ્ય'ની કલ્પના એ વ્યાખ્યામાં નથી સમાયેલી. આજે તો 'પ્રાંતિક સ્વરાજ'ને નામે આપણને જે ચીજની ભેટ થઈ છે એ નકલી છે—એ સાચું 'પ્રાંતિક સ્વરાજ્ય' નથી જ નથી.

'પ્રાંતિક સ્વરાજ્ય'ના વિભાગના વિસ્તૃત નિરૂપણ પહેલાં આપણે અહીં એની સંક્ષેપ રૂપરેખા દોરીએ. એ યોજના અનુસાર ગવર્નરના પ્રત્યેક પ્રાંતમાં કાયદા ઘડનારી ધારાસભા રહેશે. એ ધારાસભાના સભ્યો ચૂંટણીને ધોરણે ચૂંટવામાં આવશે. પ્રાંતીય વિષયો ઉપર કાયદા ઘડવાની આ ધારાસભાને સત્તા રહેશે, પણ ગવર્નરની મંજૂરી મેળવ્યા પહેલાં કોઈ પણ ખરડો ધારાપોથી ઉપર સ્થાન નહિ પામે. શાસન ચલાવવા માટે ગવર્નરને સહાય અને સલાહ આપવા એક પ્રધાનમંડળની

નિમણૂક કરવામાં આવશે. એ પ્રધાનમંડળ એ પક્ષમાંથી બનશે કે જેની ધારાસભામાં બહુમતિ હોય. આ છેલ્લી વાતનો નિર્દેશ શાસનધારામાં નથી. પણ સામાન્ય બંધારણીય રૂઢિઓ છે અને એ રૂઢિને અનુસરવાની સૂચના ગવર્નરને શહેનશાહ તરફથી અપાતા સૂચનાપત્રમાં છે. સૂચનાપત્ર એ બંધારણીય દસ્તાવેજ નથી એટલે કદાચ કોઈ પ્રસંગે ગવર્નર અને બહુમતિ–પક્ષ વચ્ચે મેળ ન હોય તો લઘુમતિ–પક્ષમાંથી પ્રધાનમંડળ રચી ગવર્નર વહીવટ ચલાવી શકે. વળી, ગવર્નર પોતાની ખાસ જવાબદારીઓના પાલન માટે પ્રધાનમંડળની અને ધારાસભાની અવગણના પણ કરી શકે. અમુક નિર્ણય 'ખાસ જવાબદારી'ને અનુસરીને લેવામાં આવ્યો છે કે કેમ એનો આખરી નિર્ણય ગવર્નર, ગવર્નર–જનરલ અને ભારતમંત્રી કરી શકે. કોઈ અદાલતને એ પ્રશ્નની ચર્ચા કરવાનો અધિકાર નથી. જાણે આટલેથી અધૂરું રહી જતું હોય તેમ ગવર્નરને 'ઑર્ડિનન્સ' (ખાસ જાહેરનામાં) બહાર પાડવાનો, અંદાજપત્ર મંજૂર કરવાનો અને બંધારણીય કટોકટીને સમયે સર્વ સત્તા હસ્તગત કરી સરમુખત્યારની રીતે વહીવટ કરવાનો અધિકાર છે. આ ઉપરાંત પણ, ગવર્નર અનેક માર્ગે ધારાસભાના કાર્યમાં ડખલ કરી શકે. અને આ ગવર્નરની નિમણૂક તો બ્રિટિશ સરકારના હાથમાં જ છે.

સનંદી નોકરોની નિમણૂક ભારતમંત્રી હસ્તક છે એ આપણે આગળના વિભાગમાં જોયું છે. પણ બિનસનંદી એવા પણ મહત્ત્વના અધિકારીઓની નિમણૂક માટેની જે યોજના છે એ અસંતોષકારક છે. પ્રાંતીય પ્રધાનો એ જાતની નિમણૂક નહિ કરી શકે. એ નિમણૂક 'પબ્લિક સર્વિસ કમિશન' કરશે. એ કમિશનના સભ્યોની નિમણૂક ઉપર પણ પ્રધાનોનો કે ધારામંડળનો કાબૂ નથી.

અને અદાલતી તંત્ર ઉપર પણ શાહીવાદનો સીધો કાબૂ રહેશે. પ્રાંતીય અદાલતી તંત્ર ઉપર સર્વોપરી સત્તા વરિષ્ઠ અદાલતની રહેશે. એ વરિષ્ઠ અદાલતના ન્યાયમૂર્તિઓ પ્રાંતીય સરકારથી તદ્દન સ્વતંત્ર રહેશે.

શાસનધારાની અનેક એવી કલમો છે કે જેને પરિણામે બ્રિટિશ

સરકાર, ભારતમંત્રી અને ગવર્નર–જનરલ પ્રાંતીય તંત્રમાં હસ્તક્ષેપ કરી શકે.

શાસનધારાની ૪૬મી કલમ દ્વારા ગવર્નરના અગિયાર પ્રાંત મુકરર કરવામાં આવ્યા છે. એ ક્રમ આ પ્રમાણે છે: (૧) મદ્રાસ, (૨) મુંબઈ, (૩) બંગાળ, (૪) સંયુક્ત પ્રાંત, (૫) પંજાબ, (૬) બિહાર, (૭) મધ્ય–પ્રાંત અને વરાડ, (૮) આસામ, (૯) સરહદનો પ્રાંત, (૧૦) ઓરિસ્સા અને (૧૧) સિંધ.

૭ પ્રાંતોમાં ચીફ કમિશ્નર રહેશે. એ પ્રાંતો આ છે: (૧) બલુચિસ્તાન (૨) અજમેર–મેરવાડા, (૩) દિલ્હી (૪) પંથ–પીપલોદા, (૫) કુર્ગ, અને આંદામાન અને નિકોબાર. ચીફ કમિશ્નરના પ્રાંતોમાં 'પ્રાંતિક સ્વરાજ્ય'ની યોજના દાખલ કરવામાં નથી આવી. આ પ્રાંતોમાં કુર્ગના અપવાદને બાદ કરતાં, ક્યાંયે ધારાસભા જેવું પણ કશું નથી.

બ્રહ્મદેશને ૧૯૩૭ના એપ્રિલની પહેલી તારીખથી હિંદથી અલગ કરી દેવામાં આવ્યો છે. એને માટે એક ખાસ જુદો શાસનધારો બ્રિટનની પાર્લામેન્ટે ઘડ્યો છે. એ શાસનધારા દ્વારા જે શાસનવિધાન બ્રહ્મદેશ માટે યોજાયું છે એ મહદ્ અંશે તો 'પ્રાંતિક સ્વરાજ્ય'ની યોજનાને જ અનુસરે છે. ભારતમંત્રી જ બ્રહ્મદેશમંત્રી તરીકે પણ કાર્ય કરશે.

એડનને પણ હિંદથી અલગ પાડી દેવામાં આવ્યું છે. એનો વહીવટ બ્રિટનના 'કોલોનીયલ મંત્રી' (Colonial Secretary) હસ્તક રહેશે.

# પ્રકરણ ચોવીસમું

## ગવર્નર અને તેના અધિકાર

ગવર્નરની નિમણૂક, શાસનધારાની ૪૮મી કલમને અનુસરીને શહેનશાહ કરશે. એની નિમણૂક જે દસ્તાવેજ દ્વારા થાય છે એ દસ્તાવેજનું નામ 'શાહી કમિશન' છે. આમ ભલે કાનૂની પરિભાષામાં ગવર્નરની નિયુક્તિ સમ્રાટ હસ્તક હોય, સાચી તો એ નિયુક્તિ ભારતમંત્રી દ્વારા અને બ્રિટનના પ્રધાનમંડળ દ્વારા જ થવાની.

ગવર્નરના આ નિયુક્તિપત્ર ઉપરાંત બીજાં બે મહત્ત્વનાં દસ્તાવેજ જોડે એને સંબંધ રહે છે. એમાં એક છે 'લેટર્સ પેટંટ' અને બીજું છે એને અપાતું 'સૂચનાપત્ર' (Instrument of Instructions)

જો કે કોઈ કાનૂની નિયમ નથી તોપણ એવી સામાન્ય રૂઢિ પડી ગઈ છે કે ગવર્નરની નિમણૂક, વાઈસરોયની નિમણૂકની જેમ પાંચ વર્ષ માટે જ થાય છે. મદ્રાસ, મુંબઈ અને બંગાળાના પ્રાંતોના ગવર્નરો સામાન્યતઃ બ્રિટિશ રાજકારણમાં અને સમાજમાં ઉચ્ચ દરજ્જો ધરાવતા આગેવાનોમાંથી નિમાય છે. બીજા પ્રાંતોના ગવર્નરો હિંદી સિવિલ સર્વિસના ઉચ્ચ દરજ્જાના એવા અધિકારીઓમાંથી થાય છે કે જે વાઈસરોયની કે કોઈ પ્રાંતના ગવર્નરની કારોબારી સભાનો સભ્ય બન્યો હોય.

સિવિલિયનોની ગવર્નરપદ ઉપરની નિયુક્તિ સામે હિંદી જાહેર અભિપ્રાય છે. મહાસભાના આગેવાનોએ એ વાતને ખૂબ ખૂબ સ્પષ્ટ કરી દીધી છે.

સાચા જવાબદાર તંત્રની રચના માટે તો ગવર્નરની નિમણુકમાં પ્રધાનમંડળનો અવાજ હોવો ઘટે. એ સ્થાન પર હિંદીઓની નિમણૂક થાય એવી પણ સૂચનાઓ આવે છે.

પણ બધી સૂચનાઓ અમલી સ્વરૂપ લે એવી આશા તદ્દન અસ્થાને છે. સાચું જ જવાબદાર તંત્ર આપવાની વૃત્તિ શાહીવાદની હોઈ જ ન શકે. પ્રતિષ્ઠાને ખાતર કે રાષ્ટ્રના એક સંઘની રચના ખાતર કંઈ હિંદનું સામ્રાજ્ય નથી રચાયું. એનો હેતુ છે. એ હેતુ છે શોષણનો. એ હેતુ અને જવાબદાર તંત્ર પરસ્પર વિરોધી ખ્યાલો છે. એટલે આ શાસનધારા દ્વારા અથવા તો બ્રિટનની પાર્લામેન્ટની બીજી કોઈ ભેટ દ્વારા સાચું જવાબદાર તંત્ર નહિ જ રચાય.

'લેટર્સ પેટંટ' દ્વારા હિંદી પ્રજાને અને અધિકારીઓને આદેશ કરવામાં આવે છે કે એમણે ગવર્નરને શાસનના કાર્યમાં સહાય આપવી. ગવર્નરને એના દ્વારા ચાર માસ સુધીના સમય માટે રજાનો હક્ક મળે છે. એથી વધારે મુદતની રજા માટે ભારતમંત્રીએ પાર્લામેન્ટની સંમતિ માગવાની જરૂર રહે છે.

સૂચનાપત્રનો હેતુ ગવર્નરને નીતિનિર્દેશ કરવાનો છે. ગવર્નર શહેનશાહનો પ્રતિનિધિ છે એમ શાસનધારો કહે છે. એટલે ગવર્નર જે નિર્ણયો લે એ એની સ્વતંત્ર બુદ્ધિથી ન લઈ શકે. એણે શહેનશાહની સૂચના અનુસારની નીતિ અખત્યાર કરવી ઘટે. એટલા માટે જ શહેનશાહના નામથી એને આ સૂચનાપત્ર આપવામાં આવે છે. અને એ સૂચનાપત્ર આપવા છતાંયે શહેનશાહને એના કેટલાક નિર્ણયો ફેરવવાનો અધિકાર પણ છે. શહેનશાહની બધી જ સત્તા બ્રિટનનું પ્રધાનમંડળ ભારતમંત્રી દ્વારા ધરાવે છે એ હકીકત સમજાવવાની આજે જરૂર નથી રહેતી.

'પ્રાંતિક સ્વરાજ્ય'ના આરંભ પછી ગવર્નરોને જે સૂચનાપત્રો આપવામાં આવ્યાં છે એ બધાં, સરહદ પ્રાંતના અપવાદ સિવાય,

એક જ પ્રકારનાં છે. શાસનધારામાં જે અનેક વસ્તુઓ સ્પષ્ટ નથી કરવામાં આવી એમાંની કેટલીક આ સૂચનાપત્રોમાં સ્પષ્ટતા પામે છે. પ્રધાનમંડળની નિયુક્તિ એ ગવર્નરનો અધિકાર છે એમ શાસનધારો કહે છે. પણ સૂચનાપત્ર એ સ્પષ્ટ કરે છે કે પ્રધાનમંડળ બહુમતિ-પક્ષમાંથી નીમવાની સામાન્ય નીતિ ગવર્નરે અખત્યાર કરવી. ધારા-સભામાંથી મંજૂર થયેલા ધારાઓને સામાન્યતઃ મંજૂરી આપવાની સૂચના પણ એમાં આપવામાં આવી છે. એમાં અપવાદ માત્ર ગવર્નરની ખાસ જવાબદારીઓ પૂરતો છે.

ગવર્નરોનાં પગાર ભથ્થાં વગેરે શાસનધારાએ મુકરર કરેલાં છે. પણ એ ઉપરાંત પણ કેટલાંક ખાસ ખર્ચ મંજૂર કરવાનો ભારતમંત્રીનો અધિકાર છે. ઉપરાંત એમને સવારી-ખર્ચ કરવાનો અધિકાર છે. ફર્નિચર અને એના સુધાર અંગે, ભોજન અંગે અને એવી બીજી અનેક નાની મોટી વસ્તુઓ ઉપરનાં ખર્ચ પણ ગવર્નરને સરકાર તરફથી આપવાનો પ્રબંધ છે. ગવર્નરનેયે ખાસ મંત્રીઓ આપવામાં આવનાર છે. આવા આ 'શ્વેત ગજરાજો'નાં વિશાળ ખર્ચ પોષવા ભારતીય જનતાનું ભયંકર શોષણ જરૂરી બને એ સ્વાભાવિક છે.

હવે આપણે આ ગવર્નરોના અધિકારના પ્રશ્ન ઉપર આવીએ. ગવર્નરના અધિકાર ત્રણ પ્રકારના છે. એ ત્રણ પ્રકાર આ છે : (૧) ગવર્નર 'પોતાની મુનસફી અનુસાર' વર્તન કરી શકે એવા અધિકારો; (૨) ગવર્નર 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરી શકે એવા અધિકારો અને (૩) શાસનધારામાં જ્યાં માત્ર ' ગવર્નર ' એવા જ શબ્દનો પ્રયોગ છે અને જેમાં ' મુનસફી ' કે ' વ્યક્તિગત અભિપ્રાય'ની વાત નથી કરવામાં આવી. પહેલા પ્રકારના અધિકારોમાં ગવર્નરે પ્રધાનમંડળની સલાહ લેવાની આવશ્યકતા નથી. બીજા પ્રકારના અધિકારોમાં એણે સલાહ લેવાની રહે છે, પણ એ સલાહ અનુસરવી કે નહિ એ એની ઇચ્છા ઉપર નિર્ભર છે. અને ત્રીજા પ્રકારના અધિકારોમાં એની ફરજ પ્રધાનમંડળની સલાહ અનુસાર વર્તન

કરવાની છે. પોતાની મુનસફી અનુસાર વર્તન કરવાના પ્રશ્નોમાં ગવર્નરોએ સામાન્યતઃ કઈ નીતિ અનુસરવી એની સ્પષ્ટતા શાસનધારામાં નથી, ન તો એ સૂચનાપત્રમાં છે. અને તેથી એવા પ્રશ્નોમાં જો કે ગવર્નરની ફરજ પ્રધાનોની સલાહ લેવાની નથી તો એ એમ કરતાં એને અટકાવે એવી મનાઈ પણ એમાં નથી. 'ગવર્નર' એવા જ શબ્દનો શાસનધારામાં જ્યાં પ્રયોગ છે ત્યાં પ્રધાનોની સલાહ લેવાની અને એને અનુસરીને જ વર્તન કરવાની ગવર્નરની ફરજ છે એ સાચું; પણ જો ગવર્નરની 'ખાસ જવાબદારીઓ' જોડે એ સીધા અથડામણમાં આવે તો એની વિરુદ્ધ જઈને પણ એ વર્તન કરી શકે. અમુક પ્રશ્નમાં ગવર્નર પ્રધાનોની સલાહ લેવાને બંધાયેલો છે કે નહિ એ પ્રશ્નનો આખરી નિર્ણય તો ગવર્નર 'પોતાની મુનસફી અનુસાર' જ કરવાનો. એનો નિર્ણય કોઈ અદાલત ન કરી શકે—એ પ્રશ્નની ચર્ચા સુદ્ધાં અદાલતમાં ન થઈ શકે. શાસનધારાની ૫૪મી કલમદ્વારા ગવર્નર જ્યારે જ્યારે 'પોતાની મુનસફી અનુસાર' વર્તન કરે ત્યારે ત્યારે એને વાઈસરોયને જવાબદાર ગણવામાં આવ્યો છે. વાઈસરોયની સૂચનાઓનું એવા પ્રશ્નોમાં એ ઉલ્લંઘન ન કરી શકે. અને એવા બધા પ્રશ્નોમાં વાઈસરોય ભારતમંત્રીને જવાબદાર રહે. એટલે પ્રાંતિક પ્રશ્નોમાં ભારતમંત્રી દ્વારા બ્રિટનનાં શાહીવાદી હિતો જ સાર્વભૌમ સત્તા ધરાવે છે એમ કહી શકાય.

શાસનકાર્યના, સામાન્ય રીતે, આજે ત્રણ વિભાગ પડે છે: (૧) કાનૂન–નિર્માણ (૨) શાસન અને (૩) ન્યાય. આમાં પહેલું કાર્ય ધારામંડળદ્વારા થાય છે; બીજું વહીવટી તંત્ર દ્વારા થાય છે; અને ત્રીજું અદાલતી તંત્રદ્વારા થાય છે. ધારામંડળ જે કાનૂન ઘડે છે એનો અમલ વહીવટી તંત્ર કરે છે અને એના ભંગ બદલ સજા અદાલતી તંત્ર કરે છે. કાનૂનનિર્માણ ઉપર તો ગવર્નરની ખૂબ ખૂબ સત્તા છે. પણ અદાલતી તંત્રમાં એ હસ્તક્ષેપ કરી ન શકે.

પ્રાંતિક શાસન ગવર્નરના નામથી જ ચાલે છે. ગવર્નરની સત્તાઓ

ધારાસભાના કાનૂનદ્વારા કોઈ અધિકારીઓને, સંસ્થાઓને વગેરેને આપી શકાય, પણ આવી સત્તા આપવાનો ખરડો ધારાસભામાં પ્રવેશ પામે એ પહેલાં ગવર્નરની અને વાઈસરોયની મંજૂરીની આવશ્યકતા છે. રોજ–બ–રોજના શાસનમાં ગવર્નર 'પોતાની મુનસફી અનુસાર' વર્તન કરી શકે એવા તો ખૂબ થોડા પ્રશ્નો છે. પણ પોતાના 'વ્યક્તિગત અભિપ્રાય અનુસાર' વર્તન કરી શકાય એવા તો ઠીક ઠીક પ્રશ્નો એમાં ઉપસ્થિત થાય છે. પણ વધારે પ્રમાણમાં તો એવા જ પ્રશ્નો છે કે જેમાં માત્ર 'ગવર્નર' શબ્દનો જ પ્રયોગ છે. એટલે કે એ પ્રશ્નોમાં તો, ગવર્નરની 'ખાસ જવાબદારીઓ' જોડે અથડામણ ન થાય ત્યાં સુધી, એની પ્રધાનમંડળની સલાહ અનુસાર વર્તન કરવાની ફરજ છે.

ગવર્નરની 'ખાસ જવાબદારીઓ' શી છે ? શાસનધારાની ૫૨ મી કલમ અનુસાર આ 'ખાસ જવાબદારીઓ'ના નીચે પ્રમાણે પ્રકાર છે:

(૧) પ્રાંતની સુલેહશાંતિનું રક્ષણ;

(૨) લઘુમતિ કોમોનાં હિતોનું રક્ષણ;

(૩) વર્તમાન અને પહેલાના સરકારી નોકરોનાં હિતોનું રક્ષણ;

(૪) બ્રિટિશ હિતો તરફ ભેદભાવ અટકાવવાની જવાબદારી;

(૫) શાસનધારા દ્વારા જે પ્રદેશોને 'અર્ધબાકાત' વિસ્તારો ગણાવવામાં આવ્યા છે એની સુલેહશાંતિનું રક્ષણ;

(૬) રાજસ્થાનોના અધિકારો અને રાજકર્તાઓના અધિકારો અને માનમરતબાનું રક્ષણ;

(૭) વાઈસરોય શાસનધારા અનુસાર 'પોતાની મુનસફી અનુસાર' જે ફરમાન કરે એનું પાલન.

મધ્ય–પ્રાંત અને વરાડના ગવર્નરને એક વધારાની 'ખાસ જવાબદારી' છે. વરાડની આમદાનીમાંથી યોગ્ય પ્રમાણમાં એ જ પ્રાંતમાં ખર્ચ થાય એની ખાસ કાળજી રાખવાની એ જવાબદારી છે. સિંધના

ગવર્નરની એ જ રીતે ખાસ જવાબદારી છે કે એ નહેર–યોજનાનો યોગ્ય અમલ થાય એની દેખરેખ રાખે.

જે પ્રાંતોમાં 'બાકાત' વિસ્તારો ઠરાવવામાં આવ્યા છે એ પ્રાંતોના ગવર્નરોએ એ વિભાગોના સારાયે વહીવટ ઉપર ધ્યાન આપવાની એની ખાસ જવાબદારી છે. એવા કેટલાક પ્રદેશો છે કે જેમાં જુદી જુદી ટોળીઓ વસે છે. એને અંગ્રેજીમાં 'ટ્રાઈબલ એરીઆઝ' (Tribal areas) કહેવામાં આવે છે. એ પ્રદેશોના વહીવટની પણ ગવર્નરની ખાસ જવાબદારી છે. સામાન્યતઃ તો એવા વિસ્તારોનો વહીવટ પણ પ્રધાનો દ્વારા જ થવાનો. પણ જો ગવર્નરને એમ લાગે કે વહીવટ સંતોષ-કારક નથી તો એ પોતાના હાથમાં એ વહીવટ લઈ શકે.

'ખાસ જવાબદારી'ઓ અસ્પષ્ટ ભાષામાં છે અને એ એટલી વિશાળ અર્થપંક્તિથી ભરેલી છે કે એને પરિણામે ખૂબ મુશ્કેલીઓ ઊભી થવા સંભવ છે. ગવર્નર ધારશે ત્યારે એક સરમુખત્યારની મિશાલથી પ્રધાનોનાં કામમાં ડખલ કરી શકશે.

સરકારી નોકરોનાં હિતના રક્ષણની જે જવાબદારી ગવર્નર ઉપર છે એને અનુસરીને એ અખિલ હિંદ સનંદી નોકરોનાં હિતોનું રક્ષણ કરશે. પરિણામ એ આવવાનું કે પ્રધાનોની આવા અધિકારીઓ ઉપરની હકૂમત નામની જ બની જવાની. આવા અધિકારીઓની નિયુક્તિ અને બદલી પણ ગવર્નર પોતાના 'વ્યક્તિગત અભિપ્રાય અનુસાર' જ કરશે. એ અધિકારીઓની ત્રણ મહિનાથી વધારે મુદત માટેની રજાઓની મંજૂરીના સવાલનો નિર્ણય પણ ગવર્નર પોતાના 'વ્યક્તિગત અભિપ્રાય અનુસાર' કરશે. એમનાં ભથ્થાં વિગેરેમાં પણ ગવર્નરની મંજૂરી વિના ફેરફાર નહિ થઈ શકે. લશ્કરી અમલદારોને પણ આ નિયમ લાગુ પડે છે.

અખિલ હિંદી સનંદી નોકરો પછી પ્રાંતિક અમલદારોનો પ્રશ્ન આવે છે. એવા અધિકારીઓની નિમણૂક ભવિષ્યમાં તો પ્રધાનમંડળ

હસ્તક રહેશે, પણ 'પ્રાંતિક સ્વરાજ્ય'ની સ્થાપના પહેલાં જે અધિકારીઓની નિમણૂક થયેલી છે એમનાં હિતોના રક્ષણની 'ખાસ જવાબદારી' ગવર્નરને સોંપવામાં આવી છે, અને એમને અંગે શાસનધારામાં થોડું નિયમન આપવામાં આવ્યું છે.

શાહીવાદની રક્ષાને કાજે, પોલીસખાતા ઉપરની પ્રધાનમંડળની સત્તા ખૂબ મર્યાદિત બનાવી દેવામાં આવી છે. ગવર્નરની એક 'ખાસ જવાબદારી' પોલીસખાતાનાં અને એના અમલદારોનાં ખાસ હિતોના રક્ષણની છે.

પ્રાંતમાં ક્રાન્તિકારી પ્રવૃત્તિનો વિકાસ થાય છે એમ લાગે તો ગવર્નર એ પ્રવૃત્તિને અટકાવવા, જરૂર લાગે એ સમયે, પ્રાંતના કોઈ વિભાગને પ્રધાનમંડળના વહીવટમાંથી લઈ લે અને એને પોતાના અધિકારમાં મૂકી શકે. એ વિભાગ અંગેના પ્રશ્નો ધારાસભામાં રજૂ કરવા માટે ગવર્નર ખાસ અધિકારીની નિમણૂક કરે. એ અધિકારીને ધારાસભામાં મત આપવાના અધિકાર સિવાય બીજા બધા જ સભ્ય સમા અધિકારો રહે.

સી. આઈ. ડી. અને એવાં ખાતાંઓ ઉપર તો પ્રધાનોની કશી જ સત્તા નથી એમ કહીએ તો ચાલે. ગવર્નરને આ ખાતાંઓ દ્વારા અહેવાલો મળશે, પણ પ્રધાનોને એવા અહેવાલો નહિ મળે. કોઈ સરકારી અમલદાર કંઈ અપરાધ કરે તો એના ઉપર, ગવર્નરની મંજૂરી વિના, મુકદ્દમો ન ચાલી શકે.

બ્રિટિશ શાહીવાદની સ્થાપનાના કાળથી જ એણે પોતાને સહકાર આપે એવા એક જમીનદાર–વર્ગની સ્થાપના કરી છે.

એ વર્ગનાં હિતોના રક્ષણની પણ ગવર્નરની એક 'ખાસ જવાબદારી' છે. એ જ રીતે બીજી એક 'ખાસ જવાબદારી' જે રાજાઓ કે નવાબોનાં વારસોને પેન્શન આપવામાં આવે છે એમનાં હિતના રક્ષણની પણ છે.

સરકારી ખાતાનો વહીવટ અને વરિષ્ઠ અદાલતોનાં ખર્ચની મંજૂરીના પ્રશ્નોમાં ગવર્નર પોતાની મુનસફી અનુસાર વર્તન કરશે.

ગવર્નર–જનરલના ખાસ અધિકારોમાં જે ખાતાંઓનો સમાવેશ થાય છે એ ખાતાંઓના પ્રાંતિક વહીવટની જવાબદારી એ પ્રાંતિક ગવર્નરને સોંપે તો ગવર્નર ત્યાં ગવર્નર–જનરલનો એજંટ બની રહે છે. એ ખાતાંઓના વહીવટના પ્રશ્નમાં પ્રધાનમંડળ કશી જ ડખલ ન કરી શકે.

હવે આપણે ગવર્નર અને ધારાસભાઓના સંબંધનો પ્રશ્ન લઈએ.

ધારાસભાની બેઠક બોલાવવાનો અને વિખેરી નાખવાનો અધિકાર ગવર્નરનો છે. એ અધિકારનો અમલ એ 'પોતાની મુનસફી અનુસાર' કરશે. એટલે કાનૂની દૃષ્ટિએ તો ગવર્નર પ્રધાનમંડળની સલાહ અનુસાર વર્તન કરે કે ન પણ કરે; પણ સૂચનાપત્ર અને રૂઢિને દૃષ્ટિમાં રાખીને અવશ્ય કહી શકાય કે આ પ્રશ્નમાં એ સામાન્યતઃ પ્રધાનમંડળની અવગણના નહિ કરે.

ધારાસભાના અધિવેશન બોલાવવાની ગવર્નરની આ સત્તામાં કાનૂની પ્રબંધ છે કે વર્ષમાં એક વાર તો ધારાસભાઓનું અધિવેશન એણે બોલાવવું જ પડે, અને એક અધિવેશન અને બીજા અધિવેશન વચ્ચે એક વર્ષથી ઓછો સમય જ રહેવો જોઈએ.

પ્રાંતિક એસેમ્બ્લીની બેઠક બંધ કરવાની, એ ધારાસભાને વિખેરી નાખવાની અને નવી ચૂંટણી કરાવવાની સત્તા ગવર્નરને છે, પણ એ ધારાસભાની મુદત વધારવાની જે સત્તા ગવર્નરને મોન્ટફોર્ડ–સુધારા અનુસાર હતી એ સત્તા ગવર્નરને આ શાસનધારા અનુસાર નથી.

લેજિસ્લેટીવ કાઉન્સિલ (ઉપરની ધારાસભા)ને વિખેરી નાખવાની સત્તા ગવર્નરને નથી.

સામાન્ય સંજોગોમાં, ધારાસભાને વિખેરી નાખવાની સત્તાનો ઉપયોગ ગવર્નર નહિ કરે એમ જણાય છે.

ધારાસભાની બેઠકમાં ભાષણ આપવાનો, સંદેશ મોકલવાનો, કોઇ પણ પ્રશ્ન ઉપરની ચર્ચાના સમય ઉપર કાપ મૂકવાનો વગેરે અધિકારો પણ ગવર્નરને છે.

પ્રાંતિક ધારાસભામાં પસાર થયેલા ખરડા કાનૂની સ્વરૂપ ગવર્નરની મંજૂરી મળે ત્યારે જ પામે છે. ખરડાઓને મંજૂરી આપવી કે ન આપવી એ ગવર્નરની 'મુનસફી' ઉપર છે. એ મંજૂર કરે, નામંજૂર કરે અથવા વાઈસરોયની મંજૂરી માટે રાખી મૂકે. ગવર્નરની મંજૂરી મળી ગયા પછી વાઈસરોયની મંજૂરીની જે આવશ્યકતા મોન્ટફોર્ડ-યોજનામાં હતી એવી આવશ્યકતા આજે નથી રહેતી. ગવર્નરને એમ લાગે કે કોઈ બિલના અમુક વિભાગો પુનઃ વિચાર માગે છે તો એ બિલ પોતાની સૂચનાઓ સાથે ફરીને વિચાર ચલાવવા ગવર્નર ઉપર મોકલી શકે.

ગવર્નરની 'ખાસ જવાબદારીઓ' જોડે અથડામણમાં ન આવે એવા ખરડાઓને મંજૂરી આપવાની સૂચના સૂચનાપત્રમાં છે. સૂચનાપત્રમાં એક એવી યાદી પણ આપવામાં આવી છે કે જેમાં એવા ખરડાઓ છે કે જેને માટે વાઈસરોયની અનુમતિ જરૂરી ગણાય.

આ ઉપરાંત, કેટલાક પ્રકારના ખરડાઓ તો દાખલ કરતાં પહેલાં પણ ગવર્નરની મંજૂરી આવશ્યક છે. 'ગવર્નરના કાયદા'માં, એના 'ઓર્ડિનન્સમાં' અથવા પોલીસ જોડે સંબંધ રાખતા કોઈ પ્રશ્નમાં પલટો કરનારા કાયદાઓ એ આ પ્રકારના કાયદાઓ છે. આનો અર્થ એ નથી કે બિલ દાખલ કરવાની ગવર્નરે મંજૂરી આપી એટલે એ પસાર થઈ ગયા પછી એવી મંજૂરી અનાવશ્યક બની જાય. એ મંજૂરી તો આવશ્યક જ રહે છે.

ધારાસભામાં પ્રશ્નો અને ઠરાવો રજૂ કરવાની સભ્યોની સત્તા ઉપર પણ ગવર્નરની સત્તા છે. એ પ્રશ્નો કે પ્રસ્તાવો રજૂ કરવાના પ્રશ્ન ઉપર ગવર્નર સત્તા ધરાવે છે. એ ધારે તો કોઈ પ્રશ્ન કે પ્રસ્તાવને રજૂ કરવા સામે પ્રતિબંધ મૂકી શકે.

કાનૂન–નિર્માણની વ્યવસ્થાનું કેંદ્ર ગવર્નર છે એમ આપણને આ વર્ણન બતાવે છે; શાસનના કાર્યમાં ગવર્નર પ્રધાનોની સલાહ અનુસાર વર્તન કરે એ શક્યતા છે ખરી, પણ આ શક્યતાને મર્યાદા છે. બ્રિટિશ શાહીવાદનાં હિતોને અથવા એના અસ્તિત્વને જોખમમાં મૂકે એવાં પગલાંઓ ઉપર ગવર્નર કાબૂ રાખ્યા વિના ન રહી શકે. પણ શાસનવિભાગની આટલી દેખાતી સ્વતંત્રતા પણ સાચી સ્વતંત્રતા નથી જ. કાનૂનવિભાગ અને શાસનવિભાગ વચ્ચેનો સંબંધ નિરાળો છે. શાસનવિભાગના સુધારા માટે નવા કાનૂની પ્રબંધની કેટલીયે વાર આવશ્યકતા ઊભી થાય. એ કાનૂની–પ્રબંધ કરનારા કાનૂની તંત્રનો સરમુખત્યાર તો ગવર્નર–જનરલ છે. એટલે શાસનતંત્રમાં સુધારા કરવાની કોઈ યોજના ઘડતાં પહેલાં પ્રધાનોએ તો ગવર્નરની ગરજ ભોગવવી રહે.

ગવર્નરની ખાસ પરિસ્થિતિમાં જે ખાસ સત્તાઓ છે એ તો એનામાં સાચે જ સરમુખત્યારની સત્તાઓનું આરોપણ કરે છે. એ સત્તાઓનું સંક્ષેપ નિરૂપણ અહીં કરીએ. ખાસ પરિસ્થિતિને પહોંચી વળવા માટેના ગવર્નરના આ અધિકારો નીચેના વિભાગોમાં વહેંચાઇ જાય છે:—

(૧) ઑર્ડિનન્સ દ્વારા શાસન કરવાનો અધિકાર;

(૨) ધારાસભાની અવગણના કરી, 'ગવર્નરના કાયદા' ઘડવાનો અધિકાર;

(૩) પ્રધાનમંડળના હાથમાંથી સત્તા લઈ લઈને, ધારાસભાને વિખેરી નાખીને ત્રણ વર્ષ સુધી શાસનધારાના અમલો મોકૂફ કરીને, પોતાના હાથમાં સર્વ સત્તા લઈ લેવાનો અધિકાર; અને

(૪) ધારાસભા દ્વારા જે ખર્ચની મંજૂરી મળી હોય એ ખર્ચ કરવાની આજ્ઞા કરવાનો અધિકાર.

શાસનધારાની ૮૯મી કલમ દ્વારા ગવર્નરને ઑર્ડિનન્સ બહાર પાડવાની ખાસ સત્તા આપવામાં આવી છે. પોતાનાં કર્તવ્યોના પાલન માટે કોઈ કાનૂની પ્રબંધની તાત્કાલિક જરૂરત ઊભી થઈ છે એમ જો ગવર્નરને લાગે તો એને ઑર્ડિનન્સ બહાર પાડવાનો અધિકાર છે. પ્રાંતિક ધારાસભાએ પસાર કરેલા અને ગવર્નરે સંમતિ આપેલા કાનુન જેટલું જ મહત્ત્વ આ ઑર્ડિનન્સનું રહેશે. એનો અમલ છ મહિના સુધી રહેશે. બીજા ઑર્ડિનન્સ દ્વારા એની મુદત બીજા છ મહિના માટે વધારી શકાય. પણ એ પછી એ મુદત વધારી ન શકાય. આ ઑર્ડિનન્સને રદ કરવાની સત્તા શહેનશાહને છે. જે ઑર્ડિનન્સ દ્વારા બીજા ઑર્ડિનન્સની મુદત વધારવામાં આવતી હોય એની માહિતી એણે વાઈસરૉય મારફત ભારતમંત્રીને પહોંચાડવાની રહે. એ ઑર્ડિનન્સની નકલ ભારતમંત્રી પાર્લામેન્ટની બંને સભાઓ સમક્ષ પેશ કરે. ઑર્ડિનન્સ બહાર પાડવાનો પોતાના અધિકારનો અમલ ગવર્નર 'પોતાની મુનસફી અનુસાર' કરાવે. પણ એમાં વાઈસરૉયની મંજૂરી આવશ્યક ગણાશે. અને વાઈસરૉય એ મંજૂરી 'પોતાની મુનસફી અનુસાર' આપશે. એવી પરિસ્થિતિ ઊભી થઈ હોય કે વાઈસરૉયની મંજૂરી મેળવવાની શક્યતા ન હોય તો વિના મંજૂરીએ પણ ગવર્નર આવા ઑર્ડિનન્સ બહાર પાડી શકે. પણ પછી જો વાઈસરૉય ફરમાન કરે તો એ ઑર્ડિનન્સ પાછા ખેંચી લેવામાં આવે.

'પ્રાંતિક સ્વરાજ્ય'ના આરંભ પહેલાં આવા ઑર્ડિનન્સ બહાર પાડવાની સત્તા માત્ર ગવર્નર-જનરલને હતી. હવે એ સત્તા પ્રાંતિક ગવર્નરને પણ મળી છે. ઑર્ડિનન્સ વિષે ચર્ચા કરવાની પણ ધારાસભાને સત્તા નથી.

આ પ્રકારના ઑર્ડિનન્સ ઉપરાંત એક બીજા પ્રકારના ઑર્ડિનન્સ બહાર પાડવાની સત્તા ગવર્નરને છે. પ્રધાનોને કોઈ વેળા એમ લાગે કે પરિસ્થિતિને પહોંચી વળવા માટે તાત્કાલિક કાનૂની પ્રબંધની જરૂરત છે તો એ ગવર્નરને ઑર્ડિનન્સ બહાર પાડવાની સલાહ આપી શકે.

એ સલાહને અનુસરીને ગવર્નર ઑર્ડિનન્સ બહાર પાડે એ સંભવિત છે. પણ જો એવા ઑર્ડિનન્સથી ગવર્નરની કોઈ 'ખાસ જવાબદારી'ને અડચણ આવતી હોય અથવા તો એ એવા પ્રકારનો પ્રશ્ન હોય કે જેને અંગે ધારાસભામાં ખરડો રજૂ કરવાની મંજૂરી આપતાં પહેલાં ગવર્નર–જનરલની સંમતિ આવશ્યક હોય તો એ પ્રધાનોની સલાહને અનુસરશે નહિ. એ પ્રશ્નમાં એ 'પોતાના વ્યક્તિગત અભિપ્રાય' અનુસાર વર્તન કરશે, એટલે કે એને યોગ્ય લાગે તો એ ગર્વનરની સલાહને અનુસરશે અને યોગ્ય નહિ લાગે તો એ એવી સલાહને નહિ અનુસરે.

આ બે પ્રકારના ઑર્ડિનન્સો વચ્ચે બીજો પણ એક ભેદ–મહત્ત્વનો ભેદ–છે. ગવર્નર આપમેળે જે ઑર્ડિનન્સ બહાર પાડે એ એવા વિષય અંગે હોઈ શકે કે જેનો સમાવેશ 'પ્રાંતિક વિષયોની યાદી' અને 'સમ્મિલિત વિષયોની યાદી' એ બંનેમાંથી ગમે તેમાં હોય; પણ બીજા પ્રકારના, એટલે પ્રધાનોની સલાહને અનુસરીને બહાર પાડવાના ઑર્ડિનન્સના વિષયનો સમાવેશ તો 'પ્રાંતીય વિષયોની યાદી'માં જ થવો જોઈએ. બીજો પણ એક મહત્ત્વનો ભેદ એ છે કે પ્રધાનોની સલાહ અનુસારના ઑર્ડિનન્સ ધારાસભાનું અધિવેશન ન હોય ત્યારે જ બહાર પડી શકે અને તે પછી જ્યારે ધારાસભા મળે ત્યારથી ૭ સપ્તાહ સુધી જ એનો અમલ ચાલુ રહે. એ અમલ દરમિયાન જો ધારામંડળ ઠરાવ કરે તો એ રદ પણ થઈ જાય. પ્રધાનોની સલાહને અનુસરીને બહાર પડેલા ઑર્ડિનન્સની મુદત ૭ માસની જ નથી, એ ઑર્ડિનન્સ બહાર પડ્યા પછી બાર મહિના સુધી જો ધારાસભાની બેઠક જ ન બોલાવવામાં આવે તો ત્યાં સુધી એનો અમલ ચાલુ રહે. શહેનશાહ આ બીજા પ્રકારના ઑર્ડિનન્સને પણ રદ કરી શકે.

ઑર્ડિનન્સ બહાર પાડવાની સત્તા ઉપરાંત ગવર્નરને ખાસ કાયદા ઘડવાની પણ સત્તા છે. એ કાયદા 'ગવર્નરના કાયદા' કહેવાય છે.

ગવર્નર–જનરલને જેવા 'ગવર્નર–જનરલના કાયદા' ઘડવાની સત્તા છે એવી જ આ સત્તા ગવર્નરને છે. જૂના શાસનતંત્રમાં ગવર્નરને આ પ્રકારની સત્તા હતી. પણ આજની સત્તા અને એ સત્તામાં એક ભેદ છે. જૂના તંત્રમાં તો ગવર્નર માટે આવો કાયદો ઘડવા પહેલાં એ જરૂરી મનાતું કે એ કાયદો ધારાસભામાં દાખલ કરવામાં આવે. નવા બંધારણ અનુસાર એ ફરજિયાત નથી. 'ગવર્નર–જનરલના કાયદા અંગેનું જેવું નિયમન છે, લગભગ તેવું જ નિયમન આ 'ગવર્નરના કાયદા' અંગે છે. જૂના તંત્રની પદ્ધતિ અને શાસનધારાની પદ્ધતિમાં એક બીજો પણ ભેદ છે. જૂના તંત્રમાં તો સરકાર–હસ્તકના વિષયો પૂરતી જ આ સત્તા હતી. પ્રધાન–હસ્તક સોંપાયેલા વિષયો માટે આવી સત્તા નહિ હતી. આજે તો આ સત્તા બધા જ પ્રકારના વિષયોને લાગે છે.

આ જાતના કાયદા ઘડવાનો અધિકાર ગવર્નર 'પોતાની મુનસફી અનુસાર' ભોગવશે. આ રીતે ઘડાયેલા કાયદાની નકલો ગવર્નર–જનરલ મારફત ભારતમંત્રીને મોકલવાની રહેશે. એ નકલો ભારતમંત્રી પાર્લમેન્ટની બંને સભાઓ સમક્ષ રજૂ કરશે.

ગવર્નરને ખર્ચની મંજૂરી આપવાનો પણ એક વિશેષાધિકાર છે. પોતાની 'ખાસ જવાબદારીઓ'ના પાલન માટે કોઈ ખર્ચની જરૂર છે એમ ગવર્નરની માન્યતા હોય અને એ ખર્ચ જો ધારાસભાએ નામંજૂર કરે તો ગવર્નરને એ ખર્ચ મંજૂર કરવાની ખાસ સત્તા છે.

શાસનતંત્રના અસ્તિત્વ દરમિયાનની આ બધી ખાસ સત્તાઓ છે. એ ઉપરાંત પણ બીજી કેટલીક ખાસ સત્તાઓ ગવર્નરને છે. એમાં એક અતિમહત્ત્વની સત્તા છે શાસનધારાના અમલની મોકૂફીની જાહેરાત કરવાની. સારાંશે સમવાયતંત્ર અંગે જે પ્રકારની સત્તા ગવર્નર–જનરલને છે એ જ પ્રકારની લગભગ સત્તા ગવર્નરને છે. એ સત્તા પોતે જ એની ટીકા છે. એ જહાંગીરી સત્તા વિષે વધારે ટીકા બિનજરૂરી છે.

નવા શાસનવિધાનમાં ગવર્નરનું સ્થાન કેવું હશે એને વિષે જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટીના અહેવાલમાંથી એક અવતરણ આપી આ પ્રકરણ પૂરું કરીએ :—

'એ વાત સ્પષ્ટ છે કે જવાબદાર તંત્રની સફળતા ગવર્નરના વ્યક્તિત્વ અને અનુભવ ઉપર નિર્ભર રહે છે. નવા વિધાનમાં એને જે કરવાનું છે એ એટલું જ મૂલ્યવંતુ છે, જેટલું જૂના તંત્રમાં એનું કાર્ય હતું.'

એટલે બ્રિટનના શાહીવાદીઓના મને જૂનો અને નવો ગવર્નર એક જ પ્રકારનો શાહીવાદ-રક્ષક બની રહેવાનો.

# પ્રકરણ પચ્ચીસમું

## પ્રધાનમંડળ

જવાબદારતંત્રનો એક માત્ર અર્થ છે, ચાહે બ્રિટનમાં કે બ્રિટનમાં સંસ્થાનોમાં, જવાબદાર તંત્રનો એ જ એક અર્થ છે કે શાસન ગમે તેના નામથી ચાલતું હોય તોયે સાચી સત્તા તો જનતાની બહુમતિનો જેને સાથ હોય એવા વર્ગના જ હાથમાં રહે. આજનાં શાસનતંત્રોમાં આ આદર્શ વાસ્તવિકતાનું સ્વરૂપ લે છે કે કેમ, અથવા કેટલા પ્રમાણમાં લે છે એ સવાલ જુદો છે. પણ જ્યાં જ્યાં જવાબદાર તંત્ર છે ત્યાં ત્યાં જનતાને વિસ્તૃત મતાધિકાર છે જ અને એમાંથી જે પક્ષ બહુમતિ મેળવે છે એના હાથમાં મુખ્ય મુખ્ય સત્તા તો હોય છે જ. આ રીતે જે પક્ષ બહુમતિમાં હોય એમાંથી પ્રધાનમંડળની નિમણૂક થાય છે. પ્રધાનમંડળની અવગણના બે સંજોગોમાં જ થઈ શકે એવો સામાન્ય નિયમ હોય છે–ધારાસભાની બહુમતિનો વિશ્વાસ જો પ્રધાનમંડળ ગુમાવે તો અથવા તો રાષ્ટ્રનો વિશ્વાસ એ ગુમાવે તો જ એની સલાહની અવગણના થઈ શકે. પહેલી પરિસ્થિતિમાંથી નવું પ્રધાનમંડળ રચાય છે–બીજીમાં નવી ચૂંટણી થાય છે અને નવી ધારાસભામાંથી પ્રધાનમંડળ રચાય છે.

આવા જવાબદાર તંત્રમાં પ્રધાનમંડળનું સ્થાન ખૂબ મહત્ત્વપૂર્ણ બની રહે છે. બ્રિટનનો દાવો છે કે 'પ્રાંતિક સ્વરાજ્ય'ની યોજના એ જવાબદાર તંત્રની જ રચના છે. એ દાવો તદ્દન અર્થહીન અને

સત્યથી વેગળો છે. નવા તંત્રમાં પ્રધાનોની સત્તા અને તેમના સ્થાનનું નિરૂપણ આ વિધાનનું સમર્થન કરે છે.

શાસનધારાની ૫૧મી કલમ દ્વારા પ્રધાનમંડળની નિમણૂક કરવાની સત્તા ગવર્નરને આપવામાં આવી છે. એ નિમણૂક એ 'પોતાની મુનસફી અનુસાર' કરશે. સૂચનાપત્રમાં આ કલમના અમલ વિષે ઠીક ઠીક સ્પષ્ટતા છે. ગવર્નરે ધારાસભાની બહુમતિનો વિશ્વાસ ધરાવનારા ધારાસભાના સભ્યોનું પ્રધાનમંડળ રચવું એમ એમાં ઠરાવવામાં આવ્યું છે. લઘુમતિ કોમોનાં હિતોનું રક્ષણ થાય એ ગવર્નરે ખાસ જોવાનું છે.

પ્રધાનમંડળની નિમણૂક અંગેની પ્રચલિત પ્રણાલિકા આવી છેઃ— ધારાસભાની ચૂંટણી થયા પછી જે પક્ષ બહુમતિ મેળવે એના આગેવાનને ગવર્નર બોલાવીને પ્રધાનમંડળ રચવા વિનતિ કરે. એ આગેવાન મુખ્ય પ્રધાન (Prime minister) કહેવાય. એ પ્રધાનમંડળના સભ્યો વચ્ચે બધાં ખાતાંઓની વહેંચણી થાય. પ્રધાનમંડળનો સભ્ય ધારામંડળનો સભ્ય હોવો જ જોઈએ. પણ પ્રધાનમંડળ રચનાર આગેવાનને એમ જણાય કે ધારામંડળમાં ન હોય એવા કોઈ સભ્યને પ્રધાનમંડળમાં લેવાની જરૂર છે તો કેટલીક શરતોએ એને એમાં લઈ શકાય. એ પ્રધાને એની નિમણૂકથી ૭ મહિનાથી થોડા સમયમાં ધારાસભાના સભ્ય બની જવું જોઈએ. જો એ રીતે એ સભ્ય ન બની જઈ શકે તો એણે એનું સ્થાન ખાલી કરવાનું રહે. સામાન્ય રીતે આવા સંજોગોમાં એને માટે એના પક્ષનો કોઈ સભ્ય રાજીનામું આપી જગા ખાલી કરી આપે છે અને એને સ્થાને એ ચુંટાઈ આવે છે.

ચૂંટણી પછી જો કોઈ એક પ્રક્ષની સ્પષ્ટ બહુમતિ ન હોય તો બે ત્રણ પક્ષ સાથે મળીને પ્રધાનમંડળ રચે. એવા પ્રધાનમંડળને સંયુક્ત પ્રધાનમંડળ (Coalition ministry) કહેવામાં આવે છે. પણ આ પ્રકારનું પ્રધાનમંડળ સામાન્ય સંયોગોમાં તો

ખૂબ નબળું જ રહે છે. બહુમતિ ગુમાવવાની પરિસ્થિતિ એની સામે સદાયે ડોળા કાઢીને ઊભી હોય છે.

પ્રધાનમંડળની સંયુક્ત જવાબદારી માટે મુખ્ય પ્રધાનના હોદ્દાની આવશ્યકતા છે. બધા પ્રધાનો એની સલાહ અનુસાર વર્તન કરે છે.

શાસનધારામાં એક ખૂબ અનિષ્ટ ઊભું કરનારી કલમ છે. પ્રધાન–મંડળની બેઠકમાં ગવર્નર હાજરી આપી શકે અને પ્રમુખપદ લઈ શકે એમ એ કલમ કહે છે. આ રીતે જો ગવર્નર કરવા લાગે તો અતિ મુશ્કેલ પરિસ્થિતિ ઊભી થાય. એ સંજોગોમાં પ્રધાનો મુક્ત વાર્તાલાપ ન કરી શકે; પોતાના અભિપ્રાયો સ્વતંત્ર રીતે જાહેર ન કરી શકે.

શાસનધારાની યોજના બીજી પણ અનેક દૃષ્ટિએ એવી છે કે જેમાં પ્રધાનમંડળની સંયુક્ત જવાબદારી રચાવામાં મુશ્કેલી ઊભી થાય. શાસનનું કેંદ્ર, એવી સ્થિતિ ઉત્પન્ન કરવા માટે તો, મુખ્ય–પ્રધાન બનવો ઘટે. પણ શાસનધારામાં તો એવું કેંદ્ર ગવર્નર બની જાય છે.

પ્રધાનોના અધિકાર વિષે સક્ષેપ ચર્ચા તો ગવર્નરોના અધિકારોની ચર્ચામાં આવી જાય છે. એ બંને વચ્ચેનો સંબંધ એટલો ઘનિષ્ટ છે કે એકના અધિકારોના વર્ણનમાં બીજાના અધિકારોનું વર્ણન આવી જાય છે. તોયે, પ્રધાનોના અધિકાર વિષે સ્વતંત્ર નિરૂપણ જરૂરી તો છે જ છે.

શાસનધારાની દૃષ્ટિએ તો પ્રધાનો, વ્યક્તિગત અને સામુહિક દૃષ્ટિએ, સલાહકારો માત્ર જ છે. શાસનધારામાં તો એમની બીજી કોઈ સ્થિતિ નથી. પણ ગવર્નર એની ઘણી ખરી સત્તા પ્રધાનોને સોંપી શકે એવી રચના શાસનધારાની છે ખરી. જુદા જુદા પ્રધાન વચ્ચે કામની જે વહેંચણી થાય છે એ પણ સ્પષ્ટ સ્વરૂપથી બતાવે કે એમને અધિકાર તો મળવાના છે. ગવર્નરની 'મુનસફી' ઉપર

છોડવામાં આવેલા વિષયો સિવાયના વિષયોમાં પ્રધાનો જ સામાન્યતઃ અધિકાર ભોગવે છે.

એવા સામાન્ય વહીવટી નિયમો રચવામાં આવશે કે જેને પરિણામે ગવર્નર પાસે રજૂ કરવાના સવાલો અને એ રીતે રજૂ ન કરવાના સવાલો જૂદા પડશે. જે પ્રશ્નો ગવર્નર પાસે રજૂ કરવાના નહિ હોય એમાં તો ગવર્નર સ્વતંત્ર રીતે ફરમાન કરી શકશે. પણ ખાસ જવાબદારી નીચે પ્રધાનોનાં કાર્યમાં ગવર્નર ગમે ત્યારે ડખલ કરી શકશે એવી વ્યાપક એ 'ખાસ જવાબદારી'ના અર્થની શક્તિ છે.

સરકારી હુકમ ભલે ગમે તે કરે, પણ કરે, એ બધા ગવર્નરના નામથી જ કરે. પરિણામે પ્રધાન કે પાર્લામેન્ટરી મંત્રી કોઈ હુકમ પોતાના નામથી આપી નહિ શકે. એણે તો હુકમ સરકારી મંત્રી મારફત જ મોકલવાનો. પરિણામે સરકારી મંત્રી 'ખાસ જવાબદારી'ને નામે એ હુકમ ગવર્નર પાસે લઈ જઈ વચ્ચે ખૂબ ડખલ ઊભી કરી શકે.

જવાબદાર શાસનની પ્રથા જે જે દેશમાં છે ત્યાં ત્યાં પ્રધાન એનાં ખાતાંનો મુખ્ય અધિકારી ગણાય છે. આપણે ત્યાં તો બધાં ખાતાં ઉપર એક એક મુખ્ય અધિકારી મૂકવામાં આવે છે અને એ અધિકારી સારું યે શાસનતંત્ર ચલાવે છે. પ્રધાનનું સ્થાન તો ગવર્નરના સલાહકારનું છે. ખાતાંના અધિકારી સામાન્યતઃ સનંદી નોકરો હોય છે. એટલે એમને દૂર કરીને એમને સ્થાને કોઈ હિંદીની નિમણૂક પ્રધાન કરાવી શકે. જવાબદારતંત્રના પ્રધાનો કરતાં આપણા પ્રાંતિક પ્રધાનોની સ્થિતિમાં બીજો પણ એક મહત્ત્વનો ભેદ છે. એ જોઈએ છીએ કે બીજાં તંત્રોમાં પ્રધાનો ધારાસભાને જ જવાબદાર હોય છે ત્યારે આપણે ત્યાં પ્રધાનો એક તરફ ધારાસભાને અને બીજી તરફ ગવર્નરને જવાબદાર છે.

કયા પ્રાંતમાં કેટલા પ્રધાન રહેશે એને વિષે તો કોઈ ઉલ્લેખ શાસનધારામાં કે ન તો કોઈ ઉલ્લેખ સૂચનાપત્રમાં છે. એટલે મુખ્ય

પ્રધાનની સલાહ અનુસાર જરૂર પડતા પ્રધાનો ગવર્નર નીમી શકશે. પ્રધાનોના પગાર અને ભથ્થાં પ્રત્યેક પ્રાંતની ધારાસભા ઠરાવશે. પણ પછી એ પ્રધાનના અધિકારના સમય દરમિયાન એમાં ફેરફાર નહિ થઈ શકે. બીજાં ખર્ચની મંજૂરી જેમ પ્રતિવર્ષ લેવાની જરૂર રહે છે તેમ પ્રધાનોના પગાર કે ભથ્થાની મંજૂરી લેવાની નહિ રહે. ઈંગ્લાંડ વગેરે દેશોમાં આવો નિયમ નથી હોતો. ત્યાં તો પ્રતિવર્ષ પાર્લામેન્ટની એવી મંજૂરી લેવી પડે છે; અને તેથી તો પ્રધાનો ત્યાં પાર્લામેન્ટને બરાબર જવાબદાર રહે છે.

પ્રધાનોને એમનાં કામમાં સહાય આપવા માટે સહાયકો આપવામાં આવે છે. એ સહાયક પાર્લામેન્ટરી મંત્રી કહેવાય છે. પ્રધાનમંડળની બેઠકમાં એ હાજરી ન આપી શકે. આપણે ત્યાં પણ બેઠકમાં આ પ્રકારના સહાયકોની નિમણૂક કરવામાં આવી છે. શાસનધારામાં એમને વિષે કશા નિયમ નથી. પ્રધાનને સહાય કરવાનું એમનું કાર્ય છે એટલે એમના વિશિષ્ટ અધિકારો ન હોઈ શકે. આ સ્થાન ઉપર આવનાર ભવિષ્યમાં પ્રધાન બને એ તદ્દન સંભવિત છે.

પાર્લામેન્ટરી મંત્રીઓના પગાર, ભથ્થા વગેરેની મંજૂરી લેવાની દર સાલ જરૂર છે. પાર્લામેન્ટરી મંત્રીઓ સરકારી ખજાનામાંથી જ વેતન મેળવે છે એટલે એમને સરકારી અધિકારીઓના વર્ગમાંથી અપવાદ–રૂપ ગણવાનો કાનૂન ધારાસભાએ ઘડવો પડે છે. કારણ કે એ કાયદો ન ઘડવામાં આવે તો એ ધારાસભાની ચૂંટણીમાં ઊભા ન રહી શકે. અને ધારાસભાના સભ્ય ન રહી શકે. પ્રધાનોને અંગે તો એ જાતનો જ નિયમ શાસનધારામાં જ છે. પ્રત્યેક પ્રાંતમાં એક એડવોકેટ જનરલ નીમવાની સૂચના શાસનધારા દ્વારા ગવર્નરને આપવામાં આવી છે. એની યોગ્યતા વરિષ્ટ અદાલતના ન્યાયમૂર્તિ જેટલી હોવી જોઈએ. પ્રાંતિક સરકારને કાનૂની પ્રશ્નો ઉપર સલાહ આપવાનું કામ આ અધિકારીનું છે. કાનૂની પ્રશ્નો જોડે સંબંધ ધરાવતા બીજા પ્રશ્નોનું કાર્ય પણ સરકાર એને સોંપી શકે. આ બીજાં

કામ, વરિષ્ટ અદાલતમાં સરકાર તરફથી વકીલ તરીકે હાજર રહેવાનાં અને એવાં બીજાં હોય. એડવોકેટ જનલરલની નિમણૂક, એની બતરફી, એના પગાર–ભથ્થા વગેરે ગવર્નર પોતાની મુનસફી અનુસાર કરી શકશે. પણ સામાન્યતઃ એ પ્રધાનમંડળની સલાહને અનુસરીને જ એ નિમણૂક કરે છે.

જૂના તંત્રમાં આવા અધિકારીની નિમણૂક માત્ર ત્રણ પ્રાંતમાં થતી હતી. પણ હવે બધા જ પ્રાંતમાં આ સ્થાન સ્થાપવામાં આવ્યું છે.

ઇંગ્લાંડમાં આ જાતનું કામ કરનાર અધિકારી એટર્નિ–જનરલ કહેવાય છે. એની નિમણૂક ત્યાં મુખ્ય પ્રધાન હસ્તક હોય છે અને એ પ્રધાનમંડળની એક સભા બની જાય છે. પ્રધાનમંડળ બદલે ત્યારે એ પણ મુક્ત થાય છે. પણ આપણે ત્યાં આ એડવોકેટ–જનરલની નિયુક્તિ મુખ્ય પ્રધાન હસ્તક નથી. એટલે કાનૂની દૃષ્ટિએ એ બે અધિકારીઓની સ્થિતિ જુદી છે. પણ વ્યવહારમાં આ પ્રકારનો ભેદ સચવાઈ નહિ શકે.

# પ્રકરણ છવ્વીસમું

## પ્રાંતિક કાર્યકરો

પ્રાંતિક વહીવટ ચલાવનારા કાર્યકરો ત્રણ સ્પષ્ટ વિભાગમાં વહેંચાઈ જાય છે: (૧) સનંદી નોકરો (૨) પ્રાંતિક અધિકારીઓ (૩) નીચલી શ્રેણીય અધિકારીઓ. એ બધા અધિકારીઓના જે અધિકારો છે એનું વર્ણન આપતાં પહેલાં આ અધિકારીઓના હિતોનાં રક્ષણની યોજના વિષે થોડું કહેવાની જરૂર રહે છે.

એમનાં હિતોના રક્ષણની 'ખાસ જવાબદારી' ગવર્નર હસ્તક સોંપવામાં આવી છે. એટલે એમનાં હિતોનો જ્યારે પણ સવાલ ઊઠે ત્યારે ગવર્નર પ્રધાનોની સલાહને અવગણી શકે.

સરકારી અધિકારીઓને કારણ આપ્યા વિના બરતરફ કરી શકાય. પણ એ અધિકાર જુદા જુદા મોટા અધિકારી હસ્તક છે. સનંદી નોકરોને ભારતમંત્રી સિવાય કોઈ બરતરફ ન કરી શકે.

પણ કોઈ અધિકારીને બરતરફ કર્યા પહેલાં એને એનો પ્રશ્ન રજૂ કરવાની તક આપવાનો નિયમ છે. પણ જો કોઈ અધિકારી ઉપર ફોજદારી આરોપ આવે અને એ પુરવાર થાય તો એને આવો હક્ક નથી મળતો, કોઈ ખાતાંના મુખ્ય અધિકારીને લાગે કે ખુલાસો કરવાની તક કોઈ અધિકારી કે કાર્યકરને આપી શકાય એમ નથી તો એ એને એવી તક ન આપે. પણ એવા સંજોગોમાં એ મુખ્ય અધિકારીએ પોતાનાં કાર્યને વ્યાજબી પુરવાર કરનારાં કારણો રજૂ કરવાં જોઈએ.

કોઈ પણ સરકારી અધિકારી સામે ગર્વનરની મંજૂરી વિના મુકદ્દમો નહિ ચાલી શકે, એ મંજૂરી એ 'પોતાની મુનસફી અનુસાર' આપશે. આવી મંજૂરી પછી જો એ આધકારી નિર્દોષ ઠરે અને એને એના ઉપર મુકદ્દમો લાવનાર પાસેથી ખર્ચ ન મળે તો સરકાર એને એ ખર્ચ આપશે.

હવે આપણે જુદી જુદી શ્રેણીના અધિકારીઓના અધિકારોનું વર્ણન કરીએ. સૌથી પ્રથમ શ્રેણી છે સનંદી નોકરોની. એની નિમણૂક ભારતમંત્રી કરે છે, સનંદી નોકરોના પ્રકાર અનેક છે. એમાં મોટો ભાગ યુરોપિયન છે, ૧૯૩૩ના જાન્યુઆરીની પહેલી તારીખે હિંદમાં કુલ ૩૪૨૮ સનંદી નોકરો હતા. એમાંથી ૨૧૯૩ યુરોપિયન હતા. અને આમાં પણ વધારે ઊંચ દરજ્જા ઉપર તો યુરોપિયન અધિકારીઓ જ છે.

પ્રાંતોમાં મોટાં મોટાં સ્થાનો પર આ સનંદી નોકરોની જ નિમણૂક કરવામાં આવે છે. 'પ્રાંતિક સ્વારાજ્ય'ના આરંભના સમયથી, ન્યાયની દૃષ્ટિએ તો, સનંદી નોકરોની ભરતી પ્રાંતિક સરકાર હસ્તક છોડવાની જરૂર જ હતી. પણ એનાથી ઊલટું નિયમન શાસનધારાએ તો કર્યું છે. 'સનંદી નોકરીઓ' તો આજે ગવર્નર અને ગવર્નર—જનરલની ખાસ જવાબદારી છે, એને પરિણામે પ્રધાનમંડળની યોજનાઓમાં ખૂબ ડખલ થાય છે. અમુક જિલ્લા મેજીસ્ટ્રેટની સંખ્યા જો આજે હોય તો એમાં પ્રધાનમંડળ ઘટાડો ન કરી શકે. એટલે જિલ્લાઓની સંખ્યાનો જો ઘટાડો કરવાનો વિચાર પ્રધાનમંડળ કરે તો તેમને એમાં આ મોટી અડચણ ઊભી થાય. શાસનધારામાં એમ પણ નક્કી કરવામાં આવ્યું છે કે કેટલાક અધિકારીઓની જગાઓ સુરક્ષિત રહેશે. એ જગાઓ નાબૂદ ન થઈ શકે અને એ હરેક જગા ઉપર એક એક જુદા અધિકારીની નિમણુક પણ કરવામાં આવે છે. એ જગાને સાથે મેળવી દઈ એના ઉપર એક અધિકારીની જ નિમણૂક કરવાની પ્રથા દાખલ થઈ ન શકે.

આ સનંદી નોકરીની જુદાં જુદાં સ્થાનો ઉપર નિમણૂક અને ફેરબદલી કરવાનો અધિકાર ગવર્નરને છે. આ અધિકારનો અમલ એ 'પોતાની મુનસફી અનુસાર' કરશે.

સનંદી નોકરોના પગાર, ભથ્થાં, રજા વગેરે અંગેના નિયમો ઘડવાની અને એમાં ફેરફાર કરવાની સત્તા ભારતમંત્રી હસ્ત સોંપવામ આવી છે.

પ્રાંતિક અધિકારીઓની બીજી શ્રેણી છે પ્રાંતિક નોકરીના અધિકારીઓની. એના પણ અનેક પ્રકાર છે. આ અધિકારીઓની નિમણૂક વગેરે સત્તા પ્રાંતિક સરકાર હસ્તક સોંપવામાં આવી છે. પણ એમના હિતોનાં રક્ષણની જવાબદારી ગવર્નર ઉપર છે.

ઉપરની બંને શ્રેણીના અધિકારીઓ પછી 'સબોર્ડીનેટ સર્વિસ'ના અધિકારીઓ આવે છે. એ નીચલી કક્ષાના અધિકારીઓ છે. એમની નિમણૂક વગેરે પ્રાંતિક સરકાર હસ્તક રહેશે.

પ્રાંતિક સરકારને જે કાર્યકરોની ભરતી કરવાની રહે છે એને અંગે પ્રત્યેક પ્રાંતમાં એક 'પબ્લીક સર્વિસ કમિશન'ની નિમણૂક કરવામાં આવી છે.

આ 'પબ્લીક સવિસ કમીશન'ના સભ્યોની સંખ્યા, એના પ્રમુખની નિમણૂક વગેરે ગવર્નર હસ્તક રહેશે. એ અધિકારનો ઉપયોગ ગવર્નર પોતાની મુનસફી અનુસાર કરશે.

'પબ્લીક સર્વિસ કમીશન' ત્યારે જ પ્રાંતને હિતાવહ થઈ શકે જ્યારે એની નિમણૂક પ્રાંતિક પ્રધાનમંડળ હસ્તક હોય, એમ ન થાય ત્યાં સુધી સરકારી અધિકારીઓ ઉપર પ્રધાનમંડળનો પ્રભાવ નહિ પડી શકે.

●

# પ્રકરણ સત્તાવીસમું

## પ્રાંતિક ધારામંડળ

શાસનધારાની ૬૦મી કલમદ્વારા ગવર્નરોના પ્રાંતોમાં ધારાસભાઓની સ્થાપના કરવામાં આવી છે. કેટલાક પ્રાંતમાં બે ધારાસભાઓ રહેશે અને કેટલાકમાં એક જ રહેશે. એક ધારાસભાનું નામ 'લેજીસ્લેટીવ એસેમ્બ્લી' છે. એ ગવર્નરના બધા જ પ્રાંતમાં રહેશે. બીજી ધારાસભાનું નામ 'લેજીસ્લેટીવ કાઉંસીલ' છે. મદ્રાસ, મુંબઈ, બંગાળ, યુક્ત–પ્રાંત, બિહાર અને આસામમાં એ બીજી ધારાસભા રહેશે. એસેમ્બ્લીના સભ્યો ચૂંટાયેલા જ રહેશે. એમાં અપવાદ માત્ર ઓરિસ્સાનો છે. કાઉન્સીલના ઘણાખરા સભ્યો ચૂંટાયેલા હોય છે. પણ એમાં કેટલાકની નિમણૂક ગવર્નર કરે છે. પ્રાંતોમાં બે ધારાસભાની પદ્ધતિ નવા શાસનવિધાન-દ્વારા જ દાખલ કરવામાં આવી છે.

આ રીતે બે ધારાસભાની રચના સામે હિંદમાં ખૂબ ખૂબ વિરોધ હતો. પ્રજાકીય વિરોધ ઉપરાંત, સરકારી મંડળો પણ એનો વિરોધ કરતાં હતાં, પણ જોઈન્ટ પાર્લામેન્ટની કમિટીએ આ પદ્ધતિની ભલામણ કરી અને તેથી શાસનધારામાં એ પ્રકારની પદ્ધતિ પેસી ગઈ.

જૂના તંત્રમાં પ્રાંતિક લેજીસ્લેટીવ કાઉન્સીલનું જે પ્રકારનું સ્થાન હતું એવા જ પ્રકારનું કૈંક સ્થાન નવા તંત્રમાં પ્રાંતિક લેજીસ્લેટીવ એસેમ્બ્લીનું છે. નવા શાસન–વિધાનમાં એક પલટો એ કરવામાં આવ્યો છે કે એની સમયમર્યાદા ત્રણ વર્ષમાંથી વધારીને પાંચ

વર્ષની કરવામાં આવી છે. પણ મોન્ટફોર્ડ યોજનામાં જેમ એનો સમય વધારવાની સત્તા ગવર્નરને હતી તેમ આજે નથી. એને વિખેરી નાખીને નવી ચૂંટણી કરવાની આજ્ઞા કરવાનો અધિકાર ગવર્નરને છે ખરો. બીજો ફેરફાર એ છે કે ઓરિસ્સાની એસેમ્બલીને અપવાદરૂપ ગણીને બીજી બધી એસેમ્બલીમાં કોઈ પણ સરકાર–નિયુક્ત સભ્ય નથી. ધારાસભાના કાર્યમાં ભાગ લેવાનો અધિકાર સભ્ય સિવાય કોઈને પણ નથી. પણ એમાં અપવાદ છે, એક એવો અપવાદ છે પ્રાંતિક પ્રધાન. પ્રાંતિક પ્રધાન ધારાસભાનો સભ્ય ન હોય તો પણ ધારાસભાના કાર્યમાં ભાગ લઈ શકે. એડવોકેટ જનરલ એવો બીજો અપવાદ છે. પણ એ રીતે ભાગ લેનારને ધારાસભામાં મતાધિકાર નથી. ધારાસભાના સ્વરૂપમાં ત્રીજો પલટો એ થયો છે કે એની સભ્ય–સંખ્યા બમણી કરી નાખવામાં આવી છે.

ધારાસભાના સભ્યો સંબંધી વિવરણ શાસનધારાના પાંચમા પરિશિષ્ટમાં કરવામાં આવ્યું છે. મતદાર મંડળોની રચના વગેરે એક ઓર્ડર–ઈન કાઉન્સીલ દ્વારા થઈ છે. એમાંની વિગતોનું સંક્ષિપ્ત નિરૂપણ કરીએ.

જુદા જુદા પ્રાંતોમાં ભિન્ન ભિન્ન કોમો માટે જુદું જુદું પ્રતિનિધિત્વ મુકરર કરવામાં આવ્યું છે. મુંબઈની લેજીસ્લેટીવ એસેમ્બલીમાં કુલ ૧૭૫ બેઠક છે. એમાં સામાન્ય વિભાગની બેઠક ૧૪૬ છે. એમાંથી ૩૦ હરિજનો માટે ખાસ સુરક્ષિત રાખવામાં આવી છે. પછાત પ્રદેશો અને જાતિઓ માટે ૧, મુસલમાનો માટે ૨૯, ઍંગ્લોઇંડિયનો માટે ૨, યુરોપિયનો માટે ૩, હિંદી ખ્રિસ્તીઓ માટે ૩, વેપારી સંઘોના પ્રતિનિધિઓ માટે ૭, જમીનદારો માટે ૨, યુનિવર્સિટી માટે ૧, મજૂરોના પ્રતિનિધિઓ માટે ૭, સ્ત્રીઓ માટે સામાન્ય બેઠકો ૫ અને મુસલમાન સ્ત્રીઓ માટે ૧—આ પ્રકારની વહેંચણી છે, આવી જ કંઈક વહેંચણી જુદા જુદા પ્રાંતો માટે પણ કરવામાં આવી છે.

આ રીતે જે વહેંચણી કરવામાં આવી છે એ રામ્સે મેકડોનલ્ડના કોમી ચુકાદાને આધારે કરવામાં આવી છે. એ ચુકાદામાં 'પૂના કરારો'ને પરિણામે અને ઓરિસ્સાને જુદો પ્રાંત બનાવવાને કારણે થોડો ફેરફાર કરવામાં આવ્યો છે. વ્હેંચણીનું ધોરણ કોમી છે એ તો ઉપરનો દૃષ્ટાંત સાફ સાફ બતાવે છે. જે પ્રાંતમાં જે કોમ માટે ખાસ જુદું પ્રતિનિધિત્વ ન અપાયું હોય ને તે પ્રાંતમાં એ કોમ સામાન્ય બેઠક માટે ઉમેદવાર ઊભા કરી શકે. દૃષ્ટાંત તરીકે, મુંબઈ પ્રાંતમાં શીખો માટે જુદું પ્રતિનિધિત્વ નથી એટલે એ પ્રાંતમાં શીખો સામાન્ય બેઠકો માટે ઉમેદવારી કરી શકે. સરહદના પ્રાંત સિવાય બધા જ પ્રાંતમાં સ્ત્રીઓ માટે ખાસ બેઠક રાખવામાં આવી છે. એની વહેંચણી પણ કોમી ધોરણે જ કરવામાં આવી છે.

કોમી ધોરણે બેઠકોની વહેંચણી છે તોયે જુદાં જુદાં હિતો માટે પણ ખાસ બેઠકો રાખવામાં આવી છે. જમીનદારો, વેપારી-સંઘો, મજૂરો વગેરેને આ રીતે પ્રતિનિધિત્વ મળ્યું છે. આને પરિણામે ઘણી ઘણી અથડામણો ઊભી થવાનો સંભવ છે. કોમી સંપ્રદાયો વચ્ચે અથડામણો ઊભી કરવાના તો સદાયે પ્રયત્નો થાય જ છે. કદાચ એ સંપ્રદાયી પ્રતિનિધિઓ એક થઈ જાય તોયે જુદાં જુદાં હિતના પ્રતિનિધિઓ વચ્ચે વિરોધ જાગવાનો.

કોમી બેઠકોમાં બીજો એક ભેદ ઓર્ડર-ઈન-કાઉન્સીલ દ્વારા કરવામાં આવ્યો છે. એ બેઠકોના શહેરી અને ગ્રામ્ય એવા બે ભાગ પાડવામાં આવ્યા છે. જુદાં જુદાં હિતોની બેઠકોમાં પણ આવા પ્રકારના જુદા જુદા ભેદ પાડવામાં આવ્યા છે.

કોમી બેઠકોની ચૂંટણી પૃથક્ મતદારમંડળો દ્વારા થવાની. મુસલમાન પ્રતિનિધિની ચૂંટણી માટે મુસલમાન મતદારો જ મત આપી શકે. કોઈ ચોક્કસ કોમમાં જે મતદારોનો સમાવેશ ન થતો હોય એ સામાન્ય બેઠકો માટેના પ્રતિનિધિઓને મત આપી શકે. મુસલમાન, એંગ્લો ઈંડિયનો, શીખો વગેરે જેને જુદા જુદા પ્રાંતમાં ઠીક ઠીક

પ્રમાણમાં પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું છે ત્યાં ત્યાં બેઠકોની વિસ્તારની દૃષ્ટિએ વહેંચણી કરવામાં આવી છે.

મતદારમંડળો અંગે બીજી પણ વાત જાણવાની જરૂરી છે કે મતદાર-મંડળો એક પ્રતિનિધિ ચૂંટનારાં મંડળો છે કે એકથી વધારે! એ એક-સદસ્ય નિર્વાચન ક્ષેત્ર છે કે બહુ-સદસ્ય નિર્વાચન-ક્ષેત્ર છે? શાસનધારાની સામાન્ય યોજનામાં તો એક મતદાર-મંડળ એક જ પ્રતિનિધિની ચૂંટણી કરે. પણ ક્યાંક અપવાદ તરીકે, બહુ-સદસ્ય નિર્વાચન ક્ષેત્રો છે. 'પૂના-કરાર'ને પરિણામે હરિજનો માટે જુદાં મતદારમંડળો ન રાખી શકાય એટલે સામાન્ય બેઠકોમાં હરિજનો માટે ખાસ સુરક્ષિત બેઠકો રાખવામાં આવી છે.

બહુ-સદસ્ય નિર્વાચન ક્ષેત્ર રાખવામાં આવે ત્યારે એ પ્રશ્ન ઊભો થાય છે કે એક જ મતદારમંડળમાં મતદારોને કેટલા મત આપવામાં આવે. એક મતદારને એક જ મત આપવાનો હોય તો તો કશી જ અડચણ નહિ. પણ જો એક મતદારને એકથી વધારે મત હોય તો પછી સવાલો ઊભા થાય છે. પહેલો સવાલ એ ઊઠે છે કે એક મતદાર એ બધા મત એક ઉમેદવારને આપી શકે કે એકથી વધારે મત એ કોઈને આપી ન શકે? આ સવાલનો જવાબ જુદાં જુદાં મતદારમંડળો માટે જુદી જુદી રીતે અપાયો છે.

હવે આપણે લેજીસ્લેટીવ કાઉન્સીલ વિષે ટૂંકું નિરૂપણ કરીએ, આવી કાઉન્સીલો છ પ્રાંતોમાં રાખવામાં આવી છે: (૧) મદ્રાસ, (૨) મુંબઈ, (૩) બંગાળ, (૪) સંયુક્ત-પ્રાંત, (૫) બિહાર અને (૬) આસામ. આ કાઉન્સીલની ચૂંટણી પણ કોમી ધોરણે જ થનારી છે.

પ્રત્યેક પ્રાંતની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં થોડા સરકાર-નિયુક્ત સભ્ય રહેવાના. એમની નિયુક્તિ ગવર્નર 'પોતાની મુનસફી અનુસાર' કરશે. એમની નિયુક્તિ અંગે ગવર્નરના સૂચનાપત્રમાં નીચે પ્રમાણે સૂચના છે :—

ચૂંટણીને પરિણામે જુદાં જુદાં હિતોના યોગ્ય પ્રતિનિધિત્વમાં જે અસમાનતા આવી ગઈ હોય એ અસમાનતા દૂર કરવા માટે અમારા ગવર્નરે એને નિયુકત કરવાનો જે અધિકાર આપવામાં આવ્યો છે એનો ઉપયોગ કરવો; એણે ખાસ કરીને એ ધ્યાન આપવાનું છે કે કાઉન્સીલમાં સ્ત્રીઓ અને હરિજનોને યોગ્ય પ્રતિનિધિત્વ મળે.

લેજીસ્લેટીવ એસેમ્બ્લીના જીવનકાળની જેમ કાઉન્સીલનો જીવનકાળ મુકરર નથી. પણ પ્રત્યેક સભ્યને માટે મુકરર કાળ છે. એ કાળ નવ વર્ષનો છે. કાઉન્સીલની પહેલી ચૂંટણી પછી એના ત્રીજા ભાગના સભ્યો ત્રણ વર્ષે અને બીજા ત્રીજા ભાગના સભ્યો ૭ વર્ષે છૂટા થશે. એમને સ્થાને તે તે સમયે ચૂંટણી થશે. અને પછીથી દર ત્રણ વર્ષે ત્રીજા ભાગના સભ્યોની ચૂંટણી થયા કરશે, કયા સભ્યો આ રીતે બેઠક ગુમાવે એનો નિર્ણય ગવર્નર 'પોતાની મુનસફી અનુસાર' કરશે.

પ્રાંતિક ધારાસભા માટેની ચૂંટણીમાં મતાધિકાર કોને કોને રહેશે એનો ઉલ્લેખ શાસનધારામાના છઠ્ઠાં પરિશિષ્ટમાં છે, એમાં કોમી મતદારમંડળ પૂરતું જ નિયમન છે, જુદાં જુદાં હિતો અંગેનું નિયમન એક ઓર્ડર–ઈન–કાઉન્સીલ દ્વારા કરવામાં આવ્યું છે. કોમી બેઠકો માટેના નિયમો જુદા જુદા પ્રાંતમાં કંઈક અંશે જુદા જુદા છે. પણ એમાં એક ખાસ ખ્યાલ રાખવામાં આવ્યો છે કે જનતાના ૧૫ ટકાને મતાધિકાર મળે. મોન્ટફોર્ડ સુધારા અનુસાર બ્રિટિશ હિંદુસ્થાનમાં લગભગ ૭૩ લાખ મતદારો હતા; એટલે લગભગ ૩ ટકા મતદારો હતા. સાયમન કમિશનની સૂચના આ મતાધિકાર વધારીને ૧૦ ટકા સુધી લઈ જવાની હતી. ગોળમેજી પરિષદના પહેલાં અધિવેશન વેળા ૨૫ ટકા જેટલે મતાધિકાર લઈ જવાની યોજના મતાધિકાર–સમિતિએ કરી હતી. દ્વિતીય અધિવેશનમાં એ સંખ્યા ૧૩ ટકા ઉપર લઈ જવાનું ઠરાવવામાં આવ્યું હતું.

સંપત્તિ આજે મતાધિકારનું મુખ્ય તત્ત્વ છે. મહેસૂલ, આવક-વેરો, મકાનનું ભાડું વગેરે મતાધિકારનું ધોરણ મુકરર કરે છે. કેળવણીના ધોરણે પણ મતાધિકાર ઠરાવવામાં આવ્યો છે. મેટ્રીકયુલેશન પરીક્ષા પસાર કરેલા શખ્સને મતાધિકાર છે. સ્ત્રીઓને તો વાંચતાં-લખતાં આવડે એટલે જ મતાધિકાર મળે છે. ફોજી, આબકારી અને સિપાહીઓ અને એ પદમાંથી રિટાયર થયેલા લોકોને પણ મતાધિકાર આપવામાં આવ્યો છે.

લેજીસ્લેટીવ કાઉન્સીલો તો મુખ્યતઃ જમીનદારો અને મૂડીદારોનીજ કાઉન્સીલ બની જવાની છે. એને માટેનો મતાધિકાર અતિસંકૂચિત છે. મોટા ઈન્કમટેક્ષ ભરનારા અને એવા લોકોને જ કાઉન્સીલ માટે મતાધિકાર છે.

સંપત્તિ સંબંધી યોગ્યતા ઉપરાંત નીચેની વ્યક્તિઓને પણ કૌન્સીલ માટે મતાધિકાર આપવામાં આવ્યો છે:—

(૧) બ્રિટિશ હિંદની કોઈપણ ધારાસભાનો વર્તમાન કે ભૂતપૂર્વ ગેર-સરકારી સભ્ય;

(૨) બ્રિટિશ હિંદનો કોઈપણ પ્રાંતની કારોબારીનો વર્તમાન કે ભૂતપૂર્વ સભ્ય અથવા પ્રધાન;

(૩) બ્રિટિશ હિંદની કોઈ પણ યુનિવર્સિટીનો ચાન્સેલર પ્રો-ચાન્સેલર વાઈસ-ચાન્સેલર, પ્રો-વાઈસ ચાન્સેલર, સીનેટ અથવા કોર્ટનો વર્તમાન કે ભૂતપૂર્વ સભ્ય;

(૪) ફેડરલ અદાલત અથવા વરિષ્ટ અદાલતનો વર્તમાન અથવા ભૂતપૂર્વ સભ્ય.

(૫) મદ્રાસ, મુંબઈ કે કલકત્તાનો ભૂતપૂર્વ અથવા વર્તમાન મેયર;

(૬) મ્યુનિસિપાલિટી અથવા જિલ્લા બોર્ડના ભૂતપૂર્વ કે વર્તમાન બિન સરકારી પ્રમુખ;

(૭) દીવાન બહાદુર, સરદાર–બહાદુર અને એવા અથવા એથી ઊંચા ખિતાબ-ધારીઓ;

(૮) બ્રિટીશ હિંદમાં ૨૫૦ કે એથી વધારે પેન્શન મેળવનાર વ્યક્તિ.

ધારાસભાના સભ્યપદ માટે કોણુ કોણુ ઉમેદવારી નહિ કરી શકે એને અંગ પાછી શાસનધારામાં યોજના છે.

મતદાર ન હોય એવો કોઈપણુ શખ્સ ઉમેદવારી નહિ કરી શકે. ઉમેદવાર બ્રિટિશ હિંદનો વતની અથવા એવા દેશી રાજ્યનો રાજ્યકર્તા અથવા વતની હોવો જોઈએ કે જે રાજસ્થાનનો ઉલ્લેખ ઓર્ડર–ઈન–કાઉન્સીલમાં કરવામાં આવ્યો હોય.

સમવાયતંત્રની રચના પછી સમવાયતંત્રમાં જોડાનાર પ્રત્યેક રાજસ્થાનમાં પ્રજા અને રાજ્યકર્તાને આ અધિકાર આપવામાં આવશે. એસેમ્બ્લી માટેના ઉમેદવારની ઉમર ઓછામાં ઓછી ૨૫ વર્ષની અને કાઉન્સીલના ઉમેદવારની ઉમર ઓછામાં ઓછી ૩૦ વર્ષની હોવી જોઈએ. સરકારી ખજાનામાંથી જેમને વેતન મળતું હોય અથવા બીજી રીતે જેમને લાભ મળતો હોય એ ધારાસભા માટે ઉમેદવારી ન કરી શકે અને સભ્યપદે પણુ ન રહી શકે. ખાસ કાયદા દ્વારા જો આ નાલાયકાતમાંથી એને મુક્તિ આપવામાં આવે તો જ એ આ રીતે ઉમેદવાર તરીકે રહી શકે. કાયદા દ્વારા એ રીતની યોજના પ્રધાનો માટે અને પાર્લામેન્ટના મંત્રીઓ માટે કરવામાં આવી છે. કોઈપણુ અદાલત દ્વારા જે વ્યક્તિ પાગલ જાહેર થઈ હોય એ ન તો કોઈ ધારાસભાનો સભ્ય બની શકે ન તો કોઈ ચૂંટણીમાં ઊભા રહી શકે. દેવાળિયાઓ પણુ ઉમેદવાર ન થઈ શકે અથવા સભ્ય તરીકે રહી ન શકે. ચૂંટણી અંગેના ગુના બદલ જેને સજા થઈ હોય એવી વ્યક્તિ પણુ સભ્ય તરીકે ન રહી શકે અથવા ઉમેદવારી પણુ ન કરી શકે, અમુક મર્યાદા સુધીની જેમને સજા થઈ હોય તેઓ પણુ એમના અધિકારો ગુમાવે છે, પણુ ગવર્નર એમને 'પોતાની મુનસફી અનુસાર' આ હક્ક આપી શકે છે. ચૂંટણીનાં ખર્ચની જે વિગતો કાયદા અનુ-

સાર આપવાની ઉમેદવારની ફરજ છે એ નિયત સમય દરમિયાન રજૂ ન કરી શકે એવા ઉમેદવારોને પાંચ વર્ષ માટે નાલાયક ઠરાવવામાં આવે છે. કોઈ પણ સભ્ય બે ધારાસભાઓમાં સભ્ય તરીકે એક સાથે ન રહી શકે. કોઈ વ્યક્તિ એક જ ધારાસભામાં એકથી વધારે જગ્યા ઉપર ચૂંટાઈ જાય તો એણે એક જ જગ્યા ઉપર રહીને બીજી જગ્યાનું રાજીનામું આપવું ઘટે. ધારાસભાના સભ્ય તરીકેના હક્કો કોઈપણ શખ્સ ત્યાંસુધી ન ભોગવી શકે જ્યાંસુધી ગવર્નર અથવા એણે નક્કી કરેલી કોઈપણ વ્યક્તિ સમક્ષ એ શહેનશાહ તરફ વફાદારીના સોગન લે. કોઈ વ્યક્તિ જો ધારાસભાની મંજૂરી વિના એક સામટા ૬૦ દિવસ સુધી ગેરહાજર રહે તો ધારાસભાને અધિકાર છે કે તેને તેના સભ્યપદ ઉપરથી દૂર કરી દે. ૬૦ દિવસની ગણત્રીમાં એવા દિવસોનો સમાવેશ નહિ થાય કે જે વખતે ચાર દિવસ કે વધારે સમય માટે ધારાસભાની બેઠક ન મળી હોય.

આ નિયમનો ભંગ કરીને જો કોઈ વ્યક્તિ ધારાસભામાં સભ્ય બની જશે તો તેનો અદાલત દ્વારા ૫૦૦ રૂપિયા સુધી દંડ થઈ શકશે.

ધારાસભાના સભ્યો સામાજિક સેવકો છે. એ સેવાકાર્ય કોઇપણ જાતની ડખલ વિના એ બજાવી શકે એ હેતુથી એમને કેટલાક ખાસ અધિકારો આપવાની જરૂરત રહે છે. એટલે રાષ્ટ્રના સામાન્ય કાનૂન એમના પર એટલી સખતાઈથી ન લાગુ પડવા જોઈએ કે જેટલી સખતાઇથી એ સામાન્ય જનતા ઉપર લાગુ પડે છે, એ કારણે ધારાસભાના સભ્યોને ખાસ અધિકારો આપવામાં આવે છે. પ્રાંતિક ધારાસભાના ખાસ અધિકારોનું વર્ણન શાસનધારાની ૭૧મી કલમમાં આપવામાં આવ્યું છે. ધારાસભાના સભ્યોને ધારાસભામાં સંપૂર્ણ સ્વતંત્રતાથી ભાષણ આપવાનો અને મત આપવાનો અધિકાર છે. એને કારણે એના ઉપર કોઈ પણ પ્રકારનો મુકદ્દમો નહિ ચાલી શકે. ધારાસભાના અહેવાલો વગેરે પ્રકાશન પામે એને લીધે પણ કોઈ ઉપર કોઈપણ મુકદ્દમો ન ચાલી શકે.

ઇંગ્લાંડની પાર્લામેન્ટને એવો અધિકાર છે કે એની બેઠકમાં કોઈ ડખલ કરે તો પાર્લામેન્ટ જ વોરન્ટ કાઢી એવા માણસની ધરપકડ કરી શકે. સંસ્થાનિક સ્વરાજ્ય ભોગવતા રાષ્ટ્રોની ધારાસભાઓને પણ આ પ્રકારના અધિકાર છે. પણ હિંદની ધારાસભાઓને આ પ્રકારના અધિકાર નથી. શાસનધારાની ૭૧મી કલમમાં સ્પષ્ટ રીતે આ પ્રકારની સત્તા નકારવામાં આવી છે. ધારાસભાના ગૃહની બહાર કાઢવાની સત્તા માત્ર એને છે. હા, ધારાસભા કાયદો પસાર કરીને એમ ઠરાવી શકે ખરી કે ધારાસભાના ફરમાન અનુસાર સાક્ષી આપવાની, દસ્તાવેજ રજૂ કરવાની વગેરે બાબતની કોઈ ના પાડે તો એ ગુનો ગણાશે. ધારાસભાનું અપમાન એ સામાન્ય અદાલતનું જ અપમાન હોય એમ ગણવામાં આવ્યું છે: એનું વિશિષ્ટ સ્થાન સ્વીકારવામાં નથી આવ્યું. પણ કોઈ સરકારી અધિકારીએ અમુક વસ્તુઓ ગુપ્ત રાખવી એમ ગવર્નરે પોતાના વ્યક્તિગત અભિપ્રાય અનુસાર ઠરાવ્યું હોય તો એ વાત જાહેર કરવાની ધારાસભા ફરજ નહિ પાડી શકે.

શાસનધારા દ્વારા સભ્યોને જે અધિકાર આપવામાં આવ્યા છે એમાં ધારાસભા કાનૂન ઘડીને વધારો કરી શકે છે. પણ હજી સુધી કોઈ ધારાસભાએ આ દિશામાં પગલાં નથી માંડયાં.

ધારાસભાઓના સભ્યોના પગાર–ભથ્થાં મુકરર કરવાની સત્તા ધારાસભાઓને જ છે. પણ એને માટે ખાસ કાયદો પસાર કરવાનો રહેશે. કાયદો પસાર ન થાય ત્યાં સુધી 'પ્રાંતિક સ્વરાજ્ય' પહેલાં લેજીસ્લેટીવ કાઉન્સીસલના સભ્યોને જે પ્રકારનાં પગાર–ભથ્થાં મળતાં એજ પ્રકારનાં પગાર–ભથ્થાં મળશે. એટલે આનો અર્થ એ થાય છે કે ધારાસભા ધારે તો કાયદો ઘડીને સભ્યોને પગાર આપવાની પ્રથા દાખલ કરી શકે, એવી પ્રથા હવે તો દાખલ કરવામાં આવી પણ છે.

સમવાયતંત્રની રચનામાં એ આવશ્યક છે કે સમવાયતંત્ર અને પ્રાંતોના અધિકારોના સ્પષ્ટ ભાગ પાડવામાં આવે. નાના દેશ જ્યારે સાથે મળીને સમવાયતંત્ર રચે ત્યારે એ રાષ્ટ્રો પોતાનું વ્યક્તિત્વ

જાળવી રાખવા માટે આવી યોજના કરે છે. એમ બની શકે કે જુદાં જુદાં ઘટકો પોતાનું સ્વાતંત્ર્ય સંપૂર્ણપણે ભૂસી નાખીને એક મજબૂત અને સંગઠિત તંત્ર રચી શકે. યુનિયન ઓફ સાઉથ આફ્રિકા એ આ જાતની રચનાનું દૃષ્ટાંત છે. પણ જુદા જુદા પ્રાંત પોતાનું ભિન્ન અસ્તિત્વ ટાળી નાખવા તૈયાર ન હોય ત્યારે સમવાયતંત્રની યોજના જરૂરી બને છે. કૅનેડા અને ઓસ્ટ્રેલિયા આવાં દૃષ્ટાંત છે.

હિંદુસ્થાનમાં સમવાયતંત્રની રચના તો નથી થઈ. પણ મધ્યસ્થ–તંત્ર અને પ્રાંતિક તંત્ર વચ્ચે અધિકારોનું જે વિભાજન થયું છે એ સમવાયતંત્રને ધોરણે જ થયું છે. એટલે સમવાયતંત્રનું નામ નથી અપાયું તો યે અંશતઃ બ્રિટિશ હિંદમાં એનું મહત્ત્વ તો પ્રવેશી જ ચૂક્યું છે. પ્રાંતિક સરહદોની મર્યાદાના રક્ષણની અદાલતી યોજના પણ ફેડરલ અદાલતની સ્થાપના દ્વારા થઈ ચૂકી છે.

શાસનધારા પહેલાં પણ હિંદમાં કેન્દ્રિય અને પ્રાંતિક વિષયો જુદા પાડવામાં આવ્યા તો હતા જ, પણ એ સમયે મુકરર કરેલી મર્યાદાને પ્રાંત કે મધ્યસ્થતંત્ર ઉલ્લંઘે તો એની સામે અદાલતી માર્ગ ન હતો.

આજ પર્યંતનાં સમવાયતંત્રોમાં અધિકાર વિભાજ્યની પદ્ધતિ એવી હતી કે કેંદ્રના કે પ્રાંતના અધિકારોની એક સૂચી તૈયાર કરી બાકીના અધિકારો પ્રાંતને કે કેંદ્રને સોંપાતા. પણ શાસનધારાના ઘડવૈયાઓએ તો નવી જ પદ્ધતિ ઊભી કરી છે. એમાં ત્રણ સૂચી બનાવવામાં આવી છે. એક છે પ્રાંતિક વિષયોની, બીજી છે કેન્દ્રિય વિષયોની અને ત્રીજી છે સમ્મિલિત સૂચી. પ્રાંતિક વિષયોની સૂચીના વિષયો ઉપર પ્રાંતિક ધારાસભાનો જ અધિકાર છે. કેન્દ્રિય વિષયોની સૂચી ઉપર મધ્યસ્થ અથવા સમવાયતંત્રની સરકારનો અધિકાર છે. અને ત્રીજી સૂચીના વિષયો ઉપર બંનેને અધિકાર છે. પણ સમ્મિલિત સૂચીમાંના વિષયો ઉપર સમવાયતંત્રની ધારાસભાએ કંઈ કાનૂન પસાર કર્યો હોય તો પછી ગવર્નરજનરલની સંમતિ વિના પ્રાંતિક ધારાસભા એના ઉપર કાયદો પસાર ન કરી શકે. એ રીતે સંમતિ

મેળવ્યા પછી જો એ કાયદો પસાર કરે તો એ કાયદો એ પ્રાંતમાં પ્રમાણભૂત ગણાય. આ સૂચીમાં ફોજદારી અને દીવાની કાયદા, મજૂર-પ્રશ્નો વગેરે એવા વિષયોનો સમાવેશ થાય છે કે જેને અંગે જુદા જુદા પ્રાંતમાં સામાન્યતઃ જુદી જુદી પરિસ્થિતિ ન હોય. પણ તોયે જ્યારે જુદી પરિસ્થિતિ હોય ત્યારે એને પહોંચી વળવા પૂરતી ઉપરની યોજના રાખવામાં આવી છે.

આ સૂચીઓ ખૂબ ખૂબ વિસ્તૃત છે. તોયે કદાચ કોઈ કાળે કોઈ એવો નવો વિષય નીકળે કે જેનો સમાવેશ આ બેમાંથી એક પણ સૂચીમાં ન થતો હોય તો ગવર્નર-જનરલ એક જાહેરનામા દ્વારા જાહેર કરી શકે છે કે એ નવા વિષયનો પ્રાંતિક અથવા સમવાયતંત્રનો વિષય ગણવો.

યુદ્ધ અથવા આંતર-વિગ્રહના કાળમાં ગવર્નર-જનરલ જાહેરાત દ્વારા બધા જ પ્રાંતિક વિષયો ઉપર કાનૂન ઘડવાની સત્તા સમવાય-તંત્રની ધારાસભાને આપી શકે છે. પણ એ રીતે અપાયેલી સત્તાનો ઉપયોગ ગવર્નર-જનરલની પરવાનગી વિના કોઈપણ સમયે નહિ થઈ શકે.

આમ પ્રાંતિક ધારાસભાઓને પ્રાંતિક અને સમ્મિલિત વિષયોની સૂચી પ્રમાણે કાયદા ઘડવાની સત્તા છે તોયે એના ઉપર કેટલીક મર્યાદાઓ તો મૂકવામાં આવી છે જ.

પ્રાંતિક ધારાસભા એવો કોઈ પણ કાનૂન ન ઘડી શકે કે જે શાસનધારાથી, એની અનુસારના કોઈ ઓર્ડર-ઈન-કાઉન્સીલથી, ભારતમંત્રીએ ઘડેલા કોઈ નિયમથી, ગવર્નર અથવા ગવર્નર-જનરલને જે નિયમો 'પોતાની મુનસફી અનુસાર' અથવા પોતાના વ્યક્તિગત અભિપ્રાય અનુસાર ઘડવાની સત્તા છે તેનાથી વિરૂદ્ધ હોય. આમાં એક અપવાદ છે. પ્રાંતિક ધારાસભાની ચૂંટણી માટે જે નિયમો ગવર્નરે 'પોતાની મુનસફી અનુસાર' બનાવ્યા હોય એનાથી વિરોધી નિયમો પણ ધારાસભા બનાવી શકે. એ નિયમો ચૂંટણી કરવાની પદ્ધતિ

એટલે કે મત આપવાની પેટીની વ્યવસ્થા કેવી હોવી જોઈએ, મતદારોની યાદી કઈ રીતે રચાવી જોઈએ વગેરે અંગેના છે.

સમ્રાટ અથવા તેના કોઈ કુટુંબીજનને અસર કરનારો, શહેનશાહના વારસા હક્કને ફેરવનારો અથવા શહેનશાહની સ્થાપિત હકૂમતમાં પલટે કરનારો કોઈ કાયદો પ્રાંતિક ધારાસભા પસાર ન કરી શકે.

'બ્રિટિશ પ્રજા'ના ખાસ હક્કોને અસર કરનારો, લશ્કર વગેરે અંગેના કાયદામાં સુધારા કરનારો કે યુદ્ધના સમયમાં સામુદ્રિક લૂંટ અંગેનો કાયદો પણ ધારાસભાઓ પસાર નહિ કરી શકે. પ્રીવી કાઉન્સીલની સત્તામાં ફેરફાર કરવાની પણ ધારાસભાઓને સત્તા નથી.

અંગ્રેજો અને અંગ્રેજ વેપાર તરફ ભેદભાવ બતાવનારા કાનૂન પણ ધારાસભા પસાર નહિ કરી શકે. કોઈના માલિકી હક્કને નુકસાન પહોંચાડનારો, મિલકત જપ્ત કરવાનો નિર્ણય કરનારો કે એ પ્રકારનો કાનૂન ઘડવાની સત્તા પણ ધારાસભાને નથી.

આથી આવી કાનૂન–રચનાની મના કરતી કલમો ઉપરાંત એવી પણ કેટલીયે કલમો છે કે જેને અનુસરીને પ્રાંતિક ધારાસભામાં કેટલાયે પ્રશ્નો વિષે ગવર્નર–જનરલની પૂર્વ–અનુમતિ આવશ્યક છે. પાર્લમેન્ટના કાયદા, ઓર્ડિનન્સો, 'સુરક્ષિત વિષયો' અંગેના કાયદા, યુરોપિયન–બ્રિટીશ પ્રજાજનોના ખાસ હક્કો, વગેરે આ પ્રકારના પ્રશ્નો છે.

આવા પ્રશ્નો ઉપર પ્રાંતિક ધારાસભા કદાચ કોઈ ખરડો પસાર કરી દે તો પણ એ ગેરકાયદેસર જ ગણાશે.

જ્યાં સુધી ખરડાને ગવર્નર, વાઈસરોય અથવા શહેનશાહની મંજૂરી ન મળી હોય ત્યાં સુધી એ ધારાપોથી ઉપર સ્થાન ન પામી શકે. એ મંજૂરી અંગેની બધી જ વિગતો ગવર્નર વિષેના પ્રકરણમાં આવી ગઈ છે. ધારાના ઘડતરમાં વાઈસરોય, શહેનશાહ, બ્રિટીશ પાર્લમેન્ટ વગેરેને પણ અધિકાર છે. એ નિરૂપણ પણ આગળનાં પ્રકરણોમાં આપવામાં આવેલ છે.

પ્રાંતિક ધારાસભામાંથી જ્યાંસુધી કોઈ ખરડો પસાર ન થાય ત્યાં સુધી એ પસાર થયેલો ગણાશે નહિ પણ કદાચ બંને ગૃહો વચ્ચે સંમતિ ન થઈ શકે તો એવા પ્રસંગો માટે સંયુક્ત અધિવેશનની યોજના રાખવામાં આવી છે. પણ સંયુક્ત આધિવેશનનો સવાલ ત્યારે જ ઊભો થાય છે કે જ્યારે લેજિસ્લેટીવ કાઉન્સીલ એક વર્ષ સુધી લેજિસ્લેટીવ એસેમ્બ્લીએ પસાર કરેલા બિલને મંજૂર ન કરે. આ રીતે લેજિસ્લેટીવ કાઉન્સીલ લેજિસ્લેટીવ એસેમ્બ્લીના કાર્યમાં ડખલ ઊભી કરી શકે એવી પરિસ્થિતિ છે. સામાન્યતઃ સંયુક્ત આધિવેશન પ્રધાન–મંડળની સલાહને અનુસરીને જ બોલાવવામાં આવશે. પણ ગવર્નરને એમ લાગે કે પોતાની 'ખાસ જવાબદારી' પૂરી પાડવા માટે સંયુક્ત અધિવેશન બોલાવવાની જરૂર છે તો એ 'પોતાની મુનસફી અનુસાર' એ બોલાવી શકે.

સંયુક્ત અધિવેશનમાં ખરડો જે સ્વરૂપમાં પસાર થયો હોય એ જ સ્વરૂપમાં એ ગવર્નર અથવા વાઈસરોયની મંજૂરી માટે રજૂ કરવામાં આવશે, જે કલમો વિષે બે ધારાસભાઓ વચ્ચે મતભેદ હોય એટલા પૂરતા ભાગની જ ચર્ચા આવા અધિવેશનમાં થઈ શકે. સંયુક્ત અધિવેશનમાં પ્રમુખપદ લેજિસ્લેટીવ કાઉન્સીલના પ્રમુખને સોંપવામાં આવશે અને અમુક પ્રશ્નની ચર્ચા એવા અધિવેશનમાં થઈ શકે કે કેમ એનો નિર્ણય એ આપશે અને એ છેવટનો ગણાશે.

એક વાત યાદ રાખવાની જરૂર છે કે કાઉન્સીલે પસાર કરેલા કોઈ બિલને જો એસેમ્બ્લી રદ કરી દે તો એને વિષેની ચર્ચા સંયુકત અધિવેશનમાં નહિ થઈ શકે. આ રીતે એસેમ્બ્લીની કાનૂન–નિર્માણની સત્તા વધારે વિસ્તૃત છે.

આર્થિક પ્રશ્નના બિલનો આરંભ લેજિસ્લેટીવ કાઉન્સીલમાં નહિ થઈ શકે, એવા બિલનો આરંભ એસેમ્બ્લીમાં જ થાય. એ સિવાયનાં બધાં બિલનો આરંભ બેમાંથી ગમે તે ધારાસભામાં થઈ શકશે.

એસેમ્બ્લી વિખેરી નાખવામાં આવે ત્યારે એમાં જે જે ખરડાની ચર્ચા થતી હોય તે અને એસેમ્બ્લીએ પસાર કરેલા જે જે ખરડાની ચર્ચા કાઉન્સીલમાં થતી હોય તો રદ થયેલ ગણાશે. એની ફરીને ચર્ચા ત્યારે જ થઈ શકશે કે જ્યારે નવી ચૂંટાયેલી એસેમ્બ્લીમાં એની નવેસરથી ચર્ચા થાય: પણ એસેમ્બ્લીમાં ન આવ્યું હોય પણ કાઉન્સીલમાં જ જેનો આરંભ થયો હોય એવું બિલ એસેમ્બ્લીના ભંગને કારણે રદ ન થઈ જાય.

એસેમ્બ્લી–ભંગને સમયે આ નિયમ લાગુ પડે છે, એસેમ્બ્લીના અધિવેશનના ભંગને સમયે એ લાગુ નહિ પડે. એસેમ્બ્લી ભંગ અને અધિવેશન–ભંગ વચ્ચે મોટા ભેદ છે. એસેમ્બ્લી ભંગ થાય ત્યારે નવી ચૂંટણી થાય અને અધિવેશન ભંગ થાય ત્યારે તો માત્ર ધારાસભાનાં અધિવેશનો મોકૂફ થાય. આ ઉપરાંત અધિવેશનને બંધ કરવાની પણ એક પદ્ધતિ છે. પણ એ રીતે બંધ થનાર અધિવેશન તો બીજે જ દિવસે અથવા થોડા જ દિવસમાં ફરીને શરુ થાય છે. આ રીતે અધિવેશનને બંધ તો પ્રમુખ પણ કરી શકે.

ગવર્નરની સંમતિ વિના ધારાસભાના કોઈ પણ ગૃહમાં આર્થિક ખરડો પેશ ન થઈ શકે. સામાન્યતઃ ગવર્નરની સંમતિનો અર્થ પ્રધાનોની સંમતિ એવો થવાનો. એટલે પ્રધાનોની ઇચ્છા વિના કોઈ આર્થિક ખરડો ધારાસભામાં નહિ આવી શકે. ઇગ્લાંડમાં તો એવો નિયમ છે કે પાર્લામેન્ટનો કોઈ બિન–સરકારી સભ્ય આર્થિક ખરડો રજૂ ન કરી શકે, પણ બ્રિટનની પાર્લામેન્ટના આ નિયમને તો એક ઠરાવ દ્વારા પણ ફેરવી શકાય, ત્યારે હિંદમાં તો પ્રાંતિક ધારાસભામાં કાનૂન પસાર કરીને પણ પલટો ન થઈ શકે.

આર્થિક પ્રશ્ન અંગેના ખરડાની વ્યાખ્યા નીચે પ્રમાણે થાય છે:—

(૧) જે ખરડા દ્વારા કોઈ નવો કર નાખવામાં આવે અથવા જૂનો કર વધારવામાં આવે;

(૨) જે ખરડા દ્વારા પ્રાંત પોતાનું દેવું વધારે અથવા બીજાની ગેરંટી આપે;

(૩) કોઈ એવા ખર્ચની મંજૂરી માગવામાં આવે કે જેને પરિણામે એવું નક્કી થાય કે હર સાલ એવા ખર્ચ માટે મંજૂરી માગવાની જરૂર ન રહે;

મને

(૪) જેને પરિણામે પ્રાંતિક સરકારને પોતાનું ખર્ચ વધારવું પડે એવા ખરડા 'આર્થિક ખરડા' કહેવાય.

કાનૂન-નિર્માણ પછી, ધારાસભાનું બીજું મહત્ત્વનું કર્તવ્ય ાાસન વિભાગનું નિયંત્રણ કરવાનું છે. એ કાર્ય જુદા જુદા માર્ગો ારા થાય છે. ઠરાવ પસાર કરીને પ્રાંતિક સરકારને અમુક કામ રવાની સૂચના ધારાસભા આપી શકે. આ ઠરાવનો અમલ ફરજિયાત થી. એ તો એક પ્રકારની સલાહ જ ગણાય. શાસન નિયંત્રણના ાર્યમાં ધારાસભા પ્રશ્નો દ્વારા પણ ભાગ લે છે. પ્રશ્નોદ્વારા પ્રજાની રિયાદો તરફ સરકારનું લક્ષ ખેંચી શકાય છે. કામ બંધ કરવાની રખાસ્ત લાવી અમુક પ્રશ્નની ધારાસભામાં ચર્ચા ઊભી કરી શકાય ે આવા પ્રસંગે પ્રધાનમંડળ દરખાસ્તનો વિરોધ કરે અને છતાં યે ારાસભા એ પસાર કરે તો એ અવિશ્વાસની દરખાસ્ત બરાબર ણાય છે અને પ્રધાનમંડળે રાજીનામું આપવાનું રહે છે. આમ ાડકતરી રીતે અવિશ્વાસ બતાવવાને બદલે સીધો જ અવિશ્વાસનો રાવ પણ લાવી શકાય. ખર્ચમાં કાપકૂપ મૂકીને અથવા તો ખર્ચ ામંજૂર કરીને પણ ધારાસભા કાનૂન-નિયંત્રણના કાર્યમાં ભાગ લઇ કે છે.

ધારાસભાઓનાં નિયમ-નિયંત્રણ અંગેના નિયમો ઘડવાની સત્તા ારાસભાઓને છે. જે જે પ્રાંતમાં બે બે ધારાસભા છે ને તે પ્રાંતમાં ા ધારાસભાઓ વચ્ચેના સંબંધ અંગેના નિયમો ગવર્નર ઘડે. પણ એ

નિયમ ઘડવામાં એણે બંને ધારાસભાના પ્રમુખોની સલાહ લેવાની આવશ્યકતા છે.

આ ઉપરાંત, ગવર્નર પણ 'પોતાની મુનસફી અનુસાર' કેટલાક નિયમો ઘડી શકે છે. એવા નિયમોનો ઉદ્દેશ એ છે કે અમુક પ્રશ્નોની ચર્ચા ગવર્નરની મંજૂરી વિના ધારાસભા ન કરી શકે. એનો બીજો ઉદ્દેશ એ છે કે પ્રાંતિક ધારાસભાઓએ મુકરર સમય દરમિયાન જ અંદાજપત્ર પસાર કરી દેવું ઘટે.

ગવર્નર અને ધારાસભા દ્વારા રચાયેલા નિયમોથી વ્યકિતગત સભ્યના શાસન–નિયંત્રણ અંગેના અધિકારો સંકુચિત થાય છે એટલું જ નહિ પણ શાસનધારામાં પણ એ અધિકારોને મર્યાદિત કરનારી કેટલીક કલમો છે. દૃષ્ટાંત તરીકે, કોઈ રાજ્ય સાથે સંબંધ ધરાવનારા પ્રશ્નોની ચર્ચા ધારાસભામાં ગવર્નરની મંજૂરી વિના ન થઈ શકે.

એસેમ્બ્લીની ચૂંટણી પછી બનતી ત્વરાએ એક 'સ્પીકર' અને એક એક 'ડેપ્યુટી સ્પીકર'ની એ ચૂંટણી કરે છે. 'સ્પીકર' અને 'ડેપ્યુટી સ્પીકર' એ એસેમ્બ્લીના પ્રમુખ અને ઉપ–પ્રમુખ છે. સ્પીકર અથવા 'ડેપ્યુટી સ્પીકર'ના આચરણથી એસેમ્બ્લીને અસંતોષ હોય તો એમના વિરુદ્ધ અવિશ્વાસની દરખાસ્ત લાવી શકાય છે; અને એ દરખાસ્ત મંજૂર થાય તો એણે રાજીનામું આપવાનું રહે.

સામાન્ય રીતે 'સ્પીકર' કોઈ પણ પ્રશ્ન ઉપર મત ન આપી શકે. પણ જો કોઈ પ્રશ્ન ઉપર તરફેણ અને વિરૂદ્ધમાં સરખા મત પડે તો નિર્ણાયક (Casting) મત આપવાનો એને અધિકાર છે.

એસેમ્બ્લીના ભંગને પરિણામે બધા જ સભ્યો પોતાનું સ્થાન ગુમાવે છે. પણ નવી એસેમ્બ્લીની ચૂંટણી પછી નવા 'સ્પીકર'ની ચૂંટણી થાય ત્યાંસુધી 'સ્પીકર'નો પોતાનો તે સ્થાન ઉપર હક્ક રહે જ છે.

'સ્પીકર' અને 'ડેપ્યુટી-સ્પીકર'નાં પગાર-ભથ્થાં ધારાસભા મુકરર કરી શકે. પણ પ્રાંતના બધા જ ખર્ચની જેમ એનાં પગાર-ભથ્થાં અંગે પ્રતિવર્ષ મંજૂરી મેળવવાની આવશ્યકતા તો રહેશે જ.

એસેમ્બ્લીમાં જેમ 'સ્પીકર' અને 'ડેપ્યુટી સ્પીકર'ની ચૂંટણી થાય છે. એ જ રીતે કાઉન્સીલમાં પ્રમુખ અને ઉપ-પ્રમુખની ચૂંટણી થાય છે. એને અંગેના નિયમો પણ 'સ્પીકર' અને 'ડેપ્યુટી સ્પીકર' અંગેના નિયમો જેવા જ છે.

શાસનધારાની ૮૫મી કલમ દ્વારા એમ ઠરાવવામાં આવ્યું છે કે ધારાસભાઓની સામાન્ય ભાષા અંગ્રેજી રહેશે. પણ જો કોઈ સભ્યને અંગ્રેજી ભાષા ન આવડતી હોય અથવા એનું અંગ્રેજીનું જ્ઞાન અપૂર્ણ હોય તો બીજી ભાષાઓના ઉપયોગની છૂટ આપતા નિયમો ધારાસભા ઘડી શકે.

# પ્રકરણ અઠ્ઠાવીસમું

## પ્રાંતિક અર્થકારણ

**સ**મવાયતંત્ર માત્રની રચનામાં પ્રાંત અને કેન્દ્ર વચ્ચેની વહેંચણીનો સવાલ અતિ વિકટ હોય છે. એક જ પ્રજા-સમૂહ પાસેથી બે તંત્રો આમદાની મેળવે એવી આ પ્રથામાં યોજના હોય છે. આવકનાં ક્ષેત્રોનું સંપૂર્ણ વિભાજન એમાં શકય નથી હોતું. બંનેનાં ક્ષેત્રોનું વિભાજન કરવામાં આવે તો બંનેની જરૂરતોને પહોંચી વળવાની શકયતા નથી રહેતી. આવક-ખર્ચમાં ફેરફાર થયા જ કરે છે અને પરિણામે મુશ્કેલીઓ ઊભી થાય છે.

પ્રાંતિક અર્થતંત્રની વિટંબણા ભારતમાં નવી નથી. મોન્ટફોર્ડ યોજના સમવાયતંત્રની યોજના ન હતી તો યે પ્રાંતિક અને કેન્દ્રિય આવકનું વિભાજય તો એમાં યે અંશતઃ સમવાયતંત્રના ધોરણે જ હતું. એ યોજના અનુસાર મહેસૂલ, નહેર, સ્ટેમ્પડયુટી, રજિસ્ટ્રેશન, આબકારી અને જંગલખાતાં જેવાં કેટલાંક ખાતાં પ્રાંતિક સરકાર હસ્તક મૂકવામાં આવ્યાં હતાં. એમાંથી જેટલી આવક થાય એ બધી આવક ઉપર પ્રાંતિક સરકારનો જ અધિકાર હતો. એવી જ રીતે આયાત-નિકાસ ઉપરના કર, આવક-વેરો, રેલ્વે, નિમક-વેરો, અફીણ, તાર-ટપાલ વગેરે મધ્યસ્થ તંત્રની આવકનાં સાધનો હતાં. આમ કેટલાંક ખાતાં મધ્યસ્થ સરકાર હસ્તક અને કેટલાંક પ્રાંતિક સરકાર હસ્તક સોંપાયાં હતાં, પણ આ યોજનાથી પ્રાંતિક તંત્રોને

કંઈ સંતોષ ન થયો અને પ્રાંતિક વિકાસની શકયતા પણ ન રહી.

નવા શાસનધારામાં કરોને ત્રણ વિભાગમાં વ્હેંચી નાખવામાં આવ્યા છે: કેન્દ્રિય, પ્રાંતિક, સમ્મિલિત. આ ત્રણ સૂચીઓ અનુસાર મધ્યસ્થ-તંત્રની આવકનાં નીચેનાં સાધનો છે:—

(૧) આયાત-નિકાસ ઉપરનો કર,

(૨) તમાકુ ઉપર અને ભારતમાં ઉત્પન્ન થતા અન્ય માલ ઉપર ઉત્પત્તિ કર; દારૂ અને એવા માદક પીણાં, અફીણ, ભાંગ અને દવામાં ઉપયોગમાં આવતી કેફી ચીજો અને માદક દ્રવ્યો અને આવી વસ્તુઓમાંથી બનતી દવાઓ અને શૃંગાર સામાનની ઉત્પત્તિ ઉપરનો કર,

(૩) કંપની-કોરપોરેશન ઉપરનો કર,

(૪) નિમક-વેરો,

(૫) ખેતીની આવક સિવાયની બીજી બધી આવક ઉપરનો આવક-વેરો,

(૬) ખેતીની મિલકત સિવાયની બીજી મિલકત ઉપરનો કર, કંપનીની મૂડી ઉપરનો કર,

(૭) ખેતીની જમીન સિવાયની બધી જ મિલકત ઉપર વારસા-હક્કનો કર,

(૮) હૂંડી, ચેક, પ્રોમીસરી નોટ, બિલ્સ ઓફ એક્સચેંજ, બિલ્સ ઓફ

લેંડીન્ગ, લેટર્સ ઓફ ક્રેડીટ, વીમાની પોલીસી, રસીદો વગેરે ઉપર લગાડવાના સ્ટેમ્પની આવક,

(૯) અદાલતની આમદાની સિવાય કેન્દ્રિત વિષયોની સૂચીમાં શામેલ કરવામાં આવેલા બધા જ વિષયોની આવક,

અને

(૧૦) રેલવે, આગબોટ અથવા હવાઈ માર્ગે જતા માલ અને મુસાફરી

ઉપરનો ટર્મિનલ ટેક્ષ અને રેલભાડાં ઉપરનો કર.

પ્રાંતિય કર નીચેના પ્રકારના મુકરર કરવામાં આવ્યા છે :–

(૧) મહેસૂલ,

(૨) પ્રાંતમાં બનતાં દારૂ અને બીજાં માદક પીણાં, અફીણ, ભાંગ વગેરે માદક પદાર્થો અને એમાંથી ઉત્પન્ન થતી વિલાસની ચીજો ઉપરની ઉત્પત્તિ કર, અને એ જ ભાવથી અથવા એથી ઓછા ભાવથી હિંદમાં બીજા બનતા માલ ઉપર, સમાનતા જાળવવા નાંખવામાં આવતો કર,

(૩) ખેતીની આવક ઉપરનો કર,

(૪) જમીન, ઇમારતો વગેરે ઉપરનો કર,

(૫) ખેતીના જમીન ઉપર વારસા–હકકનો કર,

(૬) ખાણ ઉપરનો કર,

(૭) વ્યક્તિઓ પર (capitation) કર,

(૮) ધંધા કે નોકરી ઉપર કર,

(૯) જાનવરો અને હોડીઓ ઉપરનો કર,

(૧૦) માલનાં વેચાણ અને જાહેરાત ઉપરનો કર,

(૧૧) વેચાણ અથવા ઉપયોગ માટે મ્યુનિસિપાલિટીની હદમાં આવતા માલ ઉપરનો કર,

(૧૨) વિલાસની ચીજો અને આનંદનાં સાધનો ઉપરનો કર,

(૧૩) કેન્દ્રિય કરોની સૂચીમાં જે દસતાવેજોનો નિર્દેશ છે એ સિવાયના દસ્તાવેજો ઉપરની સ્ટેમ્પની આવક,

(૧૪) દેશની અંદરના જલમાર્ગો ઉપર જતા આવતા માલ અને મુસાફરો ઉપરનો કર,

(૧૫) ટોલ–ટેક્ષ

અને

(૧૬) અદાલતોની આમદાની સિવાય પ્રાંતિય કે સમ્મિલિત વિષયની સૂચનામાં જેનો સમાવેશ હોય એવા કોઈ પણ વિષયની અવાક.

આ રીતે આવકનું વિભાજન કર્યા પછી એમ જણાયું કે કેટલાક પ્રાંતો આ રીતે પોતાને મળતી આવકમાંથી પોતાની જવાબદારીઓ પૂરી પાડી શકશે નહિ અને કેટલાક પ્રાંતો જવાબદારીઓ પૂરી પાડી શકશે તો યે પોતાનો વિકાસ તો નહિ જ સાધી શકે. આ મુશ્કેલી દૂર કરવા માટે શાસનધારામાં કેટલીક યોજનાઓ કરવામાં આવી છે.

શાસનધારાની ૧૩૭મી કલમ દ્વારા એવો પ્રબંધ કરવામાં આવ્યો છે કે (૧) ખેતીની સિવાયની બધી વસ્તુઓ ઉપરનો વારસા–કર, (૨) જે દસ્તાવેજોનો ઉલ્લેખ કેન્દ્રિય સૂચીમાં કરવામાં આવ્યો છે એની સ્ટેમ્પની આવક, (૩) રેલવે, હવાઈ જહાજો, વગેરેથી આવતા–જતા માલ અને મુસાફરો ઉપરનો ટર્મિનલ ટેક્ષ, (૪) રેલવેનાં ભાડાં ઉપરનો કર–આ વિષયો કેન્દ્રિય ગણાશે. એ વિષયોનું નિયંત્રણ સમવાય–તંત્રની સરકાર કરશે. પણ એ કરોની આવકમાંથી બચત રહેશે એમાંથી ચીફ કમિશ્નરના પ્રાંતોનો ભાગ લઈને બાકીની બચત પ્રાંતો વચ્ચે વહેંચી આપવામાં આવશે. પ્રત્યેક પ્રાંતનો હિસ્સો સમવાય–તંત્રનું ધારામંડળ કાયદાદ્વારા નક્કી કરશે. કેન્દ્રિય સરકારને મદદ આપવા માટે આ બધા કરના દરમાં વધારો કરવાનો અધિકાર સમવાયતંત્રના ધારામંડળનો રહેશે. આ રીતે જે વધારો થાય એ કેન્દ્રિય સરકાર રાખશે.

એવી જ રીતે ૧૩૮મી કલમ દ્વારા આવક વેરામાંથી પ્રાંતોને ભાગ આપવાની યોજના કરવામાં આવી છે. આવક–વેરો મધ્યસ્થ વિષય ગણાશે. એનો વહીવટ સમવાયતંત્રની સરકાર કરશે, પણ એમાંથી અમુક હિસ્સો પ્રાંતિક સરકારોને આપવામાં આવશે; આ કરમાં પણ વધારો સમવાયતંત્રનું ધારામંડળ કાયદા દ્વારા કરી શકે. એ રીતે થતો આવકનો વધારો સમવાયતંત્રની સરકાર જ રાખી શકે.

પણ આ રીતે આવક–વેરાનો જે હિસ્સો પ્રાંતોને મળે એ આખો યે અથવા એમાંનો અમુક ભાગ નિયત સમય સુધી સમવાયતંત્રની સરકાર પ્રાંતિક સરકારને ન આપે તો ચાલી શકે એવી યોજના શાસન–ધારામાં છે.

આ ધારા અનુસાર સર ઓટો નિમેયરની જે સૂચનાઓ હતી એને અનુસરીને જે ઓર્ડર–ઇન–કાઉન્સીલ બહાર પાડવામાં આવ્યો છે એને પરિણામે મુદતો અને હિસ્સાઓ મુકરર કરવામાં આવ્યા છે. પણ 'પ્રાંતિક સ્વરાજ્ય'ના આરંભથી પાંચ વર્ષ સુધી કેન્દ્રિય સરકાર પોતાના અડધા હિસ્સાથી પણ વધારે રકમ રાખી શકે. કેન્દ્રિય સરકારનો અડધો હિસ્સો, અને રેલવેની આવકમાંથી સરકારને જે રકમ પ્રતિ વર્ષ મળે છે તે મળીને જો ૩ કરોડ રૂપિયા ન થાય તો એ રકમ પૂરી કરવા પૂરતી વધારે રકમ પ્રાંતિક વિભાગમાંથી લઈ શકે. એમ કરવા માટે પ્રાંતિક સરકારોનો પૂરેપૂરો ભાગ લઈ લેવો પડે તો એ પણ લઈ શકે. પાંચ વર્ષ પછી બીજાં પાંચ વર્ષમાં પ્રાંતિક સરકારોને એમનો હિસ્સો ક્રમે ક્રમે મળવાનો આરંભ થશે. પણ આ પાંચ સાલની અવધીને વધારીને ગવર્નર–જનરલ ગમે તેટલી કરી શકે એવી યોજના પણ શાસનધારામાં છે.

નિમક–વેરો, નિકાસ ઉપરનો કર અને ઉત્પત્તિ ઉપરના કરમાંથી સમવાયતંત્રની સરકાર ચાહે તો પ્રાંતિક સરકારોને ભાગ આપી શકે.

શણની આવકમાંથી મુકરર ભાગ પ્રાંતોને મળે એવી યોજના શાસનધારામાં છે.

શાસનધારાની ૧૪૨મી કલમ દ્વારા કેટલાક પ્રાંતોને ખાસ સહાય આપવાનો અધિકાર શહેનશાહને આપવામાં આવ્યો છે. સર ઓટો-નિમેયરની ભલામણને અનુસરીને આ પ્રશ્ન અંગે જે ઓર્ડર–ઇન–કાઉન્સીલ બહાર પાડવામાં આવ્યો છે એ પ્રાંતોને નીચે પ્રમાણે સહાય આપવાનું ઠરાવે છે :–

(૧) સંયુક્ત પ્રાંતને 'પ્રાંતિક સ્વરાજ્ય'ની સ્થાપના પછી પહેલાં પાંચ વર્ષ સુધી પ્રતિ વર્ષ ૨૫ લાખ રૂપિયા,

(૨) આસામને પ્રતિ વર્ષ ૩૦ લાખ રૂપિયા,

(૩) સરહદના પ્રાંતને પ્રતિ વર્ષ ૧ કરોડ રૂપિયા,

(૪) ઓરિસ્સાને 'પ્રાંતિક સ્વરાજ્ય' પછી પહેલાં વર્ષમાં ૪૮ લાખ રૂપિયા, એ પછીના ચાર વર્ષ સુધી ૪૩ લાખ રૂપિયા, એ પછી પ્રતિ વર્ષ ૪૦ લાખ રૂપિયા,

(૫) સિંધને 'પ્રાંતિક સ્વરાજ્ય'ના પહેલા વર્ષમાં ૧ કરોડ અને ૧૦ લાખ રૂપિયા, એ પછીનાં નવ વર્ષ સુધી પ્રતિવર્ષ ૧ કરોડ અને ૫ લાખ રૂપિયા, એ પછી વીસ વર્ષ સુધી પ્રતિ વર્ષ ૮૦ લાખ રૂપિયા, એ પછી પાંચ વર્ષ સુધી પ્રતિ વર્ષ ૬૫ લાખ રૂપિયા, એ પછી પાંચ વર્ષ સુધી પ્રતિ વર્ષ ૬૦ લાખ રૂપિયા, એ પછી પાંચ વર્ષ સુધી પ્રતિ વર્ષ ૫૫ લાખ રૂપિયા.

આ બધા માર્ગોએ પ્રાંતોને જે સહાય મળવાનો સંભવ છે એનાથી પ્રાંતો પ્રગતિ સાધી શકશે એમ માનવાને કારણ નથી. આજે જો આવી સહાય ન મળે તો આવક–ખર્ચનાં પાંસાં પણ સરખાં ન થઈ શકે .એવી જે પ્રાંતોની હાલત છે એને જ આવી સહાય આપવાનું ઠરાવવામાં આવ્યું છે. બીજા કરોમાંથી પણ જે રકમ મળવાનો સંભવ છે એ નજીવી જ છે. આમ આ યોજનાથી પ્રાંતો રાષ્ટ્રિય પુનર્ઘટનાની કોઈ યોજના હાથ ધરી શકે એ શક્ય જ નથી.

પ્રાંતિક સરકારોને કેન્દ્રિય સરકારની સહાય ન મળે તોયે એ પોતાના અધિકારમાંની આવકને તો વધારી શકશે ને? આમ એક દલીલ કરવામાં આવે છે, પણ એનો જવાબ પરિસ્થિતિ જ આપે છે. હિંદ અતિ–કંગાળ દેશ છે, એની આવકનો મોટો હિસ્સો ઇંગ્લાંડ તરફ જુદી જુદી રીતે જઈ રહ્યો છે, આવા ભયંકર શોષણમાં કર

વધારીને વધારો કરવાથી પ્રાંતિક સરકારો પોતાની આબરૂ જ ગુમાવે. એની ઉપર તો આજે પણ જે કર છે એ અસહ્ય છે એમ અનેક અર્થશાસ્ત્રીઓનો અભિપ્રાય છે, એટલે મહેસૂલની આવકમાં વધારો થવાનો સંભવ નથી. એ આવકમાં તો ઊલટાંનો ઘટાડો કરવાની જરૂરત ઊભી થવાની છે અને વર્તમાન આર્થિક મંદીના કાળમાં બીજી આવકમાં પણ વધારો થવાનો કંઈ જ સંભવ જણાતો નથી.

મોન્ટફોર્ડ યોજના પહેલાં કોઈપણ પ્રાંતને પોતાની આર્થિક જરૂરતો માટે લોન ઊભી કરવાનો અધિકાર નહોતો. એ વખતે જો લોનની જરૂર ઊભી થાય તો ભારત સરકાર લોન ઊભી કરીને પ્રાંતને લોન આપતી. મોન્ટફોર્ડ સુધારા દ્વારા પ્રાંતોને સ્વતંત્ર રીતે લોન ઊભી કરવાનો અધિકાર આપવામાં આવ્યો. પણ પ્રાંતિક સરકારોના આ અધિકારો ઉપર એટલી બધી મર્યાદાઓ હતી કે પ્રાંતો સ્વતંત્ર લોન ઊભી કરવાને બદલે કેન્દ્રિય સરકાર દ્વારા જ લોન ઊભી કરવાનું પસંદ કરે. નવા શાસનધારા દ્વારા પ્રાંતિક સરકારોના લોન લેવાના અધિકારમાં ખૂબ ખૂબ વધારો કરી દેવામાં આવ્યો છે. શાસનધારાની ૧૬૩મી કલમ અનુસાર આ અધિકાર એમને મળ્યો છે.

પ્રાંતની આવકની જવાબદારી ઉપર પ્રાંતિક સરકાર લોન લઈ શકે. પણ એ લોનની મર્યાદા મુકરર કરવાનો અધિકાર પ્રાંતિક ધારામંડળને છે. પ્રાંતમાંની મ્યુનિસિપાલિટી વગેરે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ માટે પણ સરકાર જામીન થઈ શકે. આવી જામીનગીરી કેટલી હદ સુધી પ્રાંતિય સરકારે આપવી એની મર્યાદા પણ પ્રાંતિય ધારામંડળ મુકરર કરી શકે.

પ્રાંતિક સરકારને સમવાયતંત્રની સરકાર લોન આપી શકે અને લોન ઊભી કરવામાં સમવાયતંત્રની સરકાર પ્રાંતિય સરકાર માટે જામીન પણ બની શકે: પણ આ રીતે લોન અને જામીનની મર્યાદા સમવાયતંત્રનું ધારામંડળ કાયદો પસાર કરીને મુકરર કરી શકે. જે

લોન પ્રાંતિક સરકારે સમવાયતંત્રની સરકારની જામીનગીરી ઉપર લીધી હોય એ જો પ્રાંતિક સરકાર સમયસર પાછી ન ભરે તો સમવાયતંત્રની સરકાર એને માટે જવાબદાર ગણાય.

પ્રાંતિક સરકારના લોન ઊભી કરવાના અધિકાર ઉપર કાબૂ પણ આ કલમની ત્રીજી પેટા કલમ દ્વારા મૂકવામાં આવ્યો છે. સમવાયતંત્રની સરકારની મંજૂરી વિના કોઈ પ્રાંતની સરકાર હિંદ બહારથી લોન ઊભી ન કરી શકે. સમવાયતંત્રની સરકાર પાસેથી કોઈ પ્રાંતિક સરકારે લોન લીધી હોય અથવા સમવાયતંત્રની સરકારની જામીનગીરીથી એવી લોન લેવામાં આવી હોય તો સમવાયતંત્રની સરકારની મંજૂરી વિના પ્રાંતિક સરકાર લોન ઊભી ન કરી શકે. આ ઉપરાંત, સમવાતંત્રની સરકારને એક બીજો પણ અધિકાર છે. સમવાયતંત્રની સરકાર જે શરતો મૂકે એ જો પ્રાંતિક સરકાર મંજૂર કરે તો જ એને લોન ઊભી કરવાની મંજૂરી મળે.

પ્રાંતિક સરકારને લોન આપવાની ના સમવાયતંત્રની સરકાર પાડે અને લોન ઊભી કરવાની મંજૂરી પણ ન આપે તો એ વાઈસરોય સમક્ષ ફરિયાદ રજૂ કરે. આ ફરિયાદનો નિકાલ વાઈસરોય 'પોતાની મુનસફી અનુસાર' કરશે. એ નિર્ણય છેવટનો ગણાશે.

આ નિયમો એ તો સ્પષ્ટ બતાવે છે કે નવા શાસનધારામાં પણ પ્રાંતોની લોન લેવાનો અધિકાર અતિ-મર્યાદિત છે. આજે ઘણાખરા પ્રાંતોએ હિંદી સરકાર પાસેથી લોન લીધેલ જ છે. વળી પુનર્ઘટનામાં કે એવા કોઈ બીજાં કાર્ય હાથ ધરવા માટે જે લોન લેવાની જરૂર પડે એમાં હિંદી સરકારની સાખની અવશ્ય જરૂર પડવાની અને જે નવા પ્રાંતો થયા છે એમને તો હિંદી સરકારની જામીનગીરીની ખૂબ ખૂબ જરૂર રહેવાની.

પ્રાંતિક અર્થકારણનો મહત્ત્વનો સવાલ એનું અંદાજ-પત્રક છે. હવે આપણે એની ટૂંકી ચર્ચા કરીએ.

પ્રાંતનું અંદાજ–પત્રક તૈયાર કરવાનું કામ પ્રાંતના અર્થ–પ્રધાનનું ગણાય. પણ શાસનધારામાં તો એમ કહેવામાં આવ્યું છે કે ગવર્નર ધારાસભા સમક્ષ અંદાજ–પત્રક રજૂ કરાવશે. પણ ગવર્નર પોતે ધારાસભાનો સભ્ય નથી એટલે એણે અંદાજ–પત્રક પ્રધાન મારફતે જ રજૂ કરાવવાનું રહેશે. અંદાજ–પત્રકમાં ખર્ચના બે ભાગ પાડવામાં આવશે. પ્રાંતની આવકમાંથી કરવાનો ખર્ચ અને દેવું કરીને અને એવા માર્ગોએ થતું ખર્ચ. અંદાજ–પત્રકમાં બીજો પણ એક ભેદ દોરવામાં આવ્યો છે. 'પ્રાંતિક સરકારની આવકમાંથી થનારો ખર્ચ' (Expenditure charged on the revenues of the Federation)એવો એક ખર્ચનો પ્રકાર છે. એ સિવાયનો ખર્ચ બીજાં કાર્યોમાં થશે. અંદાજ–પત્રક તૈયાર કરવામાં ગવર્નર અને પ્રધાનો વચ્ચે જો મતભેદ થઈ જાય તો ગવર્નર 'પોતાની ખાસ જવાબદારીઓ'ને પૂરી કરવાના હેતુથી અમુક ખર્ચનો અંદાજ–પત્રકમાં સમાવેશ કરવાનું ફરમાન કરી શકે. આ રીતે જે રકમનો સમાવેશ કરવામાં આવ્યો હોય એને પણ અંદાજ–પત્રકમાં જુદી બતાવવામાં આવશે.

મોન્ટફોર્ડ યોજનામાં અંદાજ–પત્રકના બે વિભાગ પડતા—જેના ઉપર મત–નિર્દેશ થઈ શકે એવો ખર્ચ (votable items) અને જેના ઉપર મત–નિર્દેશ ન થઈ શકે એવો ખર્ચ (non-votable items). આમાં જેના ઉપર મત–નિર્દેશ ન થઈ શકે એવી રકમોને 'પ્રાંતની આવકમાંથી વસૂલ કરવાનો ખર્ચ' એવું નામ શાસનધારામાં આપવામાં આવ્યું છે. એ પ્રકારનાં ખર્ચ નીચે પ્રમાણે છે :—

(૧) ગવર્નરનો પગાર, ભથ્થાં વગેરે,

(૨) પ્રાંતિક સરકારનાં દેવાં જોડે સંબંધ રાખનારાં બધાં ખર્ચ,

(૩) પ્રધાનો તથા એડવોકેટ–જનરલના પગાર અને ભથ્થાં,

(૪) વરિષ્ઠ અદાલતના જજોનાં પગાર–ભથ્થાં,

(૫) બાકાત–પ્રદેશોના શાસન માટે થનાર બધો ખર્ચ,

(૬) કોઈપણ અદાલત અથવા પંચના ફેંસલા કે હુકમનામાંને પરિણામે જરૂરી બનતો ખર્ચ.

આ ઉપરાંત ગવર્નરના પોતાના મંત્રીમંડળ અંગે, વરિષ્ટ અદાલત અંગે, સનંદી નોકરોના પગારો અંગે, વગેરે જાતજાતનાં એવાં ખર્ચ છે કે જેના ઉપર ધારાસભા મત–નિર્દેશ નહિ કરી શકે. આ પ્રકારનાં ખર્ચમાં બીજી રકમોનો પણ સમાવેશ કરતા કાયદા પસાર કરવાનો ધારાસભાનો અધિકાર છે. પણ એ પ્રકારનો કાયદો કોઈ પણ ધારાસભા પસાર કરે એ શક્ય નથી. પોતાની જ સત્તાને કોઈ ધારાસભા મર્યાદિત શા માટે કરે ?

કોઈ ખર્ચ 'પ્રાંતની આવકમાંથી વસૂલ કરવાનું ખર્ચ' છે કે કેમ એનો નિર્ણય ગવર્નર 'પોતાની મુનસફી અનુસાર' કરશે.

'પ્રાંતની આવકમાં વસૂલ કરવાનાં ખર્ચ'ની આપણી યાદી એટલી વિશાળ છે કે જેને પરિણામે પ્રાંતિક આવકનો એક સારો જેવો હિસ્સો તો ધારાસભાના નિયમ બહાર ચાલ્યો જશે. ઇંગ્લાંડ જેવા દેશોમાં જ્યાં આ પ્રકારના ખર્ચનો વિભાગ છે ત્યાં યે એનું પ્રમાણ કુલ આવકના પ્રમાણમાં નજીવું હોય છે.

આ પ્રકારનાં ખર્ચ ઉપર મત ન આપી શકાય એનો અર્થ એ નથી કે એની ચર્ચા પણ ન થઈ શકે. ચર્ચા ન થઈ શકે એવા પ્રકારનું ખર્ચ તો એક માત્ર છે. એ છે ગવર્નરનાં પગાર, ભથ્થાં, વગેરે અંગેનો ખર્ચ.

પ્રાંતિક લેજિસ્લેટીવ એસેમ્બ્લીને પ્રાંતિક અંદાજ–પત્રક ઉપર ચર્ચા કરવાનો અને એમાં કેટલાક વિભાગોમાં કાપકૂપ કરવાનો પણ અધિકાર છે, પણ લેજિસ્લેટીવ કાઉન્સીલને આ રીતે કાપ મૂકવાનો અધિકાર છે જ નહિ.

ગવર્નરની સંમતિ વિના અંદાજ–પત્રકમાં કોઈ પણ રકમનો સમાવેશ પ્રધાનમંડળ નહિ કરી શકે.

લેજિસ્લેટીવ એસેમ્બ્લી અંદાજ–પત્રકને પસાર કરે પછી ગવર્નર એને મંજૂરી આપશે. મંજૂરી આપતી વેળા 'પોતાની ખાસ જવાબદારીઓ' પૂરી કરવા માટે જરૂરી એવાં ખર્ચનો એમાં સમાવેશ કરવાની જરૂરત એને લાગશે તો એનો એ એમાં સમાવેશ કરી શકશે.

વાર્ષિક અંદાજ–પત્રકમાં સમાવેશ ન થયો હોય એવું કોઈ નવું ખર્ચ વર્ષ દરમિયાન આવી પડે તો એને માટે એક પુરક અંદાજ–પત્રક રજૂ કરવાની આવશ્યકતા રહે છે.

પ્રાંતિક અર્થતંત્રના પ્રશ્નની ચર્ચામાં અગત્યની એવી એક સંક્ષિપ્ત નોંધ કરી આપણે આ પ્રકરણ પૂરું કરીએ.

શાસનધારાની ૧૫૦મી કલમની પહેલી પેટા કલમ કહે છે કે 'પ્રાંત અથવા સમવાયતંત્રની આવકનો ખર્ચ એ રીતે નહિ થાય કે જેનો સંબંધ હિંદ જોડે અથવા હિંદના કોઈ ભાગ જોડે ન હોય' આ ખૂબ વ્યાપક કલમ છે. ગમે તે વસ્તુને હિંદ જોડે સંબંધ ધરાવતી વસ્તુ તરીકે ઠોકી બેસાડી શકાય. અધ્યાપક શાહે આ કલમની ટીકા કરતાં સાચું જ કહ્યું છે કે એનો હેતુ પ્રસંગ ઊભો થાય ત્યારે હિંદને બ્રિટનનાં શાહીવાદી યુધ્ધોમાં સંડોવવાનો છે. જેની જોડે હિંદને પ્રત્યક્ષ સંબંધ ન હોય પણ બ્રિટનનાં શાહીવાદી હિતોને જેની જોડે સંબંધ હોય એવાં ખર્ચ આ રીતે પ્રાંત પાસે અને સમવાયતંત્ર પાસે કરાવવાની આ યોજના જ માત્ર છે.



# પ્રકરણ ઓગણત્રીસમું

## પ્રાંતિક ન્યાય-તંત્ર

શાસનધારાનું ન્યાય-તંત્ર સમજવા માટે જુદા જુદા પ્રાંતના ન્યાય-તંત્રની સમજ આવશ્યક છે. જુદા જુદા પ્રાંતમાં ન્યાય-તંત્રની રચના ભિન્ન ભિન્ન છે. એક જ પ્રકારના અધિકાર ભોગવતા ન્યાયાધિકારીઓ જુદા જુદા પ્રાંતમાં જુદાં જુદાં નામ ધરાવે છે. પણ બધા જ પ્રાંતનાં ન્યાય-તંત્રમાં સામ્ય પણ છે તો ખરું જ. સમાન તત્ત્વોની સંક્ષિપ્ત રૂપરેખા આપણે અહીં દોરીશું.

પ્રત્યેક જિલ્લાની અદાલતોના ત્રણ પ્રકાર છે. પહેલો વિભાગ દીવાની અદાલતોનો, બીજો ફોઝદારી અદાલતોનો અને ત્રીજો રેવન્યુ અદાલતોનો છે.

દીવાની અદાલતોનો ન્યાયાધિકારી સબ જજ, સીવીલ જજ અથવા મુનસફ કહેવાય છે. ન્યાયાધિકારીઓના એમાં અનેક દરજ્જા હોય છે. પ્રત્યેક દરજ્જાના ન્યાયાધિકારીની સત્તા દીવાની કાયદા અનુસાર મુકરર કરવામાં આવી હોય છે. ઊંચા દરજ્જાના ન્યાયાધિકારીઓના ફેંસલા ઉપર જિલ્લાની મુખ્ય અદાલતમાં અથવા પ્રાંતની વરિષ્ટ અદાલતમાં અપીલ થઈ શકે છે. દૃષ્ટાંત તરીકે, આપણે ત્યાં ૫૦૦૦ રૂપિયા સુધીના મુકદ્દમાની અપીલ અમદાવાદના જિલ્લા જજ પાસે થઈ શકે છે અને એથી વધારે રકમની અપીલો મુંબઈની

હાઈકોર્ટમાં થઈ શકે છે. જિલ્લા જજની અદાલતમાં પણ કેટલાક મુકદ્દમા સીધા જ આવે છે; પણ એનું ઘણુંખરું કામ તો અપીલ સાંભળવાનું જ હોય છે. જિલ્લા જજના ફેંસલા ઉપર વરિષ્ટ અદાલત અપીલ સાંભળે છે. એના ઉપરની અપીલ, જો મુકદ્દમો ૧૦,૦૦૦થી વધારે રકમનો હોય તો, પ્રીવી કાઉન્સીલમાં થઈ શકે છે. અદાલતોના નિર્ણયોનું પુનરાવલોકન (Revision) હાઈકોર્ટ કરે છે. મદ્રાસ, મુંબઈ અને કલકત્તાની વરિષ્ટ અદાલત તે તે શહેરો પૂરતું જિલ્લા જજનું કામ પણ કરે છે.

ફોજદારી અદાલતના ન્યાયાધિકારીને મેજિસ્ટ્રેટ કહેવામાં આવે છે. મેજિસ્ટ્રેટોની ત્રણ શ્રેણી હોય છે. પહેલા વર્ગના મેજિસ્ટ્રેટ, બીજા વર્ગના મેજિસ્ટ્રેટ અને ત્રીજા વર્ગના મેજિસ્ટ્રેટ એવાં નામથી એ ઓળખાય છે. પહેલા વર્ગના મેજિસ્ટ્રેટ બે વર્ષ સુધીની સજા અને ૧૦૦૦ રૂપિયા સુધી દંડ કરી શકે. બીજા વર્ગના મેજિસ્ટ્રેટ છ મહિના સુધી સજા અને ૨૦૦ રૂપિયા સુધી દંડ કરી શકે. ત્રીજા વર્ગના મેજિસ્ટ્રેટ એક મહિના સુધી સજા અને ૫૦ રૂપિયા સુધી દંડ કરી શકે. જિલ્લાના બધા મેજિસ્ટ્રેટોનો ઉપરી જિલ્લા મેજિસ્ટ્રેટ હોય છે. એના અધિકાર પહેલા વર્ગના મેજિસ્ટ્રેટથી થોડા વધારે હોય છે. જિલ્લાના બધા મેજિસ્ટ્રેટો વચ્ચે એ કામની વહેંચણી કરે છે. જિલ્લાની સુલેહશાંતિ જાળવવાની જવાબદારી એની છે અને તેથી એ કારણે જિલ્લાની પોલીસ એના તાબામાં રહે છે. મુકદ્દમા ચલાવવાનાં કામ ઉપરાંત જિલ્લાના બધા મેજિસ્ટ્રેટોને શાસનધારાને અનુસરીને કેટલીક ફરજો બજાવવાની રહે છે. સરઘસોની વ્યવસ્થા, ગેરકાયદેસરની મંડળીઓને વિખેરી નાખવી, ગોળીબારના હુકમ આપવા, શાંતિ જાળવવા અંગેની જામીનગીરી માગવી વગેરે કાર્યો જિલ્લા મેજિસ્ટ્રેટ અને બીજા મેજિસ્ટ્રેટો કરે છે. સામાન્ય રીતે જિલ્લા મેજિસ્ટ્રેટો મુકદ્દમા સાંભળતા જ નથી. પગારદાર મેજિસ્ટ્રેટો ઉપરાંત આગેવાન નાગરિકોને માનદ મેજિસ્ટ્રેટો બનાવવાની પ્રથા પણ છે.

બીજા અને ત્રીજા વર્ગના મેજિસ્ટ્રેટોના મુકદ્દમા ઉપર કેટલાક પ્રસંગોમાં જિલ્લા મેજિસ્ટ્રેટ અથવા પહેલા વર્ગના મેજિસ્ટ્રેટ અપીલ સાંભળે છે. બીજા બધા મુકદ્દમા ઉપરની અપીલ સેસન્સ જજ સાંભળે છે. આ ઉપરાંત સેસન્સ જજને જે મુકદ્દમાઓ મેજિસ્ટ્રેટો સોંપે છે એ પણ એ જ સાંભળે છે. સેસન્સ જજ સંપૂર્ણ સજા કરી શકે છે, માત્ર ફાંસીની સજામાં એણે વરિષ્ટ અદાલતની મંજૂરી મેળવવાની રહે છે. એના ફેંસલા ઉપર વરિષ્ટ અદાલત અપીલ સાંભળે છે. પણ ફોજદારી મુકદ્દમામાં અપીલ ઉપર અપીલ ન થઈ શકે. ફક્ત કાયદાના પ્રશ્ન પૂરતી બીજી અપીલ થઈ શકે ખરી. મદ્રાસ મુંબઈ અને કલકત્તામાં સેસન્સ જજનું કામ હાઈકોર્ટ કરે છે.

રેવન્યુ અદાલતોના મુખ્ય અધિકારી તહેસીલદાર, મામલતદાર, ડેપ્યુટી કલેકટર, આસિસ્ટંટ કલેકટર વગેરે હોય છે. જમીનદાર અને કિસાન વર્ગના ઝગડા, મહેસૂલની વસૂલાત અંગેના મુકદ્દમા અને શાસનધારા અનુસારનું બીજું ઘણું કાર્ય એ લોકોને કરવાનું હોય છે. આ બધાનો ઉપરી અધિકારી કલેકટર હોય છે. એમના ફેંસલાઓ ઉપર કાં તો કલેકટરને ત્યાં, કાં તો કમિશ્નરને ત્યાં અપીલ થાય છે. એમના ઉપરની અપીલ બોર્ડ ઓફ રેવન્યુમાં થાય છે. કોઈ કોઈ પ્રાંતમાં આ કામ એક ખાસ અધિકારી કરે છે.

સામાન્યતઃ જિલ્લાનો કલેકટર જ જિલ્લા–મેજિસ્ટ્રેટ હોય છે. એવી જ રીતે ડેપ્યુટી કલેકટર જોઈન્ટ મેજિસ્ટ્રેટ હોય છે. તહેસીલદાર મામલતદાર વગેરેને પણ ફોઝદારી અધિકાર આપવામાં આવે છે. જિલ્લા જજ અને સેસન્સ જજ પણ સામાન્યતઃ એક જ વ્યક્તિ હોય છે.

શાસનધારા અનુસાર કલકત્તા, મદ્રાસ, મુંબઈ, અલાહાબાદ, લાહોર, પટના અને નાગપુરમાં વરિષ્ટ અદાલતોની સ્થાપના કરવામાં આવી છે; અયોધ્યામાં ચીફ કોર્ટની સ્થાપના કરવાથાં આવી છે; સિન્ધ

અને સરહદના પ્રાંતમાં જ્યુડિસિયલ કમિશ્નરની નિમણૂક કરવામાં આવી છે. વરિષ્ટ અદાલતોના અધિકારો કંઈક અંશે વધારે વિસ્તૃત છે. હિંદી ધારાસભાઓ પણ એમને વધારે અધિકાર આપી શકે છે. ચીફ કોર્ટ અને જ્યુડિસિયલ કમિશ્નરની અદાલતના અધિકાર તો હિંદી ધારાસભાઓએ જ નક્કી કરેલા જ છે.

સામાન્ય રીતે દરેક પ્રાંતને વરિષ્ટ અદાલત જુદી હોય છે. પણ આ સામાન્ય નિયમમાં અપવાદો તો છે જ. કલકત્તાની વરિષ્ટ અદાલત બંગાળ અને આસામ માટે છે. અલ્લાહાબાદની વરિષ્ટ અદાલત યુક્ત પ્રાંતના આગ્રા–વિભાગ પૂરતી જ છે. અયોધ્યા માટે તો એક ખાસ ચીફ કોર્ટ છે. લાહોરની વરિષ્ટ અદાલત પંજાબ અને દિલ્હી એ બંને પ્રાંતો માટે છે. અને પટણાની વરિષ્ટ અદાલત બિહાર અને ઓરિસ્સાના પ્રાંતો માટે કામ કરે છે.

આ ઉપરાંત, અજમેર–મેરવાડા અને કુર્ગમાં જ્યુડિસિયલ કમિશ્નરો હોય છે. એના અધિકાર વગેરે જાહેરનામા દ્વારા ભારત–સરકાર મુકરર કરે છે. એમની નિમણૂક વગેરે પણ ભારત–સરકાર હસ્તક છે. શાસન–ધારા દ્વારા આ અદાલતોને સ્વતંત્ર અસ્તિત્વ આપવામાં નથી આવ્યું પણ શાસનધારાની ૨૧૯મી કલમદ્વારા શહેનશાહને એવી સત્તા અપાઈ છે કે ઓર્ડર–ઇન–કાઉન્સીલ દ્વારા એ ધારે ત્યારે આ અદાલતને તેવી બનાવી શકે પણ આજસુધી એવો કોઈ આર્ડર–ઇન–કાઉન્સીલ સમ્રાટ તરફથી બહાર પડયો નથી. એ હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે કે આ અદાલતોને વરિષ્ટ અદાલતનો દરજ્જો ન મળે ત્યાં સુધી એમના ફેંસલા ઉપર' 'ફેડરલ અદાલત'માં અપીલ નહિ થઈ શકે.

વરિષ્ટ અદાલતના ન્યાયાધિશોની નિમણૂક કરવાની સત્તા, શાસનધારાની ૨૨૦મી કલમની પહેલી પેટા–કલમ દ્વારા સમ્રાટ હસ્તક રાખવામાં આવી છે. ઇગ્લાંડમાં ન્યાયાધિકારીઓની નિમણૂક જેમ મંત્રી–મંડળ હસ્તક હોય છે તેમ હિંદમાં પણ 'પ્રાંતિક સ્વરાજ્ય'ની સ્થાપના બાદ વરિષ્ટ 'અદાલતના ન્યાયાધિશોની નિમણૂક

પ્રધાન-મંડળ હસ્તક સોંપાવી જોઈએ. આજે તો આ નિમણૂક કરવામાં પ્રાંતિક પ્રધાનોની સલાહ લેવાય એવી પણ આશા નથી. 'પ્રાંતિક સ્વરાજ્ય'ની સ્થાપના પહેલાં આ નિમણૂકો સમ્રાટદ્વારા જ થતી. પણ એ સમયે મુખ્ય ન્યાયાધિકારી એના સહકાર્યકરોની સલાહ લઈને એ સલાહ ગવર્નર દ્વારા શહેનશાહને મોકલતા અને તેથી એની માહિતી પ્રધાનો અને કાર્યવાહક સભ્યોને મળતી. પણ આજે એ પરિસ્થિતિ ફરી ગઈ છે એમ જણાય છે.

વરિષ્ટ અદાલતના જજોની સંખ્યા મુકરર કરવાનો અધિકાર શહેનશાહનો છે. એક ઓર્ડર-ઈન-કાઉન્સીલ દ્વારા જુદા જુદા પ્રાંતની અદાલતોની વધારેમાં વધારે સંખ્યા મુકરર કરવામાં આવી છે. મુંબઈની વરિષ્ટ અદાલત માટે આ સંખ્યા ૧૪ની છે.

શાસનધારાની ૨૨૦મી કલમની બીજી પેટા-કલમમાં ઠરાવવામાં આવ્યું છે કે વરિષ્ટ અદાલતોના ન્યાયમૂર્તિઓ સાઠ વર્ષની વયે નિવૃત્ત થશે. પણ એ પહેલાં પણ કોઈ પણ ન્યાયાધિકારી મુક્ત થવા માગતો હોય તો પોતાના હસ્તાક્ષરમાં ગવર્નર પાસે રાજીનામું પેશ કરી શકે છે.

નીચેની બરતરફીનો અધિકાર પણ સમ્રાટ હસ્તક જ રહે છે. પ્રાંતિક ધારાસભા કે પ્રાંતિક પ્રધાનમંડળને આ પ્રશ્ન અંગે કંઈ પણ સત્તા સોંપવામાં આવી નથી. પ્રજાતંત્રવાળા ઈંગ્લાંડ જેવા દેશોમાં એ નિયમ હોય છે કે જો કોઈ જજ દુરાચરણી જણાય તો પાર્લામેન્ટ એને બરતરફ કરવાની પ્રાર્થના કરી શકે. અને એ પ્રાર્થના અનુસાર જજની બરતરફી થાય છે. ભારતના જજોને બરતરફ કરવાની વિનતિ કરવાનો અધિકાર ભારતથી ૬૦૦૦ માઈલ દૂર બેઠેલી પ્રીવી કાઉન્સીલને છે. અને પ્રીવી કાઉન્સીલને પણ આ વિનતિ કરવાનો અધિકાર ત્યારે જ છે કે જ્યારે શહેનશાહ એનો અભિપ્રાય પૂછે.

વરિષ્ટ અદાલતના જજોની યોગ્યતા ૨૨૦મી કલમની ત્રીજી પેટા-કલમમાં આપવામાં આવી છે.

(૧) ઓછામાં ઓછાં દસ વર્ષ સુધી બેરિસ્ટર તરીકે વકીલાત કરી હોય,

(૨) હિંદી સનંદી નોકરીમાં દસ વર્ષ સુધી નોકરી કરી હોય અને ઓછામાં ઓછાં ત્રણ વર્ષ સુધી જિલ્લા જજ તરીકે કામ કર્યું હોય,

(૩) બ્રિટીશ હિંદમાં સબ–જજ કે જજથી નીચેના નહિ એવા હોદ્દા ઉપર જેણે ઓછામાં ઓછાં પાંચ વર્ષ સુધી કામ કર્યું હોય,

(૪) કોઈપણ વરિષ્ટ અદાલતમાં ઓછામાં ઓછાં ૧૦ વર્ષ સુધી વકીલ, બેરિસ્ટર અથવા એડવોકેટ તરીકે કામ કર્યું હોય,

એવા માણસોમાંથી કોઈ વરિષ્ટ અદાલતમાં ન્યાયાધિકારી તરીકે નિમાઈ શકે.

હિંદી સનંદી નોકરોમાંથી વરિષ્ટ અદાલતમાં જજ નીમવાની પ્રથા અનિષ્ટ છે. ગોળમેજી પરિષદમાં પણ એ પ્રથાનો વિરોધ થયો હતો. શાસન–ધારા પહેલાં તો એક એવો નિયમ હતો કે વરિષ્ટ અદાલતના જજોમાં ત્રીજા ભાગના જજો બેરિસ્ટરો હોવા જોઈએ. પણ શાસનધારામાં આ નિયમ સામેલ કરવામાં નથી આવ્યો. અને તેથી આજે તો બધા જ જજ સનંદી નોકરોમાંથી આવી શકે.

વરિષ્ટ અદાલતના વડા ન્યાયમૂર્તિ (chief Justice) તરીકે શાસનધારા અનુસાર જજ તરીકેની યોગ્યતા ધરાવનાર કોઈ પણ આવી શકશે.

વરિષ્ટ અદાલતના ન્યાયાધિકારી તરીકે જે વ્યક્તિની નિમણૂક થાય તેણે સમ્રાટ તરફ વફાદારીના સોગંદ લેવા પડશે.

વરિષ્ટ અદાલતોના જજોની કામચલાઉ નિમણૂક કરવાનો અધિકાર જૂના તંત્રમાં પ્રાંતિક સરકાર હસ્તક હતો, પણ નવા શાસનધારા દ્વારા એ અધિકાર ગવર્નર–જનરલને સોંપવામાં આવ્યો

છે. ગવર્નર જનરલ આ અધિકારનો પ્રયોગ 'પોતાની મુનસફી અનુ-સાર' કરશે.

વરિષ્ઠ અદાલતોના અધિકાર એના 'લેટર્સ પેટન્ટ' દ્વારા અથવા તો હિંદી ધારાસભાઓના કાયદાઓ દ્વારા મુકરર કરવામાં આવ્યા છે. એમનાં અધિકાર-ક્ષેત્ર પણ એ જ રીતે ચોક્કસ થયાં છે. શાસન-ધારાની ૨૨૩મી કલમ અનુસાર આ અદાલતોના જૂના અધિકારો કાયમ રાખવામાં આવ્યા છે. પણ એમાં વધારા કે ઘટાડા કરવાનો અધિકાર હિંદી ધારાસભાને રહેશે. સમવાયતંત્રની ધારાસભા કેન્દ્રિય વિષયો સંબંધના અધિકારોમાં અને પ્રાંતિક ધારાસભાઓ પ્રાંતિક વિષયોના સંબંધના અધિકારોમાં ફેરફાર કરી શકે. સમ્મિલિત વિષય અંગેના અધિકારોમાં વધારો કે ઘટાડો બંને કરી શકે.

શાસનધારામાં આ રીતે જે અધિકાર અપાયો છે એનો ઉપયોગ ખૂબ મર્યાદિત બનાવી દે એવી કલમ ગવર્નર અને ગવર્નર-જનરલનાં સૂચના-પત્રોમાં છે. વરિષ્ઠ અદાલતની સત્તામાં ફેરફાર કરનારાં બિલો ગવર્નરે ગવર્નર-જનરલની મંજૂરી માટે મોકલવાં અને ગવર્નર-જનરલે એવાં બિલ સમ્રાટની મંજૂરી માટે મોકલવાં એવું એ સૂચના-પત્રોમાં ફરમાન છે. પરિણામે અસરકારક એવો પલટો થવાની શક્યતા નથી રહેતી.

શાસનધારાની ૨૨૪મી કલમની પેટા-કલમ ૧ અનુસાર વરિષ્ઠ અદાલતોને એની હકુમતના પ્રદેશમાંની બીજી અદાલતો ઉપર અધિકાર આપવામાં આવ્યો છે. જે જે અદાલતના ફેંસલા ઉપર એક વરિષ્ટ અદાલતને અપીલ સાંભળવાનો અધિકાર હોય તે તે અદાલત ઉપર એ અધિકારો ભોગવશે. આ અધિકારના આધારે વરિષ્ટ અદાલત નીચેનાં કાર્યો કરી શકશેઃ–

(૧) હિસાબ-કિતાબનો અહેવાલ માગી શકે,

(૨) અદાલતોની કાર્ય-પદ્ધતિ મુકરર કરી શકે અને જપ્તીનાં ફોર્મ વગેરે તૈયાર કરી શકે,

(૩) હિસાબ-કિતાબ રાખવાના પ્રશ્ન ઉપર સામાન્ય સૂચનાઓ આપી શકે,

(૩) અદાલત જુદાં જુદાં કાર્યો અંગેની ફી મુકરર કરે.

આ બધા અધિકારનો પ્રયોગ એ રીતે જ થવો જોઈએ કે જેથી એ વર્તમાન કાયદાઓ અને નિયમો જોડે અથડામણમાં ન આવી શકે. વરિષ્ટ અદાલત જે કંઈ નિયમો ઘડે એ બધામાં ગવર્નરની મંજૂરી આવશ્યક છે.

વરિષ્ટ અદાલતોને કેટલાક એવા મહત્ત્વના અધિકારો હતા કે જેને પરિણામે છેલ્લા સ્વાતંત્ર્ય-યુદ્ધમાં વાઇસરોયના ઓર્ડિનન્સોનો પણ એ વિરોધ કરી શકતી. એ બધા જ અધિકારો વરિષ્ટ અદાલતો પાસેથી ખૂંચવી લેવામાં આવ્યા છે. વરિષ્ટ અદાલતની હકૂમત નીચેની અદાલતોનાં ફેંસલા તપાસવાનો એમને અધિકાર છે. કેટલાક પ્રશ્નો પરત્વે એમનો અધિકાર વાઈસરોયે ઓર્ડિનન્સ દ્વારા લઈ લીધો. પણ જ્યારે એક એવા મુકદ્દમાની અપીલ વરિષ્ટ અદાલત સમક્ષ ગઈ ત્યારે વરિષ્ટ અદાલતે ઠરાવ્યું કે વરિષ્ટ અદાલતને હિંદના શાસન અંગેના ધારા દ્વારા મળેલા અધિકાર છીનવી લેવાની વાઈસરોયને સત્તા નથી.

પણ આ પ્રકારના અધિકારો હવે છીનવી લેવામાં આવ્યા છે. નવા શાસનધારામાં કેન્દ્રિય અને પ્રાંતિય ધારાસભાઓનાં કાર્યક્ષેત્ર જુદાં જુદાં કરવામાં આવ્યાં છે એ કારણે એવા સવાલ ઊઠશે કે અમુક ધારાસભાનો અમુક કાયદો કાયદેસર છે કે ગેરકાયદેસર છે. એવો સવાલ કોઈ પણ અદાલતમાં ઊભો થાય ત્યારે પ્રદેશની વરિષ્ટ અદાલતે એ મુકદ્દમો પોતાને ત્યાં મંગાવી લેવો. આ અધિકારનો પ્રયોગ ધારાસભા ત્યારે જ કરશે કે જ્યારે એમ કરવા માટેની માંગ સમવાયતંત્રના અથવા પ્રજાના એડવોકેટ-જનરલ દ્વારા થાય.

શાસનધારાની ૨૨૬મી કલમ અનુસાર કોઈ પણ વરિષ્ટ અદાલત સ્વયં રેવન્યુ મુકદ્દમા ચલાવી નહિ શકે. પણ આવા મુકદ્દમા સાંભવાની સત્તા સમવાયતંત્રની અથવા પ્રાંતની ધારાસભાઓ કાયદો ઘડીને એને આપી શકે. પણ એવા ખરડા ઉપર વિચાર ચલાવતા પહેલાં એ ધારાસભાઓએ વાઈસરોયની સંમતિ મેળવવાની રહેશે.

વરિષ્ટ અદાલતોનું કામકાજ અંગ્રેજી ભાષામાં ચાલશે.

વરિષ્ટ અદાલતોની પુનર્રચનાની સત્તા સમ્રાટના હાથમાં જ રાખવામાં આવી છે. નવી વરિષ્ટ અદાલતોની સ્થાપના, એના અધિકારોમાં ફેરફાર, વગેરે સમ્રાટ કરી શકે, પણ આવા ફેરફાર ત્યારે જ થઈ શકે કે જ્યારે પ્રાંતની બંને ધારાસભાઓ સમ્રાટ પાસે એમ કરવા વિનતિ રજૂ કરે.



# ઉપસંહાર

શાસનધારાની રૂપરેખા અને એની પશ્ચાદ્-ભૂમિકા આગળનાં પ્રકરણોમાં રજૂ કરવામાં આવી છે. સર્વોત્કૃષ્ટ આશાવાદીને પણ એમાં 'સંસ્થાનિક સ્વરાજ્ય' કે જવાબદાર-શાસનનો અંશ નહિ દેખાય. આપણા રક્ષક-સૈન્યનું હિંદીકરણ ન જ થઈ શકે એવી પણ એમાં સાફ સાફ યોજના જણાશે. રાષ્ટ્રીય પુનર્ઘટનાની ચાવી શું અર્થતંત્ર પણ એ તંત્રમાં શાહીવાદી સત્તાધિશોને હસ્તક છે. અને સૌથી વધારે ભીષણ અન્યાય તો એ છે કે એમાં જનતાના નાગરિક અધિકારોની બાંહેધરી પણ નથી.

અંગ્રેજીમાં જેને Steel frame કહેવામાં આવે છે એ નોકર-શાહીનું લોખંડી ચોકઠું એમાં જેવી ને તેવી સ્વતંત્રતા ભોગવતું રહે છે; યુરોપીય બ્રિટીશ નાગરિક અને હિંદી નાગરિક વચ્ચેના ભેદ એમાં સુરક્ષિત રહે છે; જમીનદારો અને જાગીરદારો જેવા થોડાક વર્ગોના જૂના અને અન્યાયી હક્કો એમાં ટકાવી રાખવામાં આવ્યા છે; અને આવા આવા તો અસંખ્ય અન્યાયો એમાં છે.

બ્રિટીશ શાહીવાદને હિંદમાં ટકાવી રાખવાના ધ્યેયથી હિંદી રાજસ્થાની સંસ્થાને ટકાવી રાખવાનો અને મજબૂત બનાવવાનો એમાં પ્રયત્ન છે. હિંદનાં પ્રગતિનાં બળોને રૂંધવા માટે બ્રિટનનો શ્વેત ગજરાજ આ દેશી રાજ્ય-રૂપી ઊંટનો ઉપયોગ કરવા ચાહે છે. શાસનધારામાં જે મતાધિકારના નિયમો છે એ નિયમોને

પરિણામે હિંદી જનતાના ૯૦ ટકાથી પણ વધારે ભાગને સમવાયતંત્રની રાજસભામાં તો પ્રતિનિધિત્વનું નામ–નિશાન પણ મળતું નથી. એવી જ રીતે એ જનવિરાટને પ્રાંતિક લેજીસ્લેટીવ કાઉન્સીલમાં પણ મતાધિકાર નથી. સમવાયતંત્રની એસેમ્બ્લીમાં એનુ પ્રતિનિધિત્વ લગભગ ત્રણ ટકા જેટલું થાય છે, ત્યારે પ્રાંતિક ધારા-સભાઓમાં તો એ ૨·૫ ટકા જેટલું પણ ભાગ્યે જ થશે.

આમ આ શાસનધારો વાસ્તવિક દૃષ્ટિએ સત્તાની સોંપણી નથી કરતો. એ કારણે તો મહાસભાનાં ત્રણ ત્રણ અધિવેશનમાં ફૈઝપુર, હરિપુરા અને ત્રિપુરીમાં—એના અસ્વીકારનો સ્પષ્ટ ઠરાવ થયો છે. 'રોટલાનો ટુકડો ન મળતો હોય એ સંયોગોમાં અડધો રોટલો મળે તો યે લઈ લેવો' એવી દલીલ કરતી મવાળ મનોદશા આજે ભારતની વિશાળ જનતાને મંજૂર નથી. વિદેશી સત્તાની હકૂમતથી અને શોષણથી સ્વતંત્ર એવી શાસનપ્રથા હિંદ પોતાની મેળે ઘડે એમ આપણે માગીએ છીએ; અને તેથી જ મહાસભાએ જાહેર કર્યું છે કે હિંદનું રાજ્યબંધારણ ઘડવાની સત્તા હિંદી જનતાનું સાચું પ્રતિનિધિત્વ ધરાવતી 'લોક–પ્રતિનિધિ સભા' (Constituent Assembly)) સિવાય કોઇને પણ નથી.



# નવા શાસનતંત્રની સમાલોચના

**આ** પુસ્તકનાં આગળનાં પ્રકરણોમાં હિંદના નવા રાજ્યબંધારણની રજૂઆત કરતા ૧૯૩૫ના હિંદી શાસનધારાની થોડી વિસ્તૃત સમાલોચના કરવામાં આવી છે અને હિંદી પ્રજાના રાજકીય વિકાસ અને પ્રગતિ અંગેના આદર્શોના દૃષ્ટિબિંદુનું નિરૂપણ કરવામાં આવ્યું છે. પ્રજાકીય સાર્વભૌમત્વના ખ્યાલ ઉપર એ આદર્શ રચાયેલો છે એ ભુલાવું ન જોઈએ, આ સાર્વભૌમત્વના ખ્યાલને જરાયે મર્યાદિત કે સંકુચિત કરવાની એ આદર્શ સાફ સાફ ના પાડે છે.

હિંદી સ્વાતંત્ર્યના પ્રશ્ન ઉપર અમે ભાર મૂકીએ છીએ એ વાત સાચી છે; એટલી જ સાચી એ પણ હકીકત છે કે અમે સંપૂર્ણ સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યની સ્થાપનાની હિમાયત કરીએ છીએ; આ બધું યે છતાં અમે એમ પણ સ્વીકારીયે છીએ કે આજના જગતને આંતરરાષ્ટ્રીય રચનાની તત્કાળ જરૂર છે. આજનાં જગતને રાષ્ટ્રો વચ્ચેના સહકારની ઊંડી ઉપયોગિતા છે; એના વિના આજના વિરોધોનો ઉકેલ નથી, માનવ–જાતને પીડી રહેલા વ્યાધિઓનો ઉપાય નથી. વિજ્ઞાન, અર્વાચીન ઉદ્યોગો, વેપાર, રાજસ્વ, વહેવારનાં સાધનો, જગતનુ સારું યે ચોકઠું આજે આંતરરાષ્ટ્રીય બની ગયું છે. એટલે આપણી સામેના સવાલો આંતરરાષ્ટ્રીય છે અને એનો ઉકેલ આંતરરાષ્ટ્રીય જ હોઈ શકે. નિર્ભેળ રાષ્ટ્રાય એવી રાજ્યસંસ્થાનો વિચાર કરવો, જગતથી તદ્દન વિખૂટા પડી ગયેલા અને એમાંથી સ્વતંત્ર રીતે વિકાસ

પામતા રાષ્ટ્રનો ખ્યાલ કરવો, એ હકીકત તરફ આંખમીંચામણું કરવા બરાબર છે—આજની પરિસ્થિતિ પ્રગતિના જે માર્ગો તરફ આંગળી ચીંધે છે એનો ઉપયોગ કરવાની ના પાડવા બરાબર છે. સંકુચિત સ્વતંત્ર વાડો આ પરિસ્થિતિ જોડે બંધ નથી બેસતો, એ પ્રત્યાઘાત અને પીછેહઠનો જ અનિવાર્ય રીતે જનક બની રહે છે.

એટલે અમે સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યસંસ્થાના હિમાયતી હોવા છતાં યે બીજાં રાજ્યો તરફ તિરસ્કાર બતાવનારા અને બીજી પ્રજાઓ ઉપર સત્તાની ક્ષુધા ધરાવનારા રાષ્ટ્રવાદી રાજ્યસંસ્થાના આદર્શના અમે વિરોધી છીએ. આવો સંકુચિત અને આક્રમણાત્મક ખ્યાલ જેમાંથી સમયે સમયે ભયાનક ને વિનાશક યુદ્ધો જન્મે છે એવી આંતરરાષ્ટ્રીય અંધાધુંધીનો ઉત્પાદક બને છે એમ અમે જોયું છે અને આજે પણ અમે એમ જ જોઈ રહ્યા છીએ. આંતરરાષ્ટ્રીય સુલેહ અને જગતનું શુભ એ જાણે આજે પર્યાયવાચક શબ્દો બની રહ્યા છે. એ એક અને અવિભાજ્ય ખ્યાલો બની રહ્યા છે. જગતના રાજકીય અને સામાજિક કોયડાઓના ઉકેલ ઉપર અને આંતરરાષ્ટ્રીય રચનાના ઉદ્‌ભવ ઉપર એ સુલેહ નિર્ભર છે. અમારી માન્યતા છે કે આ ઉકેલ અને આ રચના અનિવાર્ય રીતે સમાજવાદના સિદ્ધાંતો અનુસાર જ મળશે. પણ એ સવાલ ઘણો વિશાળ છે અને એની ચર્ચા કરવાનું આ સ્થાન નથી. આવી આંતરરાષ્ટ્રીય રચના જોડે અથડામણમાં આવે એવો અમારો સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યસંસ્થાનો ખ્યાલ નથી એમ અમે ભારપૂર્વક જણાવવા ચાહીએ છીએ અને એમ સ્પષ્ટ કરવા માગીએ છીએ કે આંતરરાષ્ટ્રીય સહકારના હિતમાં જરૂરી એવા સૌ ત્યાગ માટે અમારી સંપૂર્ણ તૈયારી છે; એને માટે મર્યાદાઓ અને બોજાઓ સહન કરવાનું પણ અમને મંજૂર છે,

પણ આ સહકાર વાસ્તવિક અને અસરકારક હોવો ઘટે—સ્વતંત્ર ઘટકો વચ્ચેનો એ સહકાર હોઈ શકે. વર્તમાન રાષ્ટ્રસંઘે એની નિષ્ફ-

ળતા પુરવાર કરી છે; ખોટા પાયા ઉપરના સહકારની નિષ્ફળતા એણે સાફ સાફ બતાવી છે; એ સહકાર આજની હાલત ટકાવી રાખવા માટેનો અને અન્યાયી અને કેટલાંક સત્તાધીશ રાજ્યોના હિત માટેનો જ છે એમ સિદ્ધ થઈ ચૂક્યું છે. સુલેહ અને સામુહિક સલામતીના રક્ષણને કાજે એ એક બુઠ્ઠું ઓજાર પુરવાર થયો છે અને ડગલે ને પગલે એની અવગણના અને અપમાન થઈ રહેલ છે. કોઈ મૂળભૂત કોયડાના ઉકેલની એની શક્તિ નથી, એ ઉકેલ આણવાનો એનો આશય નથી, એ કારણે એવું કાર્ય એ હાથ જ ન ધરી શકે.

બ્રિટિશ સામ્રાજ્ય (British Commonwelth of nations) તો એનાથી યે ઓછા પ્રમાણમાં આંતરરાષ્ટ્રીય સહકાર સાધનારો રાષ્ટ્ર–સમુદાય છે. એ તો એક શાહીવાદી જૂથ છે, જે ઘણી ગુલામ પ્રજાઓને કબજામાં રાખીને બીજાં શાહીવાદી જૂથો અને સત્તાઓ સામે લડી રહ્યું છે. સ્વતંત્ર રાષ્ટ્રોનો, સહકાર સાધવાના હેતુથી રચાએલા સંગઠન તરીકેનું કાર્ય કરવા માટે તો એમાં ધરમૂળનો પલટો જરૂરી બને. આ જૂથ જોડેનું હિંદનું જોડાણ ફરજિયાત છે અને એનાથી હિંદને હાનિ થઈ રહી છે–આજે હાનિ થઈ રહી છે. એટલા માટે તો હિંદી પ્રજાએ આ જૂથ જોડેના સંબંધનો અંત આણવાની ઉમેદ જાહેર કરી છે અને એના ઉપર ભાર મૂકયા કર્યો છે; અને હિંદી રાષ્ટ્રીય આંદોલનનો આ મુખ્ય ઉદ્દેશ થઈ ગયો છે. કોઈપણ સ્વરૂપમાં આ જોડાણ ચાલુ રહે તો રાજકીય નહિ તો આર્થિક રીતે પણ બ્રિટનનો હિંદ ઉપરનો કાબૂ ટકી રહે અને પરિણામે હિંદી પ્રજાની પોતાની ઇચ્છા અનુસારના વિકાસના કાર્યક્રમ ઉપર કાબૂ આવે-હિંદી પ્રજાની જરૂરતો અને આકાંક્ષાઓ અનુસારના વિકાસની શક્યતા ન રહે. એટલે હિંદના ભાવિ રાજ્યબંધારણના પ્રશ્નના વિચારમાં સૌથી પહેલી જરૂરત હિંદી સ્વાતંત્ર્યતા અને હિંદી પ્રજાના સાર્વભૌમત્વના સ્વીકારની છે.

આપણા રાજકીય ઉદ્દેશ અને આદર્શોની દૃષ્ટિએ નવું બંધારણ જો આપણે ઝીણવટથી તપાસીએ તો આપણને સ્પષ્ટ દેખાય છે કે

એ બંધારણના પાયા ઉપર સ્વતંત્ર હિંદ રચવાનો આરંભ કરવાની પણ શકયતા નથી. આ બંધારણનો પ્રાંતિક તંત્ર અંગેનો ભાગ અપૂર્ણતાઓ અને મર્યાદાઓથી ભરેલો છે પણ સમવાયતંત્રના ભાગને તો સ્વતંત્ર હિંદના ખ્યાલ જોડે પણ કશો જ સંબંધ નથી. કોઈપણ માર્ગે આપણે આગેકદમ માંડી શકીએ એ પહેલાં અડચણરૂપ એવા એ તંત્રને તો સમૂળગું દૂર કરવાનું રહે છે. એટલે આપણે તો તદ્દન નવા પાયા ઉપર રચના કરવાની રહેશે, રાષ્ટ્રીય મહાસભાની માંગ છે કે સ્વતંત્ર હિંદનું રાજ્યબંધારણ પુખ્તમતાધિકારને ધોરણે ચૂંટાયેલી લોક–પ્રતિનિધિસભાએ જ ઘડવું જોઈએ. અમને પણ આ એક જ માર્ગ શકય અને લોકસત્તાવાદના ખ્યાલને અનુરૂપ લાગે છે.

આ નવા બંધારણનું સ્વરૂપ શું હશે? પલટાતી જતી અને પ્રગતિશીલ આજની દુનિયામાં ભાવિનિર્દેશ અતિ વિકટ છે. ગઈ કાલે જે પ્રાચીનકાળથી રચાયેલા ખ્યાલો સ્વીકાર પામતા હતા એનું આજે કશું યે મહત્ત્વ નથી રહ્યું. વિચારોનો વિગ્રહ ચર્ચાની કક્ષાએ જ નહિ પણ યુદ્ધભૂમિ ઉપર પણ થઈ રહ્યો છે અને ત્યાં દલીલ અને ચર્ચા એમ બધું જ શસ્ત્રોના ખખડાટમાં ડૂબી જાય છે. જગતની પ્રજાઓમાં સમાનતાના ધોરણે રચાયેલી સામાજિક રચનાની આશાઓ ફાલી રહી છે. બીજી તરફ ફાસીઝમ એનું બેડોળ મુખ આપણા સામે ધરી રહ્યું છે અને પ્રજાતંત્ર સામે તિરસ્કાર ફેલાવી રહ્યું છે. એક વાસો પહેલાં જે પ્રજાતંત્રવાદ અનિવાર્ય જણાતો હતો એ આજે નબળો પડી ગયો છે. બે બાજુથી એના ઉપર આક્રમણ થઈ રહ્યાં છે. વર્ગોનાં હિતો જાળવવામાં અને રાષ્ટ્રોને સુરક્ષિત રાખવામાં પ્રજાતંત્રવાદને નિષ્ફળતા મળી છે એમ કહીને એક વર્ગ આર્થિક સ્વાતંત્ર્યની હિમાયત કરી રહ્યો છે. બીજી બાજુએ, પ્રજાતંત્રવાદના મૂળમાં જ ઘા પડી રહ્યા છે અને સરમુખત્યારી અને એકહથ્થુ શાસનની હિમાયત થઈ રહી છે. પ્રજાતંત્રના પક્ષકારો પણ આજે માનતા થતા જાય છે કે ઓગણીસમા શતકના

પ્રજાતંત્રના ખ્યાલોમાં મૂળભૂત પલટાઓની જરૂરત છે. આજે આપણા પ્રશ્નો વધારે અટપટા થતા જાય છે એ કારણે પાર્લામેન્ટની પદ્ધતિમાં ફેરફાર જરૂરી બન્યો છે. જાહેર કાર્યોમાં નિષ્ણાતો અને સમિતિઓ રોજને રોજ વધતો જતો ભાગ લે છે અને પાર્લામેન્ટની સંસ્થા તો સામાન્ય નીતિના ઘડતરમાં જ સંતોષ માને છે. સંજોગોના દબાણને પરિણામે જાહેર ઉપયોગનાં સાધનો સામાજિક માલિકીનાં બનાવવાની પ્રથા મૂડીદારી પ્રથાવાળાં રાજ્યોને પણ, સ્વીકારવી પડે છે.

સ્પેનનાં સ્થાપિત હિતોને જ્યારે એમ લાગ્યું કે પ્રજાતંત્રની પદ્ધતિમાં એમનાં હિતો જોખમમાં છે ત્યારે વિદેશી સત્તાઓની સહાય લઈને એમણે પ્રજાતંત્રવાદી રાજસંસ્થા ઉપર આક્રમણ કર્યું એ તાજું જ દૃષ્ટાંત છે. ત્યાંની પરિસ્થિતિ હજી અચોક્કસ છે; પણ એમાં એક હકીકત તો પૂરવાર થઈ જ ગઈ છે કે સ્થાપિત હિતો ધરાવનારા વર્ગોને એમ લાગે કે એમના ખાસ હક્કો જોખમાય છે ત્યારે એ પ્રજાતંત્રની સત્તાને કબૂલ નહિ રાખે. મત દ્વારા જ્યારે સત્તા ટકી ન શકે ત્યારે શસ્ત્રની સહાય શોધવામાં આવે છે. વિદેશીઓની સશસ્ત્ર સહાય મેળવવામાં પણ એમને સંકોચ નથી થતો.

રશિયામાં, બંધારણની દૃષ્ટિએ તો, રાજકીય પ્રજાતંત્રવાદ તરફ પ્રજા જઈ રહી છે. પણ આને પરિણામે રાજતંત્રની પદ્ધતિમાં બહુ મહત્ત્વના ફેરફાર તો નથી જ થયા. રાજતંત્રની પ્રથા તો હજી મહદ્-અંશે એક હથ્થુ જ છે. હા, એમાં લાખો પ્રજાજનોનો અભિપ્રાય જાણવાનો પ્રબંધ છે ખરો.

જગતભર ઉપર વિચારવંત માનવીઓ સામે આજે આ અને આવા પ્રશ્નો ખડા થાય છે. આજે આપણને આ પ્રશ્નો જેટલા મૂંઝવે છે એના કરતાં ખૂબ ખૂબ વિશેષ પ્રમાણમાં ભવિષ્યમાં મૂંઝવે. આજે તો રાજકીય દૃષ્ટિ ધરાવતા હિંદીઓમાં આ પ્રશ્નો પૂરતો એકમત છે. એ સૌ સંપૂર્ણ રીતે સ્વતંત્ર અને પ્રજાતંત્રવાદી રાજ્યની સ્થાપના

કરવા મથી રહ્યા છે. પ્રજાતંત્રવાદી રાજ્યબંધારણો મૂળતત્ત્વો પૂરતાં તો સમાન હોય છે; અને તેથી એની અહીં વિસ્તુત ચર્ચા અસ્થાને છે. એટલે અહીં અમે હિંદી રાજ્યબંધારણના કેટલાક વિભાગોની જ ચર્ચા આપીશું.

કાયદાની દૃષ્ટિએ અને હકીકતની દૃષ્ટિએ, આ બંધારણમાં હિંદી પ્રજાની સાર્વભૌમ સત્તાનો સ્વીકાર થવો જોઈએ. એટલે કોઈ વિદેશી સત્તા આપણા માટે આ બંધારણ ઘડી ના શકે; એ હિંદી પ્રજાનું આત્મ-સર્જન જ હોવું ઘટે. એ બંધારણના અમલમાં પણ કોઈ બહારની સત્તાની ડખલ ન ચાલી શકે. અમે એમ અવશ્ય સ્વીકારીએ છીએ કે સ્વતંત્ર ભારત બીજી પ્રજાઓ જોડે આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં અવશ્ય સહકાર કરશે. બીજી પ્રજાઓ જેટલા પ્રમાણમાં પોતાની સાર્વભૌમ સત્તાને આંતરરાષ્ટ્રીય વ્યવસ્થાને કાજે મર્યાદિત કરશે એટલા જ પ્રમાણમાં હિંદ પણ એને મર્યાદિત કરશે. બીજી કોઈ મર્યાદા કે ડખલ સ્વીકારવામાં નહિ આવે.

હિંદનું ઐક્ય આ બંધારણમાં અખંડિત રહેવું ઘટે. હિંદી તવારીખ ભૌગોલિક અને સાંસ્કારિક ઐક્યનું સમર્થન કરે છે અને રાજકીય અને આર્થિક ઐક્ય આજની પરિસ્થિતિમાં જરૂરી બની રહે છે. રાષ્ટ્રની વિશાળતા અને વિવિધતાની દૃષ્ટિએ સમવાયતંત્રની પણ આવશ્યકતા જણાય છે. પણ ૧૯૩૫ના હિંદી શાસનધારા અનુસારના સમવાયતંત્ર કરતાં આ સમવાયતંત્રનું સ્વરૂપ તદ્દન ભિન્ન હશે. શાસનધારાનું સમવાયતંત્ર ઐક્ય રચતું જ નથી. એમાં તો એકહથ્થુ સત્તાવાળાં અને રજવાડી પ્રથાવાળાં રાજસ્થાનો અને થોડા કે વધારે પ્રમાણમાં પ્રજાતંત્રનું તત્ત્વ ધરાવતા પ્રાંતો વચ્ચે ઐક્ય સ્થાપવાનો પ્રયત્ન છે. સમવાયતંત્ર માટે ઘટકોની સમાનતા આવશ્યક છે. અને તેથી પ્રાંતો અને રાજસ્થાનો વચ્ચે આજે જે અસમાનતા છે એને દૂર કર્યા વિના તો નહિ જ ચાલે. રાજસ્થાની પ્રજા આજે પછાત છે એટલા પૂરતી કદાચ સમાનતા મેળવતાં એને વાર થાય પ્રાંતો જોડે સમાનતા મેળવવા

પૂરતો વિકાસ સાધવા એને થોડો વચગાળાનો સમય આપવો પડે. પણ આરંભથી જ સમાનતા સ્થાપવાનો આદર્શ તો સંપૂર્ણ પણે સ્વીકારાવો જ જોઈએ. પ્રાંતો રાજસ્થાનો જોડે સમવાયતંત્ર રચે એ પહેલાં ત્યાં ઠીક ઠીક પ્રમાણમાં પ્રજાતંત્ર રચાવાં જોઈએ. પ્રાંતો અને રાજસ્થાનોને સમવાયતંત્રની રચનામાં એક જ પ્રકારના અધિકાર અને જવાબદારી હોવાં ઘટે. આનો અર્થ એ છે કે રાજ્યકર્તાઓએ પોતાની આપખુદ સત્તાનો ખૂબ મોટો ભાગ જતો કરવો જોઈએ અને સાર્વભૌમ સત્તા સાથેના એના કરારોમાં પલટો થવો જોઈએ. સૈકા–જૂના આ કરારોને આજે આપણે સ્વીકારી ન શકીએ કે એને ન પલટાઈ શકે એવા પણ ન ગણી શકીએ.

એટલે રાજસ્થાનોએ રાજકીય સંથાઓની અને સિદ્ધાંતોની દૃષ્ટિએ અને રાજ્યવહીવટની દૃષ્ટિએ પ્રાંતો જોડે સામ્ય મેળવવાનું રહેશે. સમવાયતંત્રની રચનાને પરિણામે રાજસ્થાનોએ એકબીજા જોડે અથવા નજીકના પ્રાંતો જોડે જોડાઈ જવું પડશે. સમવાયતંત્રના પ્રતિનિધિત્વ માટે તો આજના તંત્રમાં પણ રાજસ્થાનોનાં ક્ષેત્ર ભિન્ન ભિન્ન છે અને તેથી સમવાયતંત્રમાં જોડાનારાં સ્વતંત્ર ઘટકો તરીકે એમની ગણના કરવાની અશક્યતા છે. વ્યવહાર (Transport) અને નહેરના પ્રશ્નોને પરિણામે પણ ભૂતકાળમાં એમની વચ્ચે સહકાર જરૂરી બન્યો હતો. રાષ્ટ્રના આર્થિક વિકાસ સાથે સાથે તો આવો સહકાર વધારે જરૂરી બનશે.

પ્રાંતોની આજની રમતો તો બ્રિટનના વહીવટદારોની વહીવટી સગવડો જાળવવા માટે જ થઈ છે : અથવા તો બ્રિટિશ સત્તાના ઐતિહાસિક વિકાસનું એ પરિણામ છે. ભાષા–વિષયક. સંસ્કાર વિષયક, કે આર્થિક એવાં કોઈ કારણોએ આ પ્રાંતો નથી રચાયા અને તેથી એમને બદલ્યા વિના જેમના તેમ રાખવાને આજે કશું જ કારણ નથી. ઘણાં ખરાં રાજસ્થાનો જેમ સમવાયતંત્રને માટે યોગ્ય ઘટક ન બની શકે એટલાં નાનાં છે તેમ જ ઘણાખરા પ્રાંતો આર્થિક અથવા વહીવટ દૃષ્ટિએ ખૂબ ખૂબ મોટા છે. યુક્ત પ્રાંતો અને બંગાળ ભાષા

અને સંસ્કારની દૃષ્ટિએ ઐક્ય ધરાવે છે; પણ બંને ખૂબ ખૂબ વિશાળ છે અને પ્રચંડ જનસંખ્યા ધરાવે છે. એટલે આપણે આપણા પ્રાંતોની બુદ્ધિપૂર્વકની અને વૈજ્ઞાનિક રચના કરવી ઘટે.

આનો અર્થ એ નથી કે આપણે આ પ્રશ્નમાં સ્થાનિક લાગણીની અવગણના કરીએ. મહત્ત્વના પ્રશ્નોમાં પણ એ લાગણીની અવગણના નહિ થઈ શકે. નિર્ણય કરવામાં પ્રજાનો મત એ તો મહત્ત્વની વસ્તુ છે. પુનર્રચનામાં પ્રજાને પોતાની આકાંક્ષા અને એટલા વધારે પ્રમાણમાં સંતોષવાની તક મળવી જોઈએ. કોમી ધોરણે પ્રાંતની રચના થાય એ ખ્યાલને અમે નથી સ્વીકારતા. પણ નવેસરથી રચનામાં અગત્યની કોમી અને લઘુમતિઓને સ્વ-વિકાસની પૂરતી તક મળે એ રીતે એમને પ્રદેશો સોંપાય એ શક્ય છે; સ્વ-વિકાસની તક વિના સર્જક જીવન શકય નથી. આને પરિણામે કોમીવાદ કે વિભક્તિકરણના ખ્યાલને ટેકો મળશે એમ અમે નથી માનતા. રાષ્ટ્રવાદની ભાવનાનો આજે વિકાસ થઈ રહ્યો છે. કોમી-વિખવાદનાં નાનાં નાનાં કારણોને દૂર કરવામાં આવશે તો અને ત્યારે એ આપમેળે દૂર થઈ જશે.

હિંદી રાષ્ટ્રીય મહાસભાએ તો ભાષાવાર પ્રાંતોની પ્રથા સ્વીકારી છે અને એવા પ્રાંતોની રચના પણ કરી છે. સાંસ્કારિક ખ્યાલો અને સ્થાનિક લાગણીનાં ધોરણો જોડે આ વિભાજન બંધબેસતું થાય છે અને ભાવિ પુનર્રચનાના પાયા તરીકે એનો સ્વીકાર થઈ શકે એમ છે. મુંબઈ અને મદ્રાસના ઇલાકાઓ આ ધોરણે સહેજે ગુજરાતી, મરાઠી, કાનડી, તેલુગુ, તામીલ અને મલાયલમી વિભાગોમાં વહેંચાઈ જાય. ઉત્તરે હિંદુસ્થાની ભાષાભાષી પ્રચંડ વિસ્તાર પડ્યો છે. એક પ્રાંતની રચના માટે તો એ ખૂબ વિશાળ છે, એક યુક્તપ્રાંત પણ બે કે વધારે વહીવટી વિભાગમાં વહેંચાવાને યોગ્ય છે, એક ઘટક તરીકે તો બંગાળ પણ ખૂબ વિશાળ છે; અને તેથી એના પણ બે કે વધુ પ્રાંતો રચવા જોઈએ. પંજાબના ત્રણ વિભાગ પડી શકે એમ લાગે છે.

પણ પ્રાંતોની પુનર્રચનાની વિસ્તૃત યોજનાનું નિરૂપણ કરવાની આવશ્યકતા નથી. સિદ્ધાંતનો સ્વીકાર થાય તો વિભાજનના કાયમાં ખાસ મુશ્કેલી ન નડે. આ સિદ્ધાંતો આ રહ્યા : પ્રાંતો વધારે પડતા વિશાળ કે વધારે પડતા નાના ન હોય, બહુ નાના પ્રાંતને વહીવટી ખર્ચ ભારે પડે અને આર્થિક વિકાસ મર્યાદિત બને. એ ખૂબ વિશાળ હોય તો વહીવટની મુશ્કેલીઓ વધે. મોટા પ્રાંતોમાં પ્રાંતિયતા અને ભિન્નતાની ભાવના વધે છે એ કારણે પણ એવા પ્રાંતોથી રચના અનિષ્ટ છે. પ્રમાણુમાં નાના એવા ઘણા પ્રાંતોની રચનાને પરિણામે રાષ્ટ્રીય ઐક્ય અને રાષ્ટ્રીયતાની ભાવના પોષાશે. ઘણા નાના પ્રાંતો જોડે જો એક બે ખૂબ મોટા પ્રાંતનું સમવાયતંત્ર રચાય તો એ મોટા પ્રાંતો બીજા ઉપર પોતાનું પ્રભુત્વ જમાવે એવી શક્યતા છે. એટલે એમ માનીએ છીએ કે પ્રાંતોનો વિસ્તાર બને એટલા પ્રમાણુમાં સમાન હોવો જોઈએ; પણ આ નિયમનો જડવાદી અમલ અમે નથી માગતા. બીજા, અને વધારે મહત્ત્વના પ્રશ્નોનો ખ્યાલ પણ આપણે રાખવાનો રહેશે; અને એ આ નિયમના અમલને અંશતઃ બાધક નીવડશે. ભાષા, સંસ્કાર, આર્થિક કારણો અને સ્થાનિક લાગણી એ આ બીજા પ્રશ્નો છે.

અને એક પ્રાંતમાં પણ સાંસ્કારિક જૂથને કે લઘુમતિને થોડું વધારે સ્વાતંત્ર્ય આપવાની શક્યતા હોય છે. સોવિયેટ સંઘમાં સમવાયતંત્રના ઘટક બનતા પ્રદેશોમાં સ્વ–શાસિત પ્રદેશોની રચના સફળતાપૂર્વક કરવામાં આવી છે. હિંદમાં આવું કેટલા પ્રમાણુમાં શક્ય બનશે એ સવાલ છે; પણ આ ખ્યાલ જરૂર વિચાર માગે છે.

પોતાના શાસનતંત્રમાં ફેરફાર કરવાનો અધિકાર એ પ્રજાતંત્રવાદની એક મૂળભૂત આવશ્યકતા છે; પણ રાજ્યબંધારણનાં કેટલાંક મહત્ત્વનાં તત્ત્વોને સલામત રાખવાની યોજના તો હોવી જ ઘટે. ઝડપી પલટાઓમાં અંતરાયરૂપ બને એવી યોજનાઓ આ પ્રકારનાં તત્ત્વોને ચિરંજીવી બનાવે છે. કાર્યવાહક અધિકારી–વર્ગ ઉપર એને પરિણામે કાબૂ-

રહે છે અને એની વિશાળ સત્તાઓનો દુરુપયોગ થતો અટકે છે. લઘુમતિના હક્કોનું એ રક્ષણ કરે છે અને એ રીતે લઘુમતિ કોમોમાં સલામતીની ભાવના જન્માવે છે. આ મૂળભૂત હક્કોનો પ્રકાર રાજ્ય સંસ્થાના સ્વરૂપ ઉપર આધાર રાખે છે. વ્યક્તિવાદી મૂડીવાદી સામાજિક રચનાને ધોરણે રચાએલાં તંત્રમાં અને સમાજવાદી ધોરણે રચાએલા તંત્રમાં પાયાની સંસ્થાઓ અને શાસનનાં ધ્યેય જુદાં જુદાં પ્રકારનાં હોય છે એ કારણ એ બંનેમાં પ્રાથમિક અધિકારોનું સ્વરૂપ પણ જુદું જુદું રહેવાનું. પણ હિંદનું ભાવિ સમાજતંત્ર ભલે ગમે તે હો, તો યે કેટલાક એવા પ્રાથમિક અધિકારો છે કે જેનો સમાવેશ શાસનતંત્રમાં થાય એમ અમે માગીએ છીએ, આ પ્રાથમિક હક્કો આ છે: વિચાર અને ધર્મનું સ્વાતંત્ર્ય; અભિપ્રાય ઉચ્ચારણનું સ્વાતંત્ર્ય; સંગઠન સ્વાતંત્ર્ય; લઘુમતિઓના સંસ્કાર અને ભાષાઓનું રક્ષણ; ધર્મ, જ્ઞાતિ કે જાતિના ભેદને કારણે જાહેર નોકરીઓમાં કે વેપારમાં કે ધંધામાં કે કાયદાથી દૃષ્ટિમાં કશો ભેદ ન હોય.

મહાસભાએ એના ૧૯૩૧ના કરાચી અધિવેશનમાં 'પ્રાથમિક હક્કો'નો એક ઠરાવ પસાર કર્યો હતો: એમાં જે વચનો આપવામાં આવ્યાં છે એને હિંદમાંની લઘુમતિઓ અને બીજાં જૂથો ખૂબ મહત્ત્વ આપે છે. રાજ્યબંધારણમાં આ પ્રાથમિક હકકોનો સમાવેશ કરવાની જવાબદારી આ રીતે હિંદી રાષ્ટ્રીય આંદોલને સ્વીકારી છે. હિંદમાંનાં બધાં લઘુમતિ જૂથોને સંતોષવા માટે આ હકકોનો સમાવેશ બંધારણમાં થવો જ જોઈએ એવી અમારી ખાત્રી થઈ ચૂકી છે. મહાસભાનો કરાચીનો ઠરાવ અને પાશ્ચિમાત્ય પ્રજાતંત્રોમાંની કલમોને આધારભૂત ગણીને આ કાર્ય થવું જોઈએ.

એ યાદ રાખવું ઘટે કે બ્રિટિશ હિંદમાં નાગરિક અને વ્યક્તિસ્વાતંત્ર્ય સંકુચિત અને મર્યાદિત બને છે; પણ રાજસ્થાનોમાં તો એનું નામ નિશાન પણ નથી. રાજસ્થાની પ્રજા માટે તો આ પ્રકારની ખાત્રી એટલા માટે ખૂબ જરૂરી છે.

'પ્રાંતિક સ્વરાજ્ય'ની મર્યાદામાં જે વિષયો આવી જાય છે એને અપવાદરૂપ ગણતાં, હિંદમાં સમવાયતંત્રની સ્થાપના થાય કે તરત જ સમવાયતંત્રની કારોબારી સત્તા હિંદવ્યાપી બની જવાની. રાષ્ટ્રની સર્વોપરી કારોબારી સત્તા રાજ્યના મુખીને સોંપવી જોઈએ અને આપણા દેશની રૂઢિ અનુસાર એને નામ આપવું જોઈએ. હિંદમાં 'રાષ્ટ્રપતિ' એ નામનો ઠીક ઠીક પ્રચાર થઈ ગયો છે અને તેથી રાજ્યના મુખીને 'રાષ્ટ્રપતિ' એ નામ આપી શકાય. પણ નામ એ મહત્ત્વની વસ્તુ નથી. એની બંધારણીય સ્થિતિ અને એને આપવાના અધિકાર વિચાર માગે છે. ફ્રાન્સના પ્રમુખની જેમ એ પૂતળાં-પ્રમુખ બની રહેવો ઘટે કે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના પ્રમુખની જેમ એ વિશાળ સત્તાઓ ભોગવે ? એના પ્રધાનોની સલાહ અનુસાર જ એ વર્તે એ યોગ્ય છે એમ અમને તો લાગે છે. પણ સાથે સાથે એ માત્ર નામનો પ્રમુખ બની રહે એમ અમે નથી માગતા. આજના જગતની વિશિષ્ટ અને ગતિમાન પરિસ્થિતિમાં એના હાથમાં થોડી સ્વતંત્રતા તો મૂકવી જ જોઈએ. ફ્રાન્સના અને અમેરિકાના સંયુક્ત રાજ્યોના પ્રમુખોની વચ્ચે આવે એવો આપણો પ્રમુખ હોય. જવાબદાર સરકારના બંધારણીય મુખી તરીકે એ વર્તન કરે.

સમવાયતંત્રના ધારામંડળના બહુમતિ ધરાવતા પક્ષના આગેવાનોના પ્રધાનમંડળને સમવાયતંત્રની કારોબારી સત્તા સોંપવામાં આવશે. આ પ્રધાનો સંયુક્ત રીતે ધારામંડળને જવાબદાર રહેશે અને એમનાં વેતન પ્રતિવર્ષ મંજૂર કરવાનાં રહેશે.

સમવાયતંત્રનું ધારામંડળ બે ધારાસભાનું બનશે. પ્રાંતોમાં બે ધારાસભાની પદ્ધતિના અમે વિરોધી છીએ પણ સમવાયતંત્રમાં બે ધારાસભાગૃહો ઈષ્ટ છે. પુખ્ત મતાધિકાર જેવા ધોરણે ચૂંટાયેલી એક ધારાસભા હોય, સારા યે હિંદની પ્રજાનું સીધું પ્રતિનિધિત્વ એમાં હોય. એને આપણે, સગવડ ખાતર, નીચલી ધારાસભા એવું નામ આપીએ. ઉપરની ધારાસભાની ચૂંટણી સમવાયતંત્રમાં જોડાયેલાં ઘટકો

અને ખાસ હિતો કરે. સમવાયતંત્રનાં ઘટકોનાં, લઘુમતિ કોમોનાં અને સાંસ્કારિક જૂથોનાં હિતો અને બંધારણમાં મુકરર થયેલા પ્રાથમિક અધિકારોનું રક્ષણ આ ઉપરની ધારાસભા કરે. કાનૂન–નિર્માણના એના અધિકારો નીચેની ધારાસભા જેટલા ન હોય અને આર્થિક પ્રશ્નો અને અંદાજ–પત્રક અંગેના એના અધિકારો તો નીચેની ધારાસભા કરતાં સર્વથા ઓછા હોય. નીચેની ધારાસભાની કાનૂન–વિષયક સૂચનાઓનું પુનરાવલોકન કરવાનું અને ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી એની ચકાસણી કરવાનું એનું મુખ્ય કાર્ય હોય.

બે ધારાસભાઓની સંયુક્ત બેઠક કરવાની યોજના લાભદાયી નથી અને કેટલીયે વાર એ કડવાશ ઊભી કરે છે. અથડામણના બધા જ પ્રસંગોમાં એનો ઉપયોગ ન થવો ઘટે અને બંધારણનો સુધારો, પ્રાંતની પુનર્રચના સમવાયતંત્રમાં જોડાએલાં રાજ્યોનાં જૂથોની પુનર્રચના અથવા કટોકટીના પ્રસંગો જેવા મહત્ત્વના પ્રસંગોએ જ આ યોજનાનો અમલ થવો ઘટે. સત્તાધીશ પ્રધાનમંડળની સલાહ મળે ત્યારે જ આ યોજનાનો અમલ થાય.

ધારામંડળના પ્રત્યેક ગૃહને એની કાર્યપદ્ધતિના નિયમ[illegible] એના અધિકારીઓની નિમણૂકની, એના નિર્ણયોનું પાલન કરાવવાની અને સમિતિઓ દ્વારા તપાસ ચલાવવાની સત્તા હોવી જોઈએ.

સમવાયતંત્રની શાસન–યોજનામાં એક રાષ્ટ્રીય આર્થિક સમિતિની નિમણૂક ઇષ્ટ છે. ધારામંડળ આ સમિતિની નિમણૂક કરે અને એ ધારામંડળને જવાબદાર રહે. એમ છતાં યે એના વિશિષ્ટ કાર્યક્ષેત્રમાં એને થોડી સ્વતંત્રતા પણ હોય. અર્વાચીન સરકારોને વિકટ આર્થિક પ્રશ્નો વિચારવાના હોય છે અને પુખ્ત વિચાર અને નિષ્ણાત સલાહની જરૂર પડે એવા ગૂંચવાડા ભરેલા પ્રશ્નો એને હાથ ધરવા પડે છે. લગભગ બધા જ સમય માટે ધારામંડળ ઉપર કામનો પુષ્કળ બોજ હોય છે અને તેથી તે આવા પ્રશ્નોને પૂરતો સમય કે વિચાર ન આપી શકે. આવા વિષયોની ચર્ચા માટે રાજદ્વારીઓનું મંડળ યોગ્ય

સ્થાન નથી હોતું. નીતિની રેખાઓ ધારામંડળે દોરી આપવી જોઈએ એ વાત સાચી પણ નીતિને મૂર્ત સ્વરૂપ આપવાનું કાર્ય તો એવા પ્રશ્નોમાં રસ ધરાવનારા નિષ્ણાતોનું જ છે.

રાષ્ટ્રીય આર્થિક સમિતિ ધારામંડળ ઉપરનો ભાર હળવો કરશે અને રાષ્ટ્રનો ઝડપી વિકાસ સાધશે. રેલવે, ટપાલ ઓફિસ, રિઝર્વ બેંક અને એવા રાજ્યની વ્યાપારી સંસ્થાઓ ઉપર એ દેખરેખ રાખશે; હિંદના પરદેશના વેપાર ઉપર એ દેખરેખ રાખશે અને વેપારી કરારો કરશે; પરદેશી જોડેના આર્થિક સંબંધો એ બાંધશે; દેશના ચલણ અને શરાફીના સવાલોનું એ નિયમન કરશે, કામદાર અને કિસાન જનતાની એ સંભાળ રાખશે; મજૂર અને માલિક વચ્ચેના સંબંધનું એ નિયંત્રણ કરશે; ગ્રામ–પ્રદેશની ઋણ–મુક્તિ વગેરે સવાલો હાથ ધરશે. ૧૯૩૫ના શાસન–ધારામાં જે 'રેલવે ઓથોરીટી'ની રચના થઈ છે એનો આવી આર્થિક સમિતિમાં સમાવેશ થઈ જશે. રાષ્ટ્રીય આર્થિક સમિતિ જોડે રિઝર્વ બેંકનું બંધારણ બંધ બેસે એટલા માટે એમાં અને ખાસ કરીને એ બેંકના કાર્યક્ષેત્રમાં મૂળભૂત પલટા કરવા પડશે.

સમવાયતંત્રની સરકારનાં સામાન્ય નિયમન અને દેખરેખ નીચે રાષ્ટ્રના આર્થિક જીવનનું આયોજન કરવાનું કાર્ય રાષ્ટ્રીય આર્થિક સમિતિને સોંપી શકાય. આ કાર્ય ખૂબ વિશાળ છે અને તેથી એને માટે એક ખાસ આયોજન સમિતિની નિમણૂક આવશ્યક બને. સમવાયતંત્રના ઘટકોનાં વેપારી મંડળો, કિસાન સંસ્થાઓ, મજૂર મંડળો, ધંધાદારી મંડળો અને વૈજ્ઞાનિકો–નિષ્ણાતોના પ્રતિનિધિઓ આ રાષ્ટ્રીય આર્થિક સમિતિમાં હોવા જોઈએ.

પુખ્ત મતાધિકારના ધોરણે, પ્રજાએ સીધા ચૂંટેલા પ્રતિનિધિઓની એક જ ધારાસભાનું ધારામંડળ પ્રાંતમાં હોવું જોઈએ. વ્યવસાયાત્મક ચૂંટણીનું ધોરણ પ્રાદેશિક ધોરણ કરતાં વધારે ઈષ્ટ છે. અને તેથી જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં એ ધોરણનો અમલ કરવા પ્રયત્ન થવો જોઈએ.

પુનરાવલોકન કરનારી બીજી ધારાસભા ન હોવાને કારણે, પ્રાંતના જીવન ઉપર ઊંડી અસર કરનારા મુકરર કરેલા પ્રશ્નોમાં આમજનતાના મત–પ્રદર્શનની યોજના (Referendum) દાખલ કરવાની આવશ્યકતા છે. આ યોજનાનો જો સ્વીકાર થાય તો મૂળભૂત ફેરફારો માટેની ઓછામાં ઓછી બહુમતિનું પ્રમાણ મુકરર કરવાનું રહેશે.

સમવાયતંત્રના જેવી જ આર્થિક સમિતિની સ્થાપના આરંભમાં જ પ્રાંતોમાં આવશ્યક નથી અને વિના કારણના આર્થિક બોજારૂપ એ કદાચ બને. શાસનતંત્રમાં એ બિનજરૂરી ભાર થાય. પણ જ્યારે આ પ્રાંતિક આર્થિક સમિતિની રચના થાય ત્યારે એ સમવાયતંત્રની આર્થિક સમિતિ જોડે સહકાર કરે.

પ્રાંતિક પ્રધાનમંડળ ધારામંડળને સંપૂર્ણપણે જવાબદાર રહેશે એમ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

સમવાયતંત્રના મધ્યસ્થ તંત્રના અને પ્રાંતિક તંત્રના કાર્યપ્રદેશનું ગમે તેટલી કાળજીપૂર્વકનું વિભાજન કરવામાં આવ્યું હોય તોયે એવું ઘણું ક્ષેત્ર રહેવાનું કે જેમાં સમવાયતંત્ર અને પ્રાંતની હકૂમત એક બીજા જોડે મળતી થવાની. બંધારણના ઘડતર વેળા ધ્યાનમાં ન આવ્યા હોય એવા સારા સારા પ્રશ્નો અને અધિકારો પણ હોય કે જેની વહેંચણી ન થઈ હોય. કોઈ પણ કાળે ન હતું એટલું પલટાતું અને ગતિમાન આજનું જીવન છે. વિજ્ઞાન અને કળામાં થતી પ્રગતિ અને એવાં બીજાં કારણોને પરિણામે નિત્ય નવા પ્રશ્નો ઊભા થાય છે. માનુષી ટેવો અને જીવન–ક્રમમાં પણ વેગવંત પલટા થઈ રહ્યા છે. આ બધી પરિસ્થિતિને પહોંચી વળવા માટેની યોજનાઓનો રાજ્ય–બંધારણમાં સમાવેશ થવો જોઈએ.

સમવાયતંત્રની ઉપરની ધારાસભા સમવાયતંત્રનાં ઘટકો હિતોની ચોકીદાર બને એમ તો અમે કહ્યું જ છે. જે અધિકારો અને કાર્યોનું વિભાજન ન થયું હોય એને અંગેના મતભેદોનું નિરાકરણ કરવાની સત્તા પણ

આ ધારાસભાને આપવી જોઈએ. શેષ અને અવિભાજીત અધિકારોની વ્યાખ્યા અંગે મતભેદ પડે તો એ પ્રશ્ન 'વરિષ્ટ અદાલત' (Supreme court)ને સોંપાય. આ પ્રકારના મતભેદને સમયે 'વરિષ્ટ અદાલત' પાસે જવાનો અધિકાર પ્રાંતિક અને સમવાયતંત્રની એમ બંને સરકારોને હોય.

પ્રાંતો અને મધ્યસ્થ–તંત્ર વચ્ચેના સંબંધ અંગેની ૧૯૩૫ના શાસનધારાની કેટલીક કલમો યોગ્ય ફેરફારો સાથે જેમની તેમ રાખી શકાય. ખાસ જરૂરના પ્રસંગે પ્રાંતને માટે કાનૂન–નિર્માણ કરવાની સમવાયતંત્રની ધારાસભાની ૧૦૨મી કલમ અનુસારની ધારા-સત્તા; બે અથવા વધારે પ્રાંતો માટે અરસપરસની સંમતિથી, કાનૂન–નિર્માણની ૧૦૩મી કલમ અનુસારની સત્તા; કાનૂન–નિર્માણની ૧૦૪મી કલમ અનુસારની શેષ સત્તા; આવી આવી કલમો રાખી શકાય.

સમવાયતંત્ર અને એમાં જોડાનારાં ઘટકોના વહીવટી સંબંધનું નિયંત્રણ કરવાની એક સારી પદ્ધતિ શાસનધારાની ૧૨૨ થી ૧૩૫ સુધીની કલમોમાં છે. પણ આવા પ્રશ્નોમાં સર્વોપરી સત્તા 'વરિષ્ટ અદાલત' (supreme court) અથવા સમવાયતંત્રની ઉપરની ધારાસભા હસ્તક રહેવી જોઈએ.

સંજોગોમાં શક્ય હોય એટલા પ્રમાણમાં આવકનાં સાધનો અને જવાબદારીઓની સ્પષ્ટ વહેંચણી થવી ઘટે. પણ તો યે સંપૂર્ણ વિભાજન તો શક્ય નહિ જ બને. યોગ્ય ફેરફાર સાથે શાસનધારાની ૧૩૭, ૧૩૮, ૧૪૦, ૧૪૨ અને ૧૪૪મી કલમો જેવી કલમો ઘડી શકાય. પણ ઉત્પાદક ઉદ્દેશોને માટે લોન લેવાની અને ઉત્પાદક હોય એવી સંસ્થાની ખરીદી લેવા માટે લોન લેવાની તો સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ.

પ્રાંતિક સરકારોએ નવાં અને વધારાનાં આવકનાં સાધનોની શક્યતા તપાસવી પડશે. વધારે અનુભવ ન મળે ત્યાંસુધી આ દિશામાં સ્પષ્ટ સૂચનો ન આપી શકાય. જમીનની આવક ઉપર ચડતો જતો

આવક–વેરો અને અવસાન પામેલા માણસની મિલકત ઉપર વેરો નાખવાની યોજના મહાસભાએ સૂચવી છે. જમીન–આવક ઉપરનો કર ઠીક ઠીક આવક આપી શકે. ખાસ કરીને, જે પ્રદેશોમાં કાયમી જમાબંધીની પ્રથા છે ત્યાં તો આ યોજના લાભદાયી નીવડે જ.

બધા જ પ્રશ્નોની છેવટની અપીલ સાંભળવાની સત્તાવાળી એક વરિષ્ટ અદાલત હિંદમાં હોવી જોઈએ. બંધારણનો અર્થ કરવાનો અધિકાર પણ આ અદાલતને જ હોવો જોઈએ. બંધારણનો ભંગ કરતા મોટા અધિકારીઓના મુકદ્દમાં ચલાવવાનો અધિકાર એ આ અદાલતની સીધી હકૂમતનો બીજો પ્રદેશ હોવો જોઈએ. એ સિવાય કોઈ પણ પ્રશ્નમાં આ અદાલતની સીધી હકૂમત ન હોવી જોઈએ. આવા પ્રશ્નોમાં એટલે મુખ્ય અધિકારીઓના ગુનાઓમાં–'રાજ્યનું કાર્ય' (Act of State) ને નામે બચાવ ન સ્વીકારાવો જોઈએ.

ન્યાયની અને કારોબારીની સત્તા એક જ વ્યક્તિહસ્તક સોંપવાની પ્રથા તત્કાળ દૂર થવાની જરૂર છે.

બીજા મોટા અધિકારીઓના વર્તનની જેમ, ન્યાયાધિકારીઓનું વેતન પણ ખૂબ ખૂબ ઘટાડવાની જરૂરત છે. પણ ન્યાયતંત્રનું સ્વાતંત્ર્ય જાળવવા માટે ન્યાયાધિશોના પગાર વગેરે માટે પ્રતિવર્ષ મંજૂરી માગવાની જરૂરત ન રહે એવી યોજના આવશ્યક છે.

શુભ વર્તન રાખે ત્યાંસુધી ન્યાયાધિકારી એના સ્થાન ઉપર રહી શકે એવો નિયમ હોય. ફરજ બજાવવામાં ભૂલ કરે છે એમ પુરવાર થાય તો અથવા શારીરિક કે માનસિક અશક્તિ કે ખોડ હોય તો ન્યાયાધિકારીને દૂર કરી શકાય એવો નિયમ રચાવો જોઈએ આ રીતે ન્યાયાધિકારીને દૂર કરવાની માગણી પ્રાંતિક અથવા સમવાયતંત્રની ધારાસભા કરી શકે. ન્યાધિકારીને દૂર કરવાની વિનતિ, આ ધારાસભા કારોબારી વડા સમક્ષ રજૂ કરે.

બંધારણ દ્વારા જે નાગરિક સ્વાતંત્ર્ય અને મૂળભૂત અધિકારોની

બાંહેધરી આપવામાં આવી હોય એનું રક્ષણ કરવાની સત્તા અને જવાબદારી ન્યાયતંત્ર હસ્તક સોંપાવી જોઈએ.

બહારના આક્રમણ કે ડખલ સામે રક્ષણ કરવાની શક્તિ એ રાષ્ટ્રના સ્વાતંત્ર્યની પારાશીશા છે. એટલે હિંદને જો સ્વતંત્ર બનવું છે તો બહારના આક્રમણ સામે અને આંતરિક અવ્યવસ્થા સામે પોતાનાં જ સાધનો દ્વારા અને બહારની સહાય વિના ટકવાની સ્થિતિ એણે પ્રાપ્ત કરવી જોઈએ. આ હેતુ માટે પૂરતું સશસ્ત્ર સૈન્ય એણે ઊભું કરવું જોઈએ; અને જરૂરી શસ્ત્ર–સરંજામ અને યુદ્ધની બીજી જરૂરતોને પહોંચી વળવા માટેના ઉદ્યોગો એણે ઊભા કરવા જોઈએ. યુદ્ધની કળા વધારે ને વધારે યાંત્રિક બનતી જાય છે. ઔદ્યોગિક વિકાસ ન થયો હોય એવો દેશ થોડા સમય સુધી પણ યુદ્ધ ચલાવી ન શકે એ જાણીતી હકીકત છે. આદ્યોગિક વિકાસવિહીન રાષ્ટ્ર, આ દૃષ્ટિએ ભાગ્યે જ સ્વતંત્ર રાષ્ટ્ર કહી શકાય. કારણ કે આક્રમણ સામે એ લાંબા સમય સુધી પોતાનું રક્ષણ ન જ કરી શકે.

બ્રિટનની સરકાર અને એના અધિકારી વર્ગની સલાહને અનુસરીને હિંદી રક્ષણનો પ્રશ્ન ખોટા દૃષ્ટિબિંદુથી નીરખવામાં આવે છે. હિંદી રાજકીય આગેવાનો આજે રાજકારણ અને અર્થકારણના પ્રશ્નોમાં એટલા બધા ગૂંથાએલા રહે છે કે એ રક્ષણમાં વિજ્ઞાનનો વિચાર નથી કરી શકતા. આ પ્રશ્ન આજે જાણે એક ગૂઢ પ્રશ્ન બની રહ્યો છે અને હિંદીઓને એમ કહેવામાં આવે છે કે એ એને સમજી નથી શકતા—સમજી શકે પણ નહિ. બ્રિટિશ સત્તા હિંદમાંથી ખસી જાય તો વિદેશી આક્રમણો હિંદ ઉપર આવે એવી તદ્દન તરંગી માન્યતા ઊભી કરવામાં આવે છે અને આપણને કહેવામાં આવે છે કે આપણાં જીવન અને મિલકત બ્રિટિશ રક્ષણને પરિણામે જ સલામત છે. બ્રિટનની લાંબા સમયથી પ્રવર્તી રહેલી નીતિને પરિણામે તાલીમ પામેલા હિંદી અમલદારોની સંખ્યા ઓછી છે; અને એ બહાનું આપીને મોટા પ્રમાણમાં બ્રિટિશ અમલદારો ચાલુ રાખવામાં આવે છે. વિશાળ બ્રિટિશ

સૈન્ય હિંદમાં કાયમી વાસ કરે છે અને આપણે એનો કબજો સાચવી રાખવા માટેના સૈન્ય તરીકે જ ગણના કરી શકીએ. શસ્ત્રબંધીના કાનૂને આપણને શસ્ત્ર રાખતા કે તેનો ઉપયોગ જાણતા તો અટકાવ્યા છે; એટલું જ નહિ પણ એને પરિણામે આપણમાં નબળાઈ અને આત્મશ્રદ્ધાનો અભાવ જન્મે છે.

રક્ષણનો પ્રશ્ન હિંદમાં બે દૃષ્ટિબિંદુથી નીરખવામાં આવે છે. એક દૃષ્ટિબિંદુ સેનાના હિંદીકરણનો છે અને બીજો છે રક્ષક-સેનાના ભારે બોજને હળવો કરવાનો. બંને મહત્ત્વના પ્રશ્નો છે. હિંદી સેના—ખુશ્કી, તરી કે વાયુયાનની—હિંદી જ હોવી જોઈએ, નહિ કે વિદેશી. અને આજે એની પાછળ જે ખર્ચ થાય છે એ અતિશય છે. પણ વધારે મહત્ત્વનો પ્રશ્ન તો રાષ્ટ્રના રક્ષણની યોજનાની નીતિનો છે. આજે હિંદના સશસ્ત્ર સૈન્યને હિંદની રક્ષક-સેના ન કહી શકાય. વિદેશી આક્રમણ સામે હિંદનું રક્ષણ કરવાનો એનો પ્રાથમિક આશય નથી. એનો પ્રાથમિક આશય તો છે હિંદમાંના બ્રિટિશ સામ્રાજ્યનું રક્ષણ કરવાનો અને હિંદને કાબૂમાં રાખવાનો. એટલે હિંદના ખુશ્કી, તરી અને વાયુયાનના સૈન્યનો ત્રિવિધ હેતુ છે. બહારનાં આક્રમણ સામે હિંદમાંના બ્રિટિશ શાહીવાદી હિતોનું રક્ષણ કરવાનો અને હિંદની સરહદ બહાર એ હિતોને વધારવા માટેનાં આક્રમણો કરવાનો; આ હિતોની સલામતીને ભયમાં મૂકે એવાં આંતરિક આંદોલનોને દબાવવાનો અને બ્રિટિશ સેનાને તાલીમનું સ્થાન પૂરું પાડવાનો. હિંદ કે હિંદી પ્રજાનાં હિતોનો ખ્યાલ આમાં ક્યાંયે નથી; અને ક્યાંયે જો એવો ખ્યાલ હોય તો એ ગૌણ ઢંગથી જ. સામાન્યતઃ બ્રિટિશ અને હિંદી હિતો વચ્ચે અથડામણ હોય છે અને પરિણામમાં બ્રિટિશ હિતો જ વિજયી નીવડે છે. સરહદ ઉપરની જે આક્રમક નીતિ છે એ શાહીવાદી નીતિ છે. એ નથી હિંદના હિતમાં કે નથી સરહદી પ્રજાના હિતમાં. અને તો યે એનો અસહ્ય બોજ હિંદને સહન કરવો પડે છે; અને આપણા જે પડોશીઓ જોડે આપણે મૈત્રી અને સહકાર વાંચ્છીએ છીએ એમનામાં આપણા તરફ વૈરબુદ્ધિ ઉદ્ભવે છે.

બ્રિટિશ શાહીવાદી હિતને કાજે હિંદી સેનાને અનેક વેળા વિદેશ મોકલવામાં આવી છે. અને બ્રિટિશ યુદ્ધોમાં હિંદને અનિચ્છાએ પણ ઊતરવું પડે છે. રાષ્ટ્રીય મહાસભાએ આનો વિરોધ કર્યો છે અને હિંદ આવાં યુદ્ધોમાં ભાગ ન લઈ શકે એમ એણે જાહેર કર્યું છે. શાંગહાઈ કે જ્યાં ચીન–જાપાન વિગ્રહ ચાલી રહ્યો છે ત્યાં, અમે આ લખી રહ્યા છીએ ત્યારે, હિંદી સેના મોકલવામાં આવે છે. કહેવામાં આવે છે કે ચીનમાંનાં હિંદી હિતોની જાળવણી માટે આ સૈન્યને મોકલવામાં આવે છે; પણ એ તો સૌ જાણે છે કે હિંદનાં હિત ચીનમાં નામનાં જ છે. અને વળી પ્રજાના પ્રતિનિધિઓનો અભિપ્રાય મેળવ્યા વિના જ આ સેના મોકલવામાં આવે છે. સાચી રીતે તો જાહેર રીતે પ્રજાનો આ પદ્ધતિ સામે વિરોધ છે તો યે આમ કરવામાં આવે છે. આજની ગૂંચવાડા ભરેલી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં, બ્રિટિશ શાહીવાદી હિતોને વધારવા માટે હિંદ પણ યુદ્ધમાં, બ્રિટનની પૂંછડીની જેમ, ખેંચાશે એવો ભય છે.

એટલે આજની નીતિની દૃષ્ટિએ રક્ષક સેનાની યોજનાનો વિચાર આપણે ન કરી શકીએ, શાહીવાદ જોડેના સંબંધને તોડીને અને આપણા પડોશીઓ જોડે મૈત્રી સાધીને એ નીતિમાં મૂળભૂત પલટા કરવા પડશે અને એ ખ્યાલ ઉપર જ એની રચના કરવી પડશે. કોઈપણ સ્વરૂપમાં અથવા કોઈપણ હેતુની સિદ્ધિ અર્થે વિદેશી સૈન્યને સ્વતંત્ર હિંદ હિંદી ભૂમિ ઉપર રહેવા નહિ દે. આપણા માણસોને તાલીમ આપવા કાજે, નિષ્ણાત દરજ્જે, વચગાળાના સમય પૂરતા જ વિદેશી અધિકારીઓ હિંદમાં રહી શકશે.

રક્ષણનું ખાતું સમવાયતંત્ર હસ્તક રહેશે અને એની સંપૂર્ણ વ્યવસ્થા સમવાયતંત્રની સરકાર કરશે. બંધારણમાં એ સ્પષ્ટ કરવું જોઈએ કે કોઈ પ્રાંત કે રાજસ્થાન પોતાનું સ્વતંત્ર સૈન્ય ન રાખી શકે. લશ્કરી સત્તા હિંદી લશ્કરી સત્તાના કાબૂમાં હોવી ઘટે એ સિદ્ધાંતના સ્વીકાર માટે સેનાનું ખાતું પ્રધાન–મંડળના એક સભ્યના

કાબૂમાં મૂકવું ઘટે; અને આખું યે પ્રધાન-મંડળ આ ખાતા અંગે સમવાયતંત્રના ધારામંડળને જવાબદાર રહે.

રાષ્ટ્રીય રક્ષણ કાજે એક રાષ્ટ્રીય રક્ષકસમિતિની નિમણૂક રાષ્ટ્રીય સરકાર કરે એ કદાચ ઇષ્ટ બને, આ સમિતિ રક્ષણની વિધવિધ પ્રવૃત્તિઓ વચ્ચે સહકાર સાધે અને રાષ્ટ્રીય વ્યવહારની રચના જોડે એ સંબંધ રાખે.

રક્ષણની વર્તમાન યોજના ખૂબ ખૂબ યાંત્રિક છે અને તેથી શસ્ત્રસજ્જ સૈનિકોની સંખ્યા એ સેનાનું સાચું બળ નથી પણ સાચું બળ તો તાલીમબદ્ધ ટુકડીઓ અને ખુશ્કી, તરી અને હવાયાનની જરૂરી સામગ્રી છે. ફરજિયાત ઊભાં કરેલાં વિશાળ સૈન્યો અર્વાચીન યુદ્ધોમાં ભારરૂપ થઈ પડવાનો સંભવ છે. એનાથી સૈન્યની હિલચાલ અને અસર ઓછી થઈ જાય છે. યાંત્રિકતા, અને વર્તમાન યુદ્ધના સૌ પ્રકારો માટે આગળ કહ્યું છે તેમ અતિ-વિકસિત પ્રાથમિક ઉદ્યોગોની આવશ્યકતા છે.

રક્ષણની યોજનાનો પાયો આ કારણે, એક પ્રમાણમાં નાના પણ તાલીમ પામેલા અને યાંત્રિક ખુશ્કી સૈન્ય ઉપર, મજબૂત તરી સેના ઉપર, અને વ્યવસ્થિત અને મજબૂત વાયુ-સેના ઉપર રચાવો જોઈએ. ફરજિયાત લશ્કરી નોકરીના અમે તરફદાર નથી. હિંદમાં જન-શક્તિ વિશાળ છે એટલે એ બિન-જરૂરી બનશે અને સ્વયં-સેવક સેના દ્વારા આપણું કામ ચાલશે. પણ અણધારી મુશ્કેલીઓ કે આફતો આવી પણ પડે અને એવે સમયે એને પહોંચી વળવા માટે રાષ્ટ્રીય રક્ષણ કાજે ફરજિયાત લશ્કરી નોકરોની પ્રથા દાખલ કરવાની સત્તા બંધારણ દ્વારા સમવાયતંત્રની સરકારને આપવી જોઈએ.

વ્યવસ્થિત સેના ઉપરાંત, એક બીજી સેના (Militia) પણ રચવી જોઈએ. ખાસ સમયે એ રક્ષણમાં સહાયરૂપ થઈ પડે. અને એમાંથી મુખ્ય સેના માટે માણસો મેળવી શકાય.

રક્ષણ જોડે જેને સીધો સંબંધ નથી એવી એક બીજી વાત અહીં કહી દઈએ. ફરજિયાત લશ્કરી નોકરીના અમે હિમાયતી નથી; પણ મુકરર સમય માટે સામાજિક સેવા કરવા માટે ફરજિયાત મજૂરીની પ્રથાના અમે હિમાયતી છીએ. જાહેર બાંધકામ માટે પણ એ જરૂરી બને. આપણી પ્રજાને શિસ્તબદ્ધ કરવામાં પણ આ યોજના ખૂબ ઉપયોગી નીવડશે; એ એમને સહકારની ટેવ પાડશે; દેશજનોની શરીરસમૃદ્ધિ એ સુધારશે; તંદુરસ્તી એનાથી વધશે; અને શ્રમ કરવામાં માન છે એવો ખ્યાલ એને પરિણામે ઉદ્‌ભવશે. રક્ષણની સામાન્ય યોજનામાં પણ આનો થોડો ઉપયોગ તો હશે જ.

શક્તિવંત રક્ષક સૈન્ય રચવા માટે પૂરતી સામગ્રી હિંદમાં પડી છે. હિંદી સૈનિક બીજા કોઈ સૈનિકની બરાબરી કરી શકે એમ છે. આજે આપણને માત્ર ઉપરી અધિકારીઓની ખોટ છે. અમને ખાત્રી છે કે એને માટે પણ પૂરતી અને સુપ્રાપ્ય સામગ્રી આપણે ત્યાં છે. આપણને આ ખોટ પૂરવાની તક મળશે કે તરત જ આપણે આ સામગ્રીનો ઉપયોગ શરૂ કરીશું. આનો અર્થ 'હિંદીકરણ'ના નામથી ઓળખાતી યોજનાને જરા ઝડપથી આગળ ધપાવવી એટલો જ નથી. એ શબ્દનો અર્થ વિચિત્ર છે. જાણે બીજાની મિલકત અને હક્કો ઉપર આક્રમણ કરતા વિદેશીઓ આપણે હોઈએ એવું આનાથી તો લાગે છે. આપણે વધતા જતા હિંદીકરણની જ માંગ નથી મૂકતા; આપણી માંગ તો સૈન્યના રાષ્ટ્રીયકરણની છે. રાષ્ટ્રીય ભાવના ભરેલા રાષ્ટ્રીય કાબૂ હેઠળના, આપણા દેશજનોની એ સેના બનશે અને રાષ્ટ્રીય હિત સાચવવાનો એનો હેતુ હશે. એટલે આ પલટો પ્રમાણનો નહિ હોય, પ્રકારનો હશે.

હિંદી સ્વાતંત્ર્ય જોડે બ્રિટિશ કબજામાં સૈન્યનો સુમેળ નથી એટલે એણે તો હિંદમાંથી જવું જ રહે છે. આપણા લોકોને તાલીમ આપવા, નિષ્ણાત તરીકે, વિદેશી અધિકારીઓ થોડા સમય સુધી રહેશે. પણ એ આપણી યોજના જોડે બંધ બેસતા થવા જોઈએ અને સમવાયતંત્રના

રક્ષણ-ખાતાના કાબૂમાં એ રહેવા જોઈએ. શસ્ત્રબંધીનો કાયદો તો નાબૂદ જ થવો જોઇએ.

હિંદના રક્ષક સૈન્ય અંગે ભારી ખર્ચમાં કાપ મૂકવાનો પ્રશ્ન તો રાષ્ટ્રીય કાર્યક્રમનો એક મહત્ત્વનો મુદ્દો બનશે. હિંદમાંથી બ્રિટિશ સૈન્યને રૂખસદ મળશે એને પરિણામે અને હિંદી સૈન્યમાંના બ્રિટિશ તત્ત્વમાં ઘટાડો થશે એને પરિણામે આ ખર્ચ આપમેળે ખૂબ ખૂબ પ્રમાણમાં ઘટી જશે. આપણાં બીજાં ખર્ચ પણ રાષ્ટ્રીય ધોરણે રચાયાં હશે એટલે ખૂબ ઓછાં હશે. નવા કાર્યક્રમોમાં વધારાનું ખર્ચ થશે તો યે એની સામાજિક અને તાલીમી અસર પ્રજાના હિતમાં જ હશે,

વિદેશ જોડેના વ્યવહારમાં, કરારો કરવામાં, વેપાર કે બીજા પ્રશ્નો અંગે સંધીઓ કરવામાં, યુદ્ધ કે સુલેહ જાહેર કરવામાં હિંદ સંપૂર્ણ અને સ્વતંત્ર હશે. આ બધા પરદેશી સંબંધો સમવાયતંત્રને હસ્તક રહેશે. એ પરરાષ્ટ્રોમાં અને વિદેશી સરકારોના મુલકમાં એના પ્રતિનિધિઓની નિમણૂક કરશે. આંતરરાષ્ટ્રીય કે એવાં બીજાં મંડળોમાં પણ એ પ્રતિનિધિઓ મોકલશે. ન્યાય્ય અને પ્રગતિવાદી આંતરરાષ્ટ્રીય રચનાને ધોરણે જગતમાં શાંતિ જાળવવાના અને પડોશી રાષ્ટ્રો જોડે સુલેહ અને મૈત્રી સ્થાપવાના સિદ્ધાંત ઉપર હિંદની પરદેશનીનિ રચાશે. પોતાનાં પ્રદેશ કે હિતો ઉપર જેમ હિંદ આક્રમણ નહિ સહન કરે તેમ જ બીજા પ્રદેશ ઉપર પણ એ આક્રમણ નહિ કરે.

હિંદના સમવાયતંત્રનું સામાન્ય સ્વરૂપ, અમારા અભિપ્રાય અનુસાર કેવું રહેવું જોઈએ એ બતાવવાનો પ્રયત્ન અમે આગળનાં પાનાંઓમાં કર્યો છે. વિગતોની ચર્ચા અમે નથી કરી; પણ ગૂંચવાડા ભરેલી યોજનાની રેખાઓ માત્ર એમાં દેખાય છે. હિંદના વર્તમાન બંધારણથી આ બંધારણ તદ્દન જુદા સ્વરૂપનું છે; ખાસ કરીને, એના સમવાયતંત્ર પરત્વેના વિભાગો તો સાવ ભિન્ન છે. એની પશ્ચાદ્‌ભૂમિ તદ્દન જુદી છે, અને જુદા જ આદર્શો ઉપર એ રચાયું છે. અને છતાં યે, જો સ્થાપિત હિતો દ્વારા ઊભી થતી અડચણો દૂર કરવામાં આવે તો, એમાં કર-

વામાં આવેલી બધી જ સૂચનાઓ અત્યારની પરિસ્થિતિમાંયે સ્વીકારી શકાય એવી છે. અમે જાણીએ છીએ કે આ બહુ વિશાળ અર્થશક્તિ ધરાવતો 'જો' છે પણ જે ઝડપથી જગત દોડી રહ્યું છે એમાં હિંદ સ્થિર ન રહી શકે. જે આર્થિક અને સામાજિક કોયડાઓ હિંદને ઉકેલવાના છે એ વિશાળ છે; શાહીવાદી હિતો અને રજવાડી રૂઢિઓનાં બંધનો કાપ્યા વિના આ કોયડાઓનો ઉકેલ મેળવવાની શકયતા જ નથી. આ કોયડાઓના ઉકેલ માટે સંપૂર્ણ રાજકીય અને આર્થિક સ્વાતંત્ર્ય આવશ્યક છે.

જે બંધારણની યોજના અહીં સૂચવવામાં આવી છે એ પ્રજાતંત્રવાદી જ છે. સ્વતંત્ર પ્રજાતંત્રવાદી રાજ્યની રચનાની રાષ્ટ્રીય માંગ જોડે આ યોજના બરાબર બંધબેસતી થાય છે. આપણી પ્રજાનાં હિત માટે અને આજના સમાજને દમી રહેલા વિરોધોના અંતને માટે સામાજિક રચનાની પુનર્ઘટના જરૂરી છે એમ અમે આગળ કહ્યું છે. પ્રજાતંત્રના માર્ગે આવો સમાજ–તંત્રનો પલટો શકય બને અને સમાજ સમાજવાદી સ્વરૂપ લેતો થાય એ રીતે બંધારણ રચાવું ઘટે. આ પલટાને અડચણરૂપ બને એવી કોઈ યોજના બંધારણમાં ન હોવી ઘટે. જગતમાં આજે જે બની રહ્યું છે એને લક્ષમાં લેતાં, પ્રજાતંત્રને ધોરણે સમાજતંત્રના પલટાની શકયતા વિષે શંકા ઊપજે છે. પણ તોયે એ દિશામાં પ્રયત્ન તો કરવો જ જોઈએ.

**જવાહરલાલ નેહરુ**

**નરેન્દ્ર દેવ**

**કે. ટી. શાહ**

ચિંતનપ્રધાન પુસ્તકો પ્રગટ કરતી

# ચિંતન ગ્રંથાવલિ

- આ ગ્રંથમાળા નવી જ શરૂ થાય છે. આ માળાનું વર્ષ એપ્રીલ ૧૯૩૯થી માર્ચ ૧૯૪૦ સુધીનું ગણાશે.
- આ માળામાં દર વર્ષે ચાર ગ્રંથો પ્રગટ કરવાનો પ્રયત્ન થશે. લગ્ન, રાજકારણ, સાહિત્ય, સમાજ ઇ૦ વિષયોને લગતાં પુસ્તક પ્રગટ થશે.
- આ ચાર પુસ્તકોની મૂળ કિંમત આઠ રૂપિયા અને સાદી કિંમત ૭ રૂપિયા રહેશે.
- આ માળા માટે લવાજમની પદ્ધતિ નથી, પરંતુ એકી સાથે રૂા. ૭ અનામત મૂકીને વાર્ષિક ગ્રાહક થઈ શકાય છે.
- આ રીતે ગ્રાહક થનારને કોઈ પણ પુસ્તક પ્રગટ થવા અગાઉ એક મહિને સાદા બુકપોસ્ટથી પુસ્તકની પરિચયપત્રિકા મોકલવામાં આવે છે. આ પત્રિકાના જવાબમાં એમના તરફથી વખતસર સ્પષ્ટ 'ના' લખવામાં ન આવે તો એમને એ પુસ્તક જોઈએ છે એમ માનીને રવાના કરવામાં આવે છે.
- આ રીતે અનામત મૂકનારને આ પુસ્તકો મૂળ કિંમત કરતાં પોણી કિંમતે અને અમારા ખર્ચે ઘેર બેઠાં પહોંચાડવામાં આવે છે,
- વર્ષને અંતે જો અનામત રકમ બાકી રહેતી હોય તો ગ્રાહક પોતાના ખર્ચે પાછી મગાવી શકે છે.

**: અનામત :**

| **દેશમાં** | **બ્રહ્મદેશમાં** | **પરદેશમાં** |
|---|---|---|
| ૭ રૂપિયા | સાડા ૭ રૂપિયા | શિ. બાર રૂા. આઠ |

**ચિંતન ગ્રંથાવલિ : પો. બો. નં. ૭૩ : અમદાવાદ**

# ચિંતન ગ્રંથાવલિ

## હવે પછીનાં ત્રણ પુસ્તકો

**લગ્ન–એક સાધના** લે. સોપાન

લગ્ન એ એક લહાવો છે કે કપરી સાધના છે તે આ પુસ્તકમાં વિચારવામાં આવ્યું છે. 'લગ્ન—એક સમસ્યા'ના **અનુસંધાનમાં** લખાયેલું આ પુસ્તક દાંપત્યજીવન અને કુટુંબજીવનના પ્રશ્નોને વિચારે છે.

**સાહિત્યસમીક્ષા : ગ્રંથ બીજો** લે. વિશ્વનાથ મ. ભટ્ટ

આ પુસ્તકના નામમાં કદાચ ફેરફાર થશે. શ્રી. વિશ્વનાથ ભટ્ટને દરેક સાહિત્યપ્રેમી પિછાનતા જ હશે. એમનાં વિવેચનોનો આ બીજો ગ્રંથ ગુજરાતના વિવેચનસાહિત્યમાં બહુમૂલ્ય ઉમેરો કરશે.

**રક્તરંગી ક્રાન્તિ** લે. કાન્તિલાલ શાહ

અનેક પુસ્તકો, પત્રો અને મળી શકે એવાં પુષ્કળ સાધનો વડે આપણા દેશની હિંસક ક્રાંતિનો ઇતિહાસ અમે એકઠો કર્યો છે. આ ઇતિહાસ ૧૮૫૭ના સ્વાતંત્ર્યયુદ્ધ પછીથી શરૂ થાય છે અને છેક વર્તમાનકાળમાં પૂરો થાય છે. પુસ્તકમાં છે ઇતિહાસની સામગ્રી, પરંતુ તે નવલકથા કરતાંયે રોમાંચક થશે.

ભારતી સાહિત્ય સંઘ : પો. બો. નં. ૭૩ અમદાવાદ

# વિશ્વદર્શન

સં. છોટાલાલ માનસિંગ કામદાર

પ્રસ્તાવનાલેખક : પ્રો. સી. એન. વકીલ

ક્રાઉન ડેમી આઠપેજી : દ્વિરંગી જેકેટ ! પૃષ્ઠ ૫૦૦ :

પાકું પૂઠું : સાડાત્રણ રૂપિયા

ગુજરાતી ભાષામાં આજ સુધીમાં આ પ્રકારનું એક પણ પુસ્તક પ્રગટ થયું નથી. મુખ્યત્વે હિંદનું અને સામાન્ય રીતે આખા વિશ્વનું જ્ઞાન-માહિતી આપતું આ પુસ્તક દરેક પુસ્તકાલયે, પત્રકારે અને જગતની અવનવી માહિતી જાણવાના જિજ્ઞાસુએ અવશ્ય વસાવવું જોઈએ.

ભારતી સાહિત્ય સંઘ

પો. બો. નં. ૭૩ : અમદાવાદ

# અમારાં પ્રકાશનો

## અરુણ પુસ્તકમાળા

| | |
|---|---|
| શંકરાચાર્ય | ૦—૨—૬ |
| રંગરંગ વાદળિયાં | ૦—૨—૦ |
| નાનાં છોકરાં | ૦—૧—૬ |

## નૂતન ગ્રંથાવલિ

| | |
|---|---|
| લગ્ન—એક સમસ્યા | ૧—૪—૦ |
| ઝાંઝવાંનાં જળ | ૧—૪—૦ |
| સાહિત્યસમીક્ષા | ૨—૮—૦ |
| ઘરભાણી | ૧—૮—૦ |
| પશ્ચિમની કલાકૃતિઓ | ૧—૪—૦ |
| ધૂપદાની | ૧—૪—૦ |
| વેરાનમાં | ૧—૦—૦ |
| દરિયાના મામલા | ૦—૨—૦ |
| સત્તાવન | ૧—૪—૦ |
| વિશ્વદર્શન | ૩—૮—૦ |
| વિરાટ જાગે છે ત્યારે— | ૧—૮—૦ |
| આલબેલ | ૧—૮—૦ |
| વૈજ્ઞાનિક જગત | ૧—૪—૦ |
| પ્રદક્ષિણા | ૧—૮—૦ |
| મુસ્તફા કમાલ | ૧—૮—૦ |

## લોકશિક્ષણ ગ્રંથમાળા

| | |
|---|---|
| રાજકોટ—સત્યાગ્રહ | ૦—૮—૦ |

## नवसर्जन ग्रंथावली

| | |
|---|---|
| संजीवनी | २—०—० |
| शोभा | २—८—० |
| प्रायश्चित्त भा. १ | २—०—० |
| ,, भा. २ | २—०—० |

⊕ મુંબઈ અને ગુજરાતમાં મૂળ કિંમતમાંથી પચીસ ટકા કાપી આપવામાં આવશે.

⊕ બૃહદ્ ગુજરાતમાં અમારા એજન્ટો અને પ્રતિનિધિઓ સાડા બાર ટકા કાપી આપશે.

⊕ ટપાલથી મંગાવનારે પણ સાડા બાર ટકા કાપીને પૈસા મોકલવા.

Lordkin P. Ahmedabad.